# बीजी आवृत्तिनी प्रस्तावना.

આ પુસ્તકની પેહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં ગ્રંથકર્ત્તાએ એવું લખેલું હતું કે આ વ્યાકરણ સંપૂર્ણ નથી; વળી, કે અવકાશ મળશે તો બીજી આવૃત્તિમાં સુધારો થશે. એ વચન પૂરૂં કરવા માટે તેણે યથાશક્તિ પ્રયત્ન કર્યું છે; કંઈ કંઈ પુનરૂક્તિ તથા અતિશયોક્તિ મટાડેલી છે, કંઈ કંઈ સંક્ષેપે લખાએલી વાતોનો વિસ્તાર કરેલો છે, કંઈ કંઈ સંદેહ ભાંગીને અર્થ સ્પષ્ટ કરેલો છે, કંઈ કંઈ ભૂલ શોધીને નવા વિચારો દર્શાવ્યા છે. તો પણ ઘણાક વિષયોમાં હજી વ્યાકરણ અધુરૂં રહ્યું છે, કેમકે સુધારવા સારૂ યથાસ્થિત અવકાશ ન મળ્યો, શોધકામ અર્ધું થયું ન થયું એટલામાં શરીરામુખાકારીથી બંધ રાખવું પડ્યું, માટે કેટલાએક વિચારો લખી શકાયા નહિ. વાક્યવિન્યાસના ભાગમાં કેટલીએક વાતો કાઢીનાંખેલી, તેને સ્થળે બીજી રચવાનો હેતુ હતો, તે પણ થઈ ન શક્યો. છંદવિન્યાસના ભાગમાં ધારણાપૂર્વક ન્યૂનાધિક કંઈજ થયું નહિ; પણ આ વિષય સંબંધી અતિશે ચિંતા નથી, કારણ કે ગુજરાતી ભાષામાં કેટલાંક પિંગળ છે.

કોઈને અધુરો ગ્રંથ છુપાવવો સારો ન લાગે, પરંતુ શરીરના દુઃખ આગળ નિરૂપાય છિયે. થોડા દિવસમાં વિલાયત જવાનો ઠરાવ છે. ત્યાં પ્રભુની કૃપાથી સુખાકારી થાય તો શોધના કામમાં ફરી વળગીશું; કદાચિત ત્રીજી આવૃત્તિનો ખપ પડે તો તેમાં ધારેલા વિચાર જણાવવામાં આવશે. પરંતુ ભવિષ્યનો ભરોસો નથી, એક દિવસમાં શુંજ થવાનું તે કોણ કહી શકે, માટે સ્વદેશ જતા પેહેલાં ગુજરાતી વિદ્યાર્થીને ચરણે આ બીજી આવૃત્તિ મુકિએ છિયે; અને આશા છે કે પેહેલી કરતાં આ બીજી આવૃત્તિ ઉપયોગી થશે.*

ગ્રંથકર્ત્તાએ પોતાના દેશી મિત્રોને પેહેલી આવૃત્તિની પ્રતો પોહોંચાડતાં વિનતી કરી હતી કે આમાં જે ભૂલો હોય તે જણાવશો તો મોટો આભાર

---

* વાંચનારની આજ્ઞા માગી સૂચના આપીએ છિયે કે બેઉ આવૃત્તિને મેળવી જોતાં અંક ૨૭, ૪૪, ૬૮, ૧૮૭થી ૧૯૧ સુધી, ૨૨૨ થી ૨૫૯ સુધી, ૩૧૮ થી ૩૨૨ સુધી, ઉપસર્ગ વિશે ૩૩૫થી ૩૪૧ સુધી, પ્રત્યયો વિશે ૩૪૪, અને સમાસ વિશે ૩૪૫થી ૩૬૬ સુધી જોવું.

માનીયુ. આ ઉપરથી કેટલાએક મિત્રભાવના હેતુથી કોઈ કોઈ ભેદ દેખાડ્યા છે. એમનો ઉપકાર આનંદથી માન્ય કરિયેછિયે. તેઓમાં કવિરાય દલપતરામ ડાહ્યાભાઈનુ નામ મુખ્ય છે; આ સુજ્ઞ કવિએ સાગ સારો વિચાર જણાવ્યા છે, અને વાચનારના અર્થમાં સારૂં કરવુ છે.

કેળવણી ખાતાના અધિકારીઓએ આ પુસ્તકને આશ્રય આપી એનો બહુ પ્રસાર કર્યો છે. આ આશ્રયની આશા પૂર્વે ન હતી. એમનો ઉપકાર ગ્રંથકર્તા આદરથી માન્ય કરેછે.

સાંભળવામાં આવ્યું છે કે નિશાળના વિદ્યાર્થીઓમાં વાદ થાયછે; કેટલાક કહેછે કે 'આ વ્યાકરણથી અમે સંસ્કૃતમાં મરીગયા.' એમની સાથે ગ્રંથકાર નમ્રતાથી પ્રતિવાદ કરેછે, કે ગુજરાતી તમારી જન્મભાષા સંસ્કૃતની પુત્રી છે, પોતાની માતા સાથે એનો કેવો સંબંધ તે ન જાણો તો એના ખરા રસનો સ્વાદ નહિ ચાખવાના, અને તેના અધિકારની ખરી સત્તા ન સમજવાના; કવિની ઉત્તુંગ કલ્પનાને અર્થે કેટલી મધુર વાણી, વક્તાની મનોહર ભાષાને અર્થે કેટલા અલંકારના ભંડાર, તત્વવેત્તાને અર્થે કેટલી સૂક્ષ્મભેદની સંજ્ઞા, ધર્મબોધકના ઉપદેશને અર્થે સત્યસૂચક અસત્યવર્જક કેટલાં વચનો, રાજ્યનિયમસ્થાપકને અર્થે કેટલાં વ્યવહારીક પદો, ઇતિહાસ લેખકને અર્થે કેટલી સર્વવાચક સામગ્રી, નાટકમાં રંજક, મિત્રાચારમાં મિષ્ટ, વ્યાપારમાં ઉપયોગી, ઘરમાં બાળ ભોળાભાષણ, ઇત્યાદી વિવિધ લક્ષણ ગુજરાતીમાં ક્યા ક્યા પ્રકારનું છે, તે મૂળ ભાષા સાથેના ખરા સંબંધના જ્ઞાન વિના કેમ સમજશો! "સંસ્કૃતમા મરીગયા!" ના, ખરૂં કહો તો સંસ્કૃતમાં સજીવન થવાના, નવો અવતાર લેવાના અને સુજ્ઞજનોની સાથે સજીવ ભાષાનો સુયશવર્ધક વ્યાપાર ચલાવવાના.

ગુજરાતી ભાષાનુ ખરૂં વ્યાકરણ જોઈયે તેવું હજી થયું નથી. આ વ્યાકરણના કર્તાએ પોતાના અલ્પ સામર્થ્ય પ્રમાણે કેવળ દિશા દેખાડેલી છે; કોઈ દેશી પંડિત નવું વ્યાકરણ રચીને ભાષાને તેજષ્ટ કરે એવી આશા તે રાખેછે.

# सांकळियुं

# गुजराती भाषानुं व्याकरण.

१ प्रश्न. व्याकरण शाने कहिये ?

उत्तर. भाषाना नियम विषे जे शास्त्र, तेने व्याकरण कहिये.

२ માણસના મનના વિવિધ વિચાર અને મનોભાવ લોક એક બીજાને જેણે કરીને જણાવેછે, તેને ભાષા કહિયે. ભાષા બોલેલી અથવા લખેલી હોય છે. બોલતાં, લખતાં, લોક નિયમ પાળીને બોલેછે અને લખેછે ખરા, તોય પણ, આ નિયમ કેવા કેવા છે, એ તો બધા લોક કહી જણાવી શકતા નથી. વિવેકી વિદ્વાનો એ વિષે શોધ કરીને કેટલાંએક સૂત્રો બાંધી શીખવતા આવ્યા છે. એ ઉપરથી જે વિદ્યા ઉત્પન્ન થઈ, તેને વ્યાકરણવિદ્યા કહિયે છિયે; અને જે શાસ્ત્ર રચ્યું છે, તેને વ્યાકરણશાસ્ત્ર* કહિયે છિયે.

३ प्र. व्याकरणना केटला प्रकार होय छे ?

उ. त्रण प्रकार; एटले—साधारण, सान्वय, अने असाधारण व्याकरण.

---

*व्याकरण, आ शब्दनी गोठवणीमां बे उपसर्ग अने एक कृदंत आवेछे. वि विशेषपणानो, अने आ मर्यादानो अर्थ देखाडनार उपसर्ग छे; करण, कृ धातुनुं एक कृदंतरूप छे. एमां वळी भेगा, अथवा शब्द, आ बोलनो अर्थ अध्याहार्य, एटले समजेलो छे. माटे "व्याकरण," आ शब्द वापरतां, आटलुं बधुं जाणवुं, के शब्दना अथवा भाषाना नियम केवा केवा छे, ते विषे विशेष मर्यादा बांधी ठरावी देखाडनार शास्त्र. संस्कृतमां एनुं वर्णन एवुं करेलुं छे; व्याक्रियंते शब्दाः अनेनेति व्याकरणं. अर्थः—जेणे करीने शब्दो उजाळिये ते व्याकरण. एथी अधिक पण कंइ समजवुं, एटले, वाक्यना शब्दो पोतामां जे परस्पर संबंध राखेछे ते देखाडनार शास्त्र.

शास्त्र (शास्, मर्म-अंतर्भाव जणाववो; त्र, यंत्र-साधन, ए अर्थदर्शक प्रत्यय,) जेणे करीने मर्म कंइ सिद्ध थायछे ते.

४ प्र. **साधारण** व्याकरण ते केवु ?

उ. जे नियमो बधी भाषाओने सामान्य छे, ते विषेना शास्त्रने **साधारण** व्याकरण कहिये.

५ प्र. सान्वय व्याकरण ते केवुं ?

उ. विविध भाषाओमा जे भिन्नाभिन्नता देखायछे, तेना नियम विषेना शास्त्रने **सान्वय** व्याकरण कहिये.

૬. સર્વે ભાષાઓમાં, વિષયપદ, ક્રિયાપદ, વિશેષ્ય, વિશેષણ, ઇત્યાદિના સબંધથી વાક્ય થાયછે. એના મર્મ વિશે જે ઉંડો શોધ થયો છે, તે સાધારણ વ્યાકરણમા જણાવેલા છે. પણ ગુજરાતી, મરાઠી, હિંદી, ફારશી, પ્રાકૃત, સસ્કૃત, ગ્રીક, લાટીન, ગોથિક, ઈંગ્રેજી, ફ્રેંચ, હેબ્રી, અરબી, ઇત્યાદિક પ્રાચીન અર્વાચીન ભાષાઓમા, જે મળતાપણું અને જુદાપણું છે, તે જાણી જણાવવાને અર્થે શોધ કરતા જે વિદ્યા ઉત્પન્ન થઈ, તેનુ શાસ્ત્ર સાન્વય વ્યાકરણ છે.

७ प्र. असाधरण व्याकरण ते केवुं ?

उ. जेमा एकज भाषाना नियमो जणवेला छे तेने **असाधारण** व्याकरण कहिये. गुजराती, मराठी, हिंदी, एवी प्रत्येक भाषानुं व्याकरण, ते **असाधारण** छे.

## भाषाना भेद विषे.

८ प्र. प्रत्येक भाषामा केटला भेद गणेला छे ?

उ. प्रत्येक भाषामा, अक्षर, शब्द, तथा वाक्य, ए त्रण छे ; अने कोइ वैयाकरणो पद्यनो एक चोथो भेद गणेछे. भाषामा एवुं छे, माटे व्याकरणमा एमने मळता भाग कर्या छे ; एटले— १, अक्षर-विन्यास ; २, *शब्दविन्यास, शब्दसाधन, अथवा पदभंजन* ; ३, वाक्यविन्यास अथवा वाक्यरचना , अने. काव्य मेळविये तो, ४, पद्यबंध.

## अक्षरविन्यास विषे.

९ प्र. अक्षरविन्यासना भागमा शानु वर्णन आवेछे ?

उ. अक्षरविन्यासना भागमा अक्षरना स्थानादिनुं वर्णन आवेछे.

**अक्षर**; આપણા વાણીસ્થાન, એટલે કંઠ, તાળુ, મૂર્ધા, હોઠ, દાત, ઇત્યાદિએ કરીને આપણે કણા જુદા જુદા, ટુંકા ટુંકા, જેગ ઉચ્ચારણો કરી શકિયે

છિયે; આ ઉચ્ચારણોના અક્ષર* થાયછે. માહોડે કરીને જે ઉચ્ચારણો થાયછે તેઓ કાને કરીને સંભળાયછે; પણ એમને આંખે કરીને જોઈ સમજી શકિયે માટે પત્રાદિક ઉપર લખાય એવાં કેટલાંએક ચિન્હો ઠરાવેલાં છે; આ લખેલાં ચિન્હોને પણ અક્ષર કહેછે. અક્ષરને વર્ણ પણ કહેછે.

આપણા વાણીસ્થાનથી (અથવા વર્ણસ્થાનથી) અતિ ઘણાં ઉચ્ચારણો થઈ શકેછે, પણ તેઓ બધાં પ્રત્યેક ભાષાના કામમાં લીધેલાં નથી—ઘણાં ખરાં વપરાયા વિના રહી જાયછે. વળી, બધી ભાષાઓમાં તેનેતેજ ઉચ્ચારણો કામમાં લીધેલાં નથી; કેટલાંએક ઉચ્ચારણો ગુજરાતીમાં વપરાયછે, પણ ઈંગ્રેજીમાં વપરાતાં નથી, અને ઈંગ્રેજીમાં ઘણાંએક ચાલેછે જે ગુજરાતીમાં ચાલતાં નથી.

**विन्यास** (वि, नि, વિશેષાર્થદર્શક ઉપસર્ગો; અસ, લેવું—આવવું—પ્રગટ થવું. विन्यस् ઠેકાણે લઈ આવવું—વર્ગે વર્ગ કરી દેખાડવું—વિચારથી ગોઠવવું), વિચારયુક્ત ગોઠવણી; વળી, જે જગામાં એવી ગોઠવણી કરી દેખાડેલી છે તે. માટે અક્ષરવિન્યાસ = અક્ષરની વિચારયુક્ત ગોઠવણી, અને વ્યાકરણના જે ખડમાં એ કરી દેખાડેલી છે તે.

१० प्र. गुजरातीमा केटला अक्षर वपरायछे?

उ. संस्कृतमा एकावन अक्षर छे, ळ मेळाविये तो, बावन थायछे; एटले, अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः—

क ख ग घ ङ, च छ ज झ ञ, ट ठ ड ढ ण, त थ द ध न, प फ ब भ म, य र ल व, श ष स ह, ळ, क्ष ज्ञ. पण एओमाना ॠ, ऌ, ॡ, गुजरातीमा वपराता नथी; ङ, ञ, थोडाज वपराय छे; क्ष, ज्ञ, जोडाअक्षर छे; अं, अः ए स्वरनी आगळ अनुस्वार तथा विसर्ग छे. आ नवने नहि गणिये तो गुजरातीनी साधारण लिपिना मूळाक्षर ४३ थायछे. संस्कृतमा नहि वपरायलो एक अक्षर, इंग्रेजी इत्यादि परभाषाना शब्दो लखवा सारु, ॲ, एवो करीने वापरेछे.

११ प्र. अक्षरोना विभागो किये प्रकारे करेला छे?

उ. अक्षरोना बे मुख्य विभाग छे, एटले, स्वरनो एक विभाग अने व्यंजननो बीजो.

---

*अक्षर (अक्ष् व्यापवु, अर प्रत्यय), व्यापक, भाषामां सर्वत्र व्यापी रहेलु ते.— वर्ण (वृ ढांकवु, वर्ण् रंगवु) रंगिन करेलु इ०. उच्चारी देखाडेलो, ते अक्षर, लखी देखाडेलो, ते वर्ण, एवो भेद राखिये तो चाले?

## स्वर विषे.

१२ प्र. स्वर कोने कहिये?

उ. उच्चारने लंबावता जेना प्रत्येकनुं उच्चारण एकने एकज प्रकारनुं, अथवा सरखी रीते, थायछे तेने स्वर कहिये.

१३ प्र. गुजरातीमा केटला स्वर छे?

उ. जेओ मूळ स्वर कहेवायछे, तेओ त्रण छे; एटले अ, इ, उ; एओ टुंका उच्चारना छे, अने ह्रस्व के लघु कहेवाय छे. एमना प्रत्येकनो उच्चार लांबो कर्याथी बीजा त्रण थायछे; एटले—आ, ई, ऊ; एओ दीर्घ के गुरु कहेवायछे. वळी संधिस्वर (बे स्वरना मल्याथी जे उत्पन्न थायछे ते) चार छे, एटले ए, ऐ, ओ, औ; एमनुं वर्णन संधिप्रकरणमा जोवुं जोइये (३२-१-अ. आ)

३ ह्रस्व, ३ दीर्घ, अने ४ संधिस्वर मळीने १० स्वर थायछे; पण ऋ, आ ह्रस्व स्वर पण गुजरातीमा चाले छे, माटे गुजरातीमा स्वरोनी संख्या ११ थायछे.

૧૪. હ્રસ્વ સ્વર બોલતાં થોડોજ કાળ થાયછે, માટે તેઓ એકેકજ માત્રાના ગણાયછે.* દીર્ઘ સ્વર બોલતાં હ્રસ્વ કરતાં બમણો કાળ થાયછે, માટે એઓ બબે માત્રાના ગણાયછે. સંધિસ્વર બબે સ્વરના હોયછે, માટે એઓ પણ દીર્ઘ અને બબે માત્રાના છે.—રોતાં, ગાતાં, બોલાવતાં, પોકારતાં, સ્વરનો ઉચ્ચાર બહુ લાંબો થાયછે, તે ત્રણ અથવા અધિક માત્રાનો ગણેલો છે: એને પ્લુત કહેછે. પ્લુતને લખી દેખાડવાની રીતિ નથી.

## सवर्ण असवर्ण विषे.

૧૫. અક્ષર સવર્ણ અને અસવર્ણ કહેવાયછે. જે અક્ષરો એકજ વર્ણસ્થાનથી ઉત્પન્ન થાયછે તેઓ સવર્ણ છે; અને જેઓ જૂદા જૂદા સ્થાનથી થાયછે તેઓ અસવર્ણ. અ અને આ સવર્ણ છે, કેમકે તેઓ બેહુ કંઠસ્થાની છે; ઇ ઈ સવર્ણ, કેમકે બેહુ તાલુસ્થાની છે; ઉ, ઊ સવર્ણ છે, કેમકે બેહુ ઓષ્ઠસ્થાની છે; પણ અ, ઇ, ઉ, અસવર્ણ છે, કેમકે એક કંઠ, બીજો તાળુ, ને ત્રીજો ઓષ્ઠસ્થાની છે.

* मात्रा ( मा, मापवुं; त्र, स्वार्थे प्रत्यय,) माप, भरण, एक मात्रा=एक माप.

એ, ઐ કંઠતાલુસ્થાની છે, કેમકે કંઠ અને તાલુ, આ બેઉ સ્થાનથી તેઓ થાયછે; ઓ, ઔ કંઠોષ્ટસ્થાની, કેમકે કંઠ અને હોઠ આ બેઉથી થાયછે. તોપ પણ, કોઈ વૈયાકરણો એ ઐને ઇ ઈના સવર્ણ; અને ઓ ઔને ઉ ઊના સવર્ણ ગણેછે; કેમકે એ ઐમાં તાલુનું બળ, અને ઓ ઔમાં હોઠનું બળ વિશેષ છે; વળી, ગુણ અને વૃદ્ધિમાં ઈનો એ ઐ, અને ઉનો ઓ ઔ થાયછે. ઇ ઈનો સવર્ણ અંતઃસ્થ ય, અને ઉ ઉનો સવર્ણ વ છે, માટે સંધિકાર્યમાં ઈ થી ય, અને ઊ થી વ ઉત્પન્ન થાયછે. (૩૨-૧. ઇ. ઉ.)

ઋ, આ સ્વર મૂર્દ્ધન્ય અથવા મૂર્દ્ધાસ્થાની છે; એનો સવર્ણ વ્યંજન ર છે.

## गुण तथा वृद्धि विषे.

૧૬. શબ્દનો અર્થ વિકાર થતાં, સંસ્કૃતમાં બહુધા, અને ગુજરાતીમાં કોઈ વેળા, સ્વર બદલાયછે. એને સ્વરનાં વૃદ્ધિ તથા ગુણરૂપ કહેછે. વિષ્ણુનું વૈષ્ણવ, અને શિવનું શૈવ; બુધનું બોધ, બૌદ્ધ, થાયછે. મૂળ સ્વરનાં ગુણ અને વૃદ્ધિરૂપ તે કેવાં, એ નીચેના કોષ્ઠક ઉપરથી જણાવિયે છિયે.

| મૂલરૂપ. | ગુણરૂપ | વૃદ્ધિરૂપ. |
|---|---|---|
| અ. | અ | આ. |
| ઇ. | એ | ઐ. |
| ઉ. | ઓ | ઔ. |
| ઋ. | અર | આર. |

## व्यंजन विषे.

१७ प्र. व्यंजन कोने कहिये?

उ. जे वर्णनो उच्चार स्वर विना थतो नथी, तेने व्यंजन कहिये.

વ્યંજન એટલે (વિ વિશેષપણાનો અર્થ દેખાડનાર ઉપસર્ગ, અઞ્જ્ દેખાડું,) સ્વરે કરીને જે જણાયામાં આવેછે તે.*

---

* कोइ, वली, एनो अर्थ एवो करेछे. व्यंजननो अर्थ व्यंग: ने समान करीने कहेछे, के खोडेलुं एवु समजवु. "माटे, जे अक्षर व्यजन कहेवाय छे तेओ खोडेलां छे, "एटले एमनो एक भाग पडतो मुकेलो छे, अने जेम खोडा माणसनो स्वभाव एवो "होयछे, के ते बीजाने आधारे–लाकडीनो टेको लइने–चालेछे, तेम व्यंजनोनो उच्चार "बीजा अक्षरोने आधारे–स्वरोनो टेको लइने–थायछे."

१८. प्र. गुजरातीमां केटला व्यंजन छे ?

उ. मूळ भाषा संस्कृतमां ३३ व्यंजन गणेला छे, एमनी साथे ळ मेळव्याथी ३४ थायछे.

૧૯ બીજા બે અક્ષર, એટલે, ક્ષ અને જ્ઞ, સાધારણે લખાય છે, અને એમને, કોઈ ગુજરાતી મૂળાક્ષરોમાં ગણેછે; પણ તેઓ જોડાક્ષર છે,–ક અને ષ મળીને ક્ષ, જ અને ઞ મળીને જ્ઞ થાયછે.

૨૦ ઙ અને ઞ ગુજરાતીમાં સાધારણે વપરાતા નથી ખરા, અને ઘણા ખરા લોક એમને ગુજરાતી અક્ષરોમાં ગણવા ઈચ્છતા નથી, તોય પણ, તેમનો ખરો ઉચ્ચાર ભાષામાં છે, અને કોઈ પ્રસંગમાં તેમને લખિયે નહિ તો શબ્દનો ઉચ્ચાર શુદ્ધ થતો નથી; જેમકે, દિઙ્મૂઢ, દિઙ્માત્ર, વાઙ્મય, ઈ૦.

२१ प्र. आ चोत्रीस व्यंजनना कोइ विभाग करेला छे ?

उ. छे; एटले —

कंठस्थानथी थनारा पांच कवर्गीय ;— क, ख, ग, घ, ङ.
तालुस्थानथी थनारा पांच चवर्गीय ;— च, छ, ज, झ, ञ.
मूर्द्धाथी थनारा पांच टवर्गीय ;— ट, ठ, ड, ढ, ण.
दंतस्थानथी थनारा पांच तवर्गीय ;— त, थ, द, ध, न.
होठथी थनारा पांच पवर्गीय ;— प, फ, ब, भ, म.

आ २५ तो सवर्गीय, एटले वर्गवाळा, कहेवाय छे.

बाकीना नव अवर्गीय कहेवाय छे, केमके तेओ उपरना वर्गमां गणेला नथी. तोय पण स्थानोमां लाववाने करिये तो लवाय: कंठ्यमां, ह; तालव्यमां, य, श; मूर्द्धन्यमां, र, ष, ळ; दंत्यमां, स, ल; अने दंतोष्ट्य, व.

૨૨. કંઠસ્થાનથી ઉત્પન્ન થનારા, કંઠ્ય અથવા કંઠસ્થાની; તાલુસ્થાનથી, તાલવ્ય કે તાલુસ્થાની; મૂર્દ્ધાથી, મૂર્દ્ધન્ય કે મૂર્દ્ધાસ્થાની; દંતસ્થાનથી, દંત્ય કે દંતસ્થાની; અને હોઠથી થનારા, ઓષ્ટ્ય કે ઓષ્ટસ્થાની કહેવાય છે.

## अल्पप्राणी, महाप्राणी, तथा अनुनासिक अक्षर विषे.

२३ प्र. अल्पप्राणी, महाप्राणी, तथा अनुनासिक अक्षर किया ?

उ. जेमनो उच्चार करतां थोडो स्वास जोइये तेओ अल्पप्राणी, जेमने वास्ते वधारे स्वास जोइये तेओ महाप्राणी, अने जेमनो उच्चार नाक स्थलथी थायछे तेओ अनुनासिक अक्षर कहेवाय छे.

अल्पप्राण— क, च, ट, त, प ; ग, ज, ड, द, ब ; य, र, ल, व, ळ.
महाप्राण— ख, छ, ठ, थ, फ; घ, झ, ढ, ध, भ; श, ष, स, ह.
अनुनासिक—ङ, ञ, ण, न, म.

## स्पर्श, अंतस्थ, तथा ऊष्मन् के ऊष्मा विषे.

२४. क थी ते म सुधी पચીસ સવર્ગીય જે છે, તેઓ સ્પર્શ કહેવાછે; કેમકે તેમનો ઉચ્ચાર થતાં, વર્ણસ્થાનનો સ્પર્શ પૂરી રીતિએ થાય છે.

य, र, ल, व, ळ, अंतःस्थ (અંતરમધ્ય; સ્થ રેહનાર,) વચગાળે રેહનાર, કે રહી જનાર, કહેવાયછે; કેમકે સ્પર્શ થયા વિના, વર્ણસ્થાનને અંતરે, કે વચલે ભાગે, તેમનો ઉચ્ચાર થાયછે. અંતસ્થ ઉચ્ચારમાં વ્યંજનનું કંઈ, અને સ્વરનું કંઈ લક્ષણ દેખાય, માટે કોઈ વૈયાકરણો એમને અર્ધસ્વર, અને કોઈ અર્ધ-વ્યંજન કહે.

श, ष, स, ह, ऊष्मन्, કે ऊष्मा (ઉષ્, તપવું,—જોસમાં આવવું), કહેવાયછે. કેમકે તેઓમાં મહાપ્રાણનો જોસ, અને સર્પના સુસ્વાટ જેવો સાદ છે.

## घोष अने अघोष विषे.

२५ प्र. अक्षरो कोइ घोष, अने कोइ अघोष कहेवायछे, एनुं कारण शुं?

उ. छातीपर दाब राख्या विना जे अक्षरनो उच्चार थायछे ते अघोष, अने दाब राखेथी जे थायछे ते घोष छे.

ઘોષ=સાદ, આ જાતિના ઉચ્ચારમાં છાતીનો સાદ વધારે છે; અઘોષ=સાદ રહિત, એમાં છાતીનો સાદ નથી. (કોઈ વૈયાકરણો એનું વર્ણન એવું કરેછે:— "ધાતુપાત્રમાં ટકોરો મારતાં જેવો રણકારો થાય, તેવો ઉચ્ચાર ઘોષનો; કાષ્ટપાત્રમાં ટકોરો મારતાં જેવો રણકારો થાય, તેવો ઉચ્ચાર અઘોષનો છે.")

વળી, ઘોષને સંવાર, અને અઘોષને વિવાર કહેછે. વિવાર (વિ, વિશેષપણાનો અર્થ દેખાડનાર ઉપસર્ગ, વાર લેવું), ખુલ્લો—પોહોળો. છાતીમાંથી જે દ્વારે કરીને સ્વાસ નીકળેછે, તેને ખુલ્લો, કે પોહોળો, રાખીને વર્ણસ્થાનથી ઉચ્ચાર કરિયે, તો વિવાર (અઘોષ) ઉચ્ચાર થાયછે. સંવાર (સં, સાથે; વાર, લેવું,) સાથે કરી લીધેલો—સંકડાવેલો. સ્વાસદ્વારને સંકડાવીને વર્ણસ્થાનથી ઉચ્ચાર કરિયે તો સંવાર (ઘોષ) ઉચ્ચાર થાયછે.

વળી, ઘોષને કોમળ, અને અઘોષને કઠોર, પણ કહેછે.

**अघोष.** क, च, ट, त, प; ख, छ, ठ, थ, फ; श, ष, स. . १३.

**घोष.** ग, ज, ड, द, ब; घ, झ, ढ, ध, भ; ङ, ञ, ण, न, म; य, र, ल, व, ह, ळ. २१. घोषाक्षरमां बधा स्वर पण गणेला छे.

## अ अनुषंगी, तथा स्वरोनां संयुक्तचिन्हो विषे.

२६ प्र. अ अनुषंगी जे कहेवायछे तेनुं आपणे शुं समजवुं ?

उ. मूळाक्षरना पाठमां व्यंजनना नाम लेतां जे स्वरनो उच्चार थाय छे ते अ छे. एने अ अनुषंगी (अनु, साथे; संगी, मळेलो.) कहेछे. व्यंजनोनी साथे ते ए रीते मळेलो छे, माटे जेम बीजा स्वरोने वास्ते, संयुक्तचिन्हो छे तेम अ ने वास्ते नथी. (३४).

२७ प्र. बीजा स्वरोना संयुक्तचिन्हो तेओ केवां ?

उ. ज्यारे अ नहि, पण बीजो कोइ स्वर व्यंजननी साथे बोलवो होय, त्यारे व्यंजननी जोडे आखो स्वर लखता नथी, पण स्वरनो कोइ भाग लइने, व्यंजनना आकारनी साथे सेली रीते मेळवी लखाय एवां चिन्हो करेछे. लखतां आ चिन्हो व्यंजननी साथे संयुक्त करेलां (मेळवेलां) छे, माटे तेमने स्वरोना संयुक्तचिन्हो कहिये छिये. आ संयुक्तचिन्होना आकार तथा तेमना नाम नीचेना कोष्ठकमा लखियेछिये.

| स्वर. | संयुक्तचिन्ह. | नाम इत्यादि. |
| --- | --- | --- |
| अ. | — | व्यंजनना अक्षरमांज मळेलो होयछे—थ अनुषंगी. |
| आ. | ा | कानो = कर्ण, एटले कान; काननी पेठे अक्षरनी बाजुए रहेछे माटे. |
| इ. | ि | पांच कुंडाली; खरूं नाम पाछ कुंडाली. पैहलां, अक्षरने माथे केवळ कुंडाली करीने इ, ई देखाडता; जेमके की = कि, की. पछी ह्रस्व दीर्घनो भेद देखाडतां, व्यंजनाक्षरने डावे अंगे (एम कि) कुंडाली करी ह्रस्व, अने जमणे अंगे (एम की) करी दीर्घ देखाडता. एमा, अधिक स्पष्टताने अर्थे, ह्रस्वने |

माटे डावी बाजुए, अने दीर्घने माटे जमणी बाजुए, कानानो उमेरो कर्यो. ह्रस्वतादर्शक कुंडाळी व्यंजननी पाछली गम आवी माटे तेनुं नाम पाछ, एटले पाछली कुंडाळी, एवुं पड्युं ; अने दीर्घता दर्शकनुं नाम—

ई. ी अज्जु—अग्यु, खरुं नाम अगियुं, एटले आगलुं; केमके एनुं कुंडळ अक्षरनी आगळ आवेछे.

उ. ु वयडु—वरडु. (वळडु—अक्षरनी नीचे वळेलुं के वाळी दीधेलुं?). काठीयावाडमा, लोढे.

ऊ. ू नेत्र, एटले मूळ; अक्षरनी नीचे झाडनां मूळ जेवुं देखाय माटे. काठीयावाडमां, वदे (वधे हशे).

ऋ. ृ ऋकार.

ए. े मात्रा, एटले माप. पेहला, बधा स्वरनुं साधारण नाम मात्रा हतुं; पछी, ए, ऐ, ओ, औ करतां, अक्षरने माथे जे चिन्ह लागेछे तेनुंज आ नाम रह्युं.

ऐ. ै बे मात्रा.

ओ. ो कानो मात्रा.

औ. ौ कानो बे मात्रा.

एमने व्यंजननी साथे मेळवता नीचे प्रमाणे लखाय छे:—

क का कि की कु कू कृ के कै को कौ. इ०

रु = रू अने ઌ = ऌ: लखवानी खराथी थयला रूपो.

ટીકા. સ્વરના સંયુક્ત ચિન્હથી એવું બનેછે, કે જે વ્યંજનની સાથે તે આવે, તેનો અનુષંગી અ ઉડી જાયછે; પછી, વ્યંજનની સાથે બીજો સ્વર વળગીને એક નવો અક્ષર ઉપજેછે; ક + ી, તે ક્ + અ + ઈ, એવું તો નહિ, પણ ક્ + ઈ=કી; માટે કા, કી, કુ, ઈ૦, એકેક એકજ અક્ષર છે.

## व्यंजनचिन्ह, अनुस्वार, तथा विसर्ग विषे.

२८ प्र. व्यंजनचिन्ह शाने कहिये?

उ. कोइ अक्षरमांथी अ अनुषंगीनो त्याग करवो होय, अने तेने छेडे कोइ स्वरनो उच्चार करवो नहि एवुं देखाडवानुं होय, तो तेने

खोडिये छिये, एटले नीचे एवुं (्) करियेछिये; एने व्यंजनचिन्ह कहिये छिये; जेमके, क्,—ग्—ध्. आ चिन्हने हल्, अने विरामचिन्ह, एवी पण संज्ञा आपेली छे.

२९ प्र. अनुस्वार शाने कहिये ?

उ. पांच अनुनासिक अक्षर जे कहेवायछे, तेमनां पूरां रूपने ठेकाणे वपरायलुं जे लघुचिन्ह, तेने अनुस्वार कहिये छिये. अनुस्वारने बिंदु (मिंडुं) पण कहेछे, अने (ं) एवुं करीने लखेछे.

(અ) અનુનાસિક અક્ષરને પૂરા લખવાનો શ્રમ મટાડવાને અર્થે અનુસ્વારની યુક્તિ કરેલી છે. માટે જેમ અનુનાસિક અક્ષરનાં પાંચ સ્થાન છે, તેમજ અનુસ્વારનાં પણ છે; જેમકે,–

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કંઠ્ય,– | અઙ્ક ને ઠેકાણે | અંક, | અને | અઙ્ગ ને ઠેકાણે | અંગ. | | |
| તાલવ્ય;– | પઞ્ચ | ... | પંચ, | ... | અઞ્જ | ... | અંજ. |
| મૂર્દ્ધન્ય;– | કણ્ઠ | ... | કંઠ, | ... | અણ્ડ | ... | અંડ. |
| દંત્ય;– | દન્ત | ... | દંત, | ... | અન્ધ | ... | અંધ, |
| ઓષ્ઠ્ય;– | કમ્પ | ... | કંપ, | ... | કુમ્ભ | ... | કુંભ. |

જે અક્ષરની સાથે અનુસ્વારનો ઉચ્ચાર થાયછે, તે અક્ષરના વર્ગના અનુનાસિકને ઠેકાણે તે વપરાયછે. પણ વરા, અંશ, ઇત્યાદિ શબ્દોમાં અનુસ્વાર કંઠ્ય અનુનાસિક અક્ષર (ઙ)ના ઉચ્ચાર ઉપર લગારેક આવેલો જણાય છે. (૩૨, ૩.)

(ઇ) શબ્દના છેલા અક્ષર ઉપર અનુસ્વાર આવે તો, કંઠાદિક વર્ણસ્થાનનો કંઇ નિશ્ચય દેખાડ્યા વિના, ઉચ્ચાર કેવળ અનુનાસિક રણકારા જેવો છે; જેમકે—સારૂં, મોટું, કરૂં, બોલું છું. કોઇના ધારવામાં છે કે જ્યાં એવો ઉચ્ચાર થાયછે ત્યાંજ માથે મિંડું લખવું; બીજા ઠેકાણામાં ઙ, ઞ, ણ, ન, મ, લખવા; પણ આ રીતિ સાધારણે ચાલી નહિ.

३० प्र. विसर्ग शाने कहिये ?

उ. ज्यारे हरकोइ स्वरने छेडे हकार जेवो थडकवाळो उचार करवानो होय, त्यारे ते देखाडवा मारू पूर्व स्वरनी जोडे बे मिंडा (ः) एवां करीने लखिये छिये; जेमके, अंतःकरण, दुःख, अः, छिः, अंतःस्थ.

વિસર્ગ (વિ – મૂકી, સૃજ્, ફેંકી દેવું) ફેંકી દીધેલું; જાણે મોહોડેથી વાયુ કે ઉચ્ચાર ફેંકી દીધો હોય, તેમ સાંભળવામાં આવે તે.

२१. उपर कहेला विषयोनो साराश नीचेना कोष्ठकमा संक्षेपथी आणेलो छे.

## अक्षरोनुं कोष्टक.

| | व्यंजन | | | | | | | | स्वर | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | वर्गीय | | | | | अवर्गीय | | | | | |
| | अघोष | | घोष | | | घोष | | अघोष | घोष | | |
| | अल्पप्राणी | महाप्राणी | अल्पप्राणी | महाप्राणी | अनुनासिक | | | | ह्रस्व | दीर्घ | संधिस्वर |
| कंठ्य. | क | ख | ग | घ | ङ | ह | : | : | अ | आ | ए ऐ* |
| तालव्य. | च | छ | ज | झ | ञ | य | : | श | इ | ई | (ए ऐ*) |
| मूर्द्धन्य. | ट | ठ | ड | ढ | ण | र | ळ | ष | ऋ | ॠ | |
| दंत्य. | त | थ | द | ध | न | ल | व* | स | ऌ | ॡ | |
| ओष्ठ्य. | प | फ | ब | भ | म | | (व*) | | उ | ऊ | ओ औ* |

* व दंतोष्ठ्य ; ए, ऐ कंठतालव्य ; ओ, औ कंठोष्ठ्य छे.
ऋ, ऌ, ॡ, गुजरातिमा वपराता नथी.

क—म शुद्धस्पर्श य, र, ल, व, ळ, अन्तःस्थ ; श, ष, स, ह, ऊष्मा ; अं अः स्वरनी आगळ अनुस्वार, में विसर्ग छे.

### संधिप्रकरण.

२२. प्र. वर्णनुं संधिकार्य क्यारे थायछे ?

उ. ज्यारे जूदा जूदा बे वर्ण एवा साथे आवे, के तेमनो उच्चार मळी गयाथी कोइ नवो वर्ण उत्पन्न थाय, त्यारे तेमनो संधि[1] थयो कहेवाय छे. स्वर, विसर्ग, अनुस्वार, व्यंजन, एओनुं संधिकार्य थायछे.

[1] સંધિ ; (સં, સાથે ; ધિ, રાખવું-ધરવું) સાથે રાખવું, સંધાવું, સાંધણ.

१. **स्वरसंधि.** ज्यारे एक शब्दने छेडे स्वर आवे, अने तेनी आगळ बीजा शब्दने आरंभे स्वर होय, तो तेओ बेहु मळी जायछे ; जेमके, परम, आ शब्दने छेडे अ आवेछे, एनी जोडे अर्थ, आ शब्द आवे, तो पेहला शब्दना अंत्यस्वरनी साथे बीजा शब्दनो आदिस्वर मळ्याथी आ थायछे ; माटे, परम + अर्थ = परमार्थ.

અ.) અ આની સાથે સવર્ણસ્વર ( અ, આ ) આવે, તો સંધિમાં આ થાયછે ; જો કોઈ અસવર્ણસ્વર ( ઇ, ઈ, ઉ, ઊ.) અથવા સંધિસ્વર ( એ, ઐ, ઓ, ઔ.) આવે, તો સંધિકાર્યમાં સંધિસ્વર આવેછે ; અને જો ઋ આવે, તો સંધિમાં અર્ દેખાયછે ; જેમકે –

अ + अ = आ परम-अर्थ, परमार्थ. जोड-अक्षर, जोडाक्षर. [गोळ्याकार.
" " आ = आ देव-आलय, देवालय. सत्य-आचार, सत्याचार. गोळ-आकार,
" " इ = ए इश्वर-इच्छा, इश्वरेच्छा. हित-इच्छु, हितेच्छु.
" " ई = ए परम-ईश, परमेश. राम-ईश्वर, रामेश्वर. [भिन्न-उदक, भिन्नोदक
" " उ = ओ सूर्य-उदय, सूर्योदय. ज्ञान-उदय, ज्ञानोदय, दक्षिण-उत्तर, दक्षिणोत्तर.
" " ऊ = ओ नव-ऊढा, नवोढा.
" " ऋ = अर् देव-ऋषि, देवर्षि.
" " ए = ऐ एक-एक, एकैक.
" " ऐ = ऐ परम-ऐश्वर्य, परमैश्वर्य.
" " ओ = औ गुण-ओघ, गुणौघ.
" " औ = औ परम-औषध, परमौषध.

आ.) आ + अ = आ विद्या-अर्थी, विद्यार्थी.
" " आ = आ विद्या-आलय, विद्यालय.
" " इ = ए महा-इंद्र, महेंद्र.
" " ई = ए महा-ईश, महेश.
" " उ = ओ गंगा-उदक, गंगोदक.
" " ऊ = ओ गंगा-ऊर्मि, गंगोर्मि.
" " ऋ = अर् महा-ऋषि, महर्षि.
" " ए = ऐ गंगा-एकता, गंगैकता.
" " ऐ = ऐ महा-ऐश्वर्य, महैश्वर्य.

अ + ओ = औ गंगा-ओघ, गंगौघ.

" " औ = औ महा-औषध, महौषध.

ઈ ઈની સાથે અસવર્ણ સ્વર આવે તો સંધિકાર્યમાં અંતસ્થ ય, સવર્ણ આવે તો દીર્ઘ ઈ ઉત્પન્ન થાય છે:-

इ + अ = य. परि-अन, पर्यन. अति-अन, अत्यन. प्रति-अय, प्रत्यय.
अति-अय, अत्यय. प्रति-अक्ष, प्रत्यक्ष. [अभ्याहार.

" " आ = या इति-आदि, इत्यादि. वि-आकुल, व्याकुल. अभि-आहार,

" " इ = ई अति-इच्छा, अतीच्छा. अति-इत, अतीत. वि-इत, वीत (वीतयु).

" " ई = ई कवि-ईश, कवीश. अति-ईर्षा, अतीर्षा. [अत्युक्ति.

" " उ = यु प्रति-उत्तर, प्रत्युत्तर. प्रति-उपकार, प्रत्युपकार. अति-उक्ति,

" " ऊ = यू नि-ऊन, न्यून.

" " ऋ = यृ सुरति-ऋतु, सुरत्यृतु.

" " ए = ये प्रति-एक, प्रत्येक.

" " ऐ = यै अति-ऐश्वर्य, अत्यैश्वर्य.

" " ओ = यो व्रीहि-ओघ, व्रीह्योघ (ડાંગેરનો ઢગલો).

" " औ = यौ अति-औदार्य, अत्यौदार्य. अति-औत्सुक्य, अत्यौत्सुक्य.

दीर्घ इनुं संधिकार्य ह्रस्व इ नी पेठेज थायछे.

.) ઉ ઊની સાથે અસવર્ણ સ્વર આવે તો સંધિકાર્યમાં અંતઃસ્થ વ, અને સવર્ણ સ્વર આવે તો દીર્ઘ ઊ ઉત્પન્ન થાયછે –

उ + अ = व. अनु-अय, अन्वय. सानु-अय, सान्वय. बहु-अर्थ, बह्वर्थ. मनु-
अन्तर, मन्वन्तर.

" " आ = वा अनु-आहार्य, अन्वाहार्य (માસિક શ્રાદ્ધ). मनु-आदि, मन्वादि.
लघु-आकार, लघ्वाकार, अनु-आख्यान, अन्वाख्यान.

" " इ = वि अनु-इत, अन्वित. बहु-इच्छा, बह्विच्छा.

" " ई = वी बहु-ईश्वर, बह्वीश्वर.

" " उ = ऊ बहु-उक्ति, बहूक्ति. भानु-उदय, भानूदय.

" " ऊ = ऊ सिन्धु-ऊर्मि, सिन्धूर्मि.

" " ऋ = वृ मनु-ऋषि, मन्वृषि.

" " ए = वे अनु-एषण, अन्वेषण (शोध).

अने बीजाना आदिए अघोष, अथवा पेहलाने अंते अघोष अने बीजाना आदिये घोष आवे, त्यारे एक बदलाय; विशेषे करीने पेहला शब्दने अंते जे अक्षर आवे छे ते बदलाय, अने बीजा शब्दना आदिए जे अक्षर, तेना जेवो पेहला शब्दनो अंत्याक्षर घोष के अघोष थायछे; पण अक्षरनुं स्थान बदलातुं नथी; जेमके—

| | |
|---|---|
| वाक् + पति = वाक्पति | भगवत् + पुराण = भगवत्पुराण |
| ,, ,, दान = वाग्दान | ,, ,, गीता = भगवद्गीता |
| सत् ,, कर्म = सत्कर्म | षट् ,, कर्म = षट्कर्म |
| ,, ,, गुण = सद्गुण | ,, ,, गुण = षड्गुण |
| ,, ,, वंश = सद्वंश | ,, ,, रिपु = षड्रिपु |

(उ) स्वरो घोषमां गणाय छे, माटे, बीजा शब्दनो आद्याक्षर स्व. होय अने पेहला शब्दनो अंत्याक्षर क, च, ट, त, प होय, तो तेने अनुक्रमे, = ग, ज, ड, द, ब थाय; जेमके,—

सत् + आचार = सदाचार. सत् + उत्तर = सदुत्तर.
वाक् + ईश = वागीश. जगत + ईश = जगदीश.

(ए) पेहला शब्दने अंते दंत्य होय, अने बीजाना आदिए तालव्य, मूर्द्धन्य, अथवा ल आवे तो नीचे प्रमाणे:—

सत् + चित् = सच्चित्. सत् + चरित्र = सच्चरित्र.
सत् + जन = सज्जन. तत् + टीका = तट्टीका.
उत् + लास = उल्लास. उत् + चार = उच्चार.

(ऐ) बीजा शब्दना आदिए श आवे, अने पेहलाने अंते दंत्य होय तो दंत्यनो च थायछे, अने शनो छ थायछे; जेमके,—

सत् + शास्त्र = सच्छास्त्र. उत् + शर = उच्छर.

(ओ) आगला शब्दना आदिए अनुनासिक अक्षर होय तो पूर्व शब्दने अंते जे अक्षर आवेछे ते तेना पोताना वर्गनो अनुनासिक थायछे; जेमके

वाक् + मात्र = वाङ्मात्र. दिक् + मूढ = दिङ्मूढ.
षट् + मास = षण्मास. जगत् + नाथ = जगन्नाथ.
उत् + मत्त = उन्मत्त. चित् + मय = चिन्मय.

पण एनो, कोइ वेळा, वाग्मात्र, दिग्मूढ, षड्मास, एवों रूप पण थाय; केमके अनुनासिक अक्षरो घोष छे, माटे उपर (इ)मां कहेलुं तेम थाय.

(औ) पेहला शब्दने अंते अंतस्थ अथवा सानुनासिक अक्षर नहि होय, ने बीजानो आद्याक्षर ह होय तो नीचे प्रमाणे थायछे.

वाक् + हर = वाग्घर के वाग्हर, શબ્દને હરનાર. उत् + हार = उद्धार
षट् + हृदय = षड्ढृदय अथवा षड्हृदय.

સાધારણ ગુજરાતીમાં સંધિકાર્ય બહુ ચાલતું નથી; તોપણ, સંસ્કૃત શબ્દો આટલા ઘણા વપરાય છે, કે સંધિનું થોડું ઘણું વર્ણન કરવું અવશ્ય છે ; સંધિકાર્યની રીતિ કેવી છે તે નહિ જાણતા હઈયે, તો ઘણા ખરા શબ્દોનો મૂળાર્થ સમજવામાં નહિ આવે.. સંસ્કૃતમાં સંધિના નિયમ અતિ ઘણા છે, તેઓમાંથી થોડા કાહાડીને, ગુજરાતીને અર્થે જેટલા વિશેષ ઉપયોગના દેખાયા, તેટલા મેં લખ્યા છે.

## जोडाक्षर विषे.

३३ प्र. जोडाक्षर अथवा युक्ताक्षर कोने कहिये ?

उ. ज्यारे बे के अधिक व्यंजनोनो उच्चार एवो साथे आवे के तेमनी वचे कोइ स्वर संभळातो नथी, त्यारे जोडाक्षर (अथवा युक्ताक्षर) लखिये छिये ; जेमके, पुत्र, आ शब्दनो उच्चार करता, त अने र आ बे अक्षरनी वचे कोइ स्वर संभळातो नथी, माटे तेमने जूदा लखता नथी, पण एकत्र करीने लखिये छिये. एमज —

| | | | | | |
|---|---|---|---|---|---|
| नककी | नहि | पण नक्की. | उततर | नहि | पण उत्तर. |
| बुदधि | ,, | ,, बुद्धि. | अनन | ,, | ,, अन्न. |
| करम | ,, | ,, कर्म. | कलप | ,, | ,, कल्प. |
| यतन | ,, | ,, यत्न. | अतर | ,, | ,, अत्र. |
| शककति | ,, | ,, शक्ति, शक्ति. | सवास | ,, | ,, स्वास. |
| सपषट | ,, | ,, स्पष्ट. | ईशवर | ,, | ,, ईश्वर. |
| करिया | ,, | ,, क्रिया. | पुषकळ | ,, | ,, पुष्कळ. |

कोइ वेळा त्रण व्यंजनो एकत्र लखाय. सत्री = स्त्री. शासतूर = शास्त्र. ओषठ्य = ओष्ठ्य. मूरदधन्य = मूर्द्धन्य.

त्रणथी अधिक व्यंजनो आवे तो एवेज धोरणे लखाय.

उ + ऐ = वै  बहु-ऐश्वर्य, बह्वैश्वर्य.

" " ओ = वो  बहु-ओघ, बह्वोघ.

" " औ = वौ  बहु औषधी, बह्वौषधी.

दीर्घ ऊ नुं संधिकार्य ह्रस्व उ नी पेठेज थायछे.

ऋ.) ऋ ની સાથે સવર્ણ સ્વર આવે તો તેમના સંધિમાં ॠ, અસવર્ણ સ્વર આવે તો ર ઉત્પન્ન થાયછે. ऋ બદલાયા વિના પણ રહેછે.

ऋ + अ = र  पितृ + अर्थ = पित्रर्थ

" " आ = रा  पितृ " आधार = पित्राधार

" " इ = रि  पितृ " इच्छा = पित्रिच्छा

" " ई = री  पितृ " ईर्षा = पित्रीर्षा

" " उ = रु  पितृ " उपाय = पित्रुपाय

" " ऊ = रू  पितृ " ऊर्णा = पित्रूर्णा

" " ऋ = ॠ  पितृ " ऋण = पितॄण

" " ऐ = रै  पितृ " ऐश्वर्य = पित्रैश्वर्य

" " औ = रौ  पितृ " औषध = पित्रौषध

ए.) સંધિસ્વર એ ઐ ની સાથે બીજો કોઈ સ્વર કે સંધિસ્વર આવે, તો એ નો અય્, અને ઐ નો આય્ થાયછે; પછી य ની સાથે બીજા સ્વર મળે. ગુજરાતીમાં એ સંધિકાર્ય ચાલતું નથી; સંસ્કૃતમાં થતા પછી ગુજરાતીમાં વપરાયલા શબ્દોમા દેખાય; જેમકે ચે + અન = ચયન, નૈ + અક = નાયક, ઇ૦.

ओ.) સંધિસ્વર ઓ ઔ ની સાથે બીજો કોઈ સ્વર કે સંધિસ્વર આવે, તો ઓનો અવ્ અને ઔનો આવ્ થાયછે. સાધારણ ગુજરાતીમા એ સંધિકાર્ય ચાલતું નથી, પણ સંસ્કૃતમાંથી લીધેલા શબ્દોમાં દેખાય છે; જેમકે, ગો + ઈશ્વર = ગવીશ્વર, નૌ + ઈક = નાવિક, પૌ + અક = પાવક.

२. विसर्गसंधि. ः = र्, आगला शब्दनो आद्याक्षर स्वर होय तो; जेमके, निः नो निर्; निरर्थ, निराधार, निरिच्छा, निरीर्षा निरुपाय, निरुत्तर, निरैभ (छानुं), निरोषध.

ः = र् आगला शब्दनो आद्याक्षर घोष होय तो; जेमके—निर्गत, निर्घात, निर्जल, निर्झरण, निर्दय, निर्धन, निर्बल, निर्भय, निर्णय, निर्मल, निर्मूल, निर्युक्ति, निर्लज, निर्विकार, निर्हस्त.

: = श, आगल च आवे तो; निश्चय, निश्चल, निश्चित, निश्चक्र.

: = श, आगल श आवे तो; निश्श्वास, ज्योतिश्शास्त्र, निश्शंक, निश्शक्त, निश्शब्द, निश्शेष. पण कोइ वेळा विसर्ग एमनेएमज रहेछे; ज्योतिःशास्त्र, निःश्वास.

: = ष, आगल क, ख, प, फ, ढ, ठ, आवे तो; निष्कपट, निष्कलंक निष्कार्य, निष्कारण, निष्पाप, निष्फल, निष्पन्न, निष्पुत्र. पण कोइ वेळा विसर्ग रहेछे; जेमके, दुःख, अंतःकरण, इ०.

: = स, आगल त, थ, स, (दंत्य अघोष,) आवे तो; निस्तेज, निस्सत, निस्संशय. कोइ वेला, क आवे, तो अः = स्; नमःकार = नमस्कार.

: = ओ, :नी पूर्वे अ, अने आगळ घोषाक्षर आवे तो; मनःगत = मनोगत; एमज, मनोभाव, मनोयत्न, मनोरथ, मनोरम, मनोहर.

३. अनुस्वारसंधि. अनुस्वारनी पछी स्वर आवे तो म थायछे; जेमके सं + आचार = समाचार. एमज,—समीप, समुदाय, समृद्धि.

कंठ्य स्पर्शाक्षर आवे तो = ङ; जेमके, सङ्कल्प, सङ्गम.
तालव्य आवे तो = ञ; सञ्चय, सञ्जीवन.
दंत्य आवे तो = न; सन्ताप, सन्धान.
ओष्ठ्य आवे तो = म; सम्पत, सम्बन्ध, सम्भव. (२९.)

अन्तःस्थ तथा उष्मा अक्षर आवे तो अनुस्वार बिंदु रूपे लखाय छे; संयुक्त, संरक्षण, संलग्न, संवाद, संशय, संसार, संहार. (२९.)

४. व्यंजनसंधि. (अ) व्यंजन घोष के अघोष होयछे (२१). बधी भाषानुं लक्षण एवुं छे, के ज्यारे बे व्यंजन साथे करीने बोलवां होय, त्यारे बेहु घोष अथवा बेहु अघोष जोइये; एक घोष अने बीजो अघोष होय तो उच्चार थतो नथी. क्त (क्त) एकठा करीने बोलाय, केमके बेहु अघोष छे; ग्द (ग्द) एकठा बोलाय, केमके बेहु घोष छे; क्द बोलाय नहि, केमके पेहलो अघोष अने बीजो घोष छे; एमज ग्त बोलाय नाहि, केमके पेहलो घोष अने बीजो अघोष छे.

(इ) माटे, ज्यारे भाषामा एवुं संभवे, के एक शब्दने छेडे घोष

अने बीजाना आदिए अघोष, अथवा पेहलाने अंते अघोष अने बीजाना आदिये घोष आवे, त्यारे एक बदलाय'; विशेषे करीने पेहला शब्दने अंते जे अक्षर आवे छे ते बदलाय, अने बीजा शब्दना आदिए जे अक्षर, तेना जेवो पेहला शब्दनो अंत्याक्षर घोष के अघोष थायछे; पण अक्षरनुं स्थान बदलातुं नथी; जेमके—

| | |
|---|---|
| वाक् + पति = वाक्पति | भगवत् + पुराण = भगवत्पुराण |
| ,, ,, दान = वाग्दान. | ,, ,, गीता = भगवद्गीता |
| सत् ,, कर्म = सत्कर्म | षट् ,, कर्म = षट्कर्म |
| ,, ,, गुण = सद्गुण | ,, ,, गुण = षड्गुण |
| ,, ,, वंश = सद्वंश | ,, ,, रिपु = षड्रिपु |

(उ) स्वरो घोषमा गणाय छे, माटे, बीजा शब्दनो आद्याक्षर स्वर होय अने पेहला शब्दनो अंत्याक्षर क, च, ट, त, प होय, तो तेने अनुक्रमे, = ग, ज, ड, द, ब थाय; जेमके,—

सत् + आचार = सदाचार. सत् + उत्तर = सदुत्तर.
वाक् + ईश = वागीश. जगत + ईश = जगदीश.

(ए) पेहला शब्दने अंते दंत्य होय, अने बीजाना आदिए तालव्य, मूर्द्धन्य, अथवा ल आवे तो नीचे प्रमाणे:—

सत् + चित् = सच्चित्. सत् + चरित्र = सच्चरित्र.
सत् + जन = सज्जन. तत् + टीका = तट्टीका.
उत् + लास = उल्लास. उत् + चार = उच्चार.

(ऐ) बीजा शब्दना आदिए श आवे, अने पेहलाने अंते दंत्य होय तो दन्त्यनो च थायछे, अने शनो छ थायछे; जेमके,—

सत् + शास्त्र = सच्छास्त्र. उत् + शर = उच्छर.

(ओ) आगला शब्दना आदिए अनुनासिक अक्षर होय तो पूर्व शब्दने अंते जे अक्षर आवेछे ते तेना पोताना वर्गनो अनुनासिक थायछे; जेमके

वाक् + मात्र = वाङ्मात्र. दिक् + मूढ = दिङ्मूढ.
षट् + मास = षण्मास. जगत् + नाथ = जगन्नाथ.
उत् + मत्त = उन्मत्त. चित + मय = चिन्मय.

पण एनां, कोइ वेळा, वाग्माव, दिग्मूढ, षड्मास, एवां रूप पण थाय; केमके अनुनासिक अक्षरो घोष छे, माटे उपर (इ)मां कहेलुं तेम थाय.

(औ) पेहला शब्दने अंते अंतस्थ अथवा सानुनासिक अक्षर नहि होय, ने बीजानो आद्याक्षर ह होय तो नीचे प्रमाणे थायछे.

वाग् + हर = वाग्घर के वाग्हर, શબ્દને હરનાર. उत् + हार = उद्धार.
षट् + हृदय = षड्ढृदय अथवा षड्हृदय.

સાધારણ ગુજરાતીમાં સંધિકાર્ય બહુ ચાલતું નથી; તોપણ, સંસ્કૃત શબ્દો આટલા ઘણા વપરાય છે, કે સંધિનું થોડું ઘણું વર્ણન કરવું અવશ્ય છે; સંધિકાર્યની રીતિ કેવી છે તે નહિ જાણતા હઈયે, તો ઘણા ખરા શબ્દોનો મૂળાર્થ સમજવામાં નહિ આવે. સંસ્કૃતમાં સંધિના નિયમ અતિ ઘણા છે, તેમ્માંથી થોડા કાહાડીને, ગુજરાતીને અર્થે જેટલા વિશેષ ઉપયોગના દેખાયા, તેટલા મેં લખ્યા છે.

## जोडाक्षर विषे.

२२ प्र. जोडाक्षर अथवा युक्ताक्षर कोने कहिये ?

उ. ज्यारे बे के अधिक व्यंजनोनो उच्चार एवो साथे आवे के तेमनी वचे कोइ स्वर संभळातो नथी, त्यारे जोडाक्षर (अथवा युक्ताक्षर) लखिये छिये; जेमके, पुत्र, आ शब्दनो उच्चार करता, त अने र आ बे अक्षरनी वचे कोइ स्वर संभळातो नथी, माटे तेमने जूदा लखता नथी, पण एकत्र करीने लखिये छिये. एमज —

| | | | |
|---|---|---|---|
| नककी | नहि पण नक्की. | उततर | नहि पण उत्तर. |
| बुदधि | ,, ,, बुद्धि. | अनन | ,, ,, अन्न. |
| करम | ,, ,, कर्म. | कलप | ,, ,, कल्प. |
| यतन | ,, ,, यत्न. | अतर | ,, ,, अत्र. |
| शकति | ,, ,, शक्ति, शक्ति. | सवास | ,, ,, स्वास. |
| सपपट | ,, ,, स्पष्ट. | ईशवर | ,, ,, ईश्वर. |
| करिया | ,, ,, क्रिया. | पुषकळ | ,, ,, पुष्कळ. |

कोइ वेळा त्रण व्यंजनो एकत्र लखाय. सत्री = स्त्री. शासत्र = शास्त्र. ओषठ्य = ओष्ठ्य. मूरद्धन्य = मूर्द्धन्य.

त्रणथी अधिक व्यंजनो आवे तो एवेज धोरणे लखाय.

૩૪. સંયુકતાક્ષરોને ગોઠવવાની યુક્તિ એ છે. ઘણાખરા અક્ષરોમાં કાના જેવું એક ચિન્હ આવેછે; જેમકે, ગ, શ, ષ, ચ, ત, ન, ઇ૦. કેટલાક અક્ષરોમાં આ કાનો દેખાતો નથી; જેમકે, જ, ક, પણ એમના જૂના આકારમાં, કે મૂળાકારમાં હતો; જ=જ; ક=क. વળી કેટલાએક અક્ષરમાં આ કાનો અર્ધ કાના જેવો થઈને વ્યંજનની ઉપલી બાજુએ લખાય છે; ગુજરાતી લિપિમાં એ સ્પષ્ટ દેખાતો નથી, પણ બાળબોધમાં દેખાય છે; જેમકે, ट,ठ,ड,ढ,द. આ કાનો (કે અર્ધ કાનો) સ્વર અ નું, એટલે અ અનુષંગીનુ, ચિન્હ હોય. ગ માંથી સ્વર (ા) જાય તો વ્યંજન (ગ) રહ્યો, એને નની સાથે મેળવિયે તો ગ્ન થાય. એકજ સ્વરનો ઉચ્ચાર નને છેડે છે, માટે એકજ સ્વરનું ચિન્હ લખાય છે.

કોઈ અક્ષરને વાસ્તે સેહેલથી લખાય એવાં રૂપો મોજેલાં છે; જેમકે, શ ને વાસ્તે श; રે ને વાસ્તે ˚, ્ર એઓ એ રીતે લખાય છે; શ્વ=શ્વ; સર્વ=સરવ; ચક્ર=ચક્ર. श, ˚, ્ર, આ રૂપો વેપારના ઘસારામાં બહુ સંક્ષેપ થએલા શ તથા ર ના જૂના આકારના કકડા છે.

ઉપરની રીતિએ ગોઠવણી સેહેલી નહિ આવે તો વ્યંજનચિન્હે કરીને અક્ષરને જોડિયે છિયે; જેમકે, ઉદ્ગાર=ઉદ્ગાર; ઉત્થાન=ઉત્થાન.

યુક્તાક્ષરોને વાચવાનો અનુક્રમ એ છે. જે ડાબી બાજુએ લખાયછે તે પેહેલો બોલવો; શબ્દ=શબ્દ; હસ્ત=હસ્ત. અથવા, ઉપરની બાજુએ જે લખાય તે પેહેલો, અને નીચેનો તે પછી બોલાય; જેમકે, સમાપ્ત=સમાપ્ત, સ્વ=સ્વ; સર્વ=સરવ; પુત્ર=પુત્ર; શાસ્ત્ર=શાસ્તર; મૂર્દ્ધન્ય=મૂરદ્ધન્ય. છેલ્લા વ્યંજનની સાથે સ્વર ન લખેલો હોય તોય તેને છેલ્લો બોલવો; દ્ર=દ્ર્ અ.

---

૩૫. ટીકા. દ્રાવિડના કેટલાએક વૈયાકરણો સ્વરને જીવાક્ષર, અને વ્યંજનને શરીરાક્ષર કહેછે. જેમ શરીર જીવ વિના ફરી ચાલી શકતું નથી, તેમ વ્યંજનો સ્વર વિના ઉચ્ચરાતા નથી, માટે તેઓ શરીરાક્ષર કહેવાય છે; વ્યંજનની ચાલવાની શક્તિ સ્વરથી છે, માટે સ્વરને વ્યંજનનો જીવ જાણીને તેને જીવાક્ષર કહેછે.

૩૬. ટીકા. જૂના લેખો ઉપરથી જાણવામાં આવેછે કે, પેહેલાં, વર્ણના આકાર બહુ જુદા હતા. એ વિષે કંઈ લાંબુ વર્ણન હું અહિં કરી શકતો નથી. પણ એટલું તો કેહેવું ઘટે, કે ઘણા ખરા જૂના લેખો હાથમાં

આવેછે, જેમાં માત્રા અક્ષરને માથે નહિ, પણ ડાબી બાજૂએ કરેલી હોયછે. જેમકે, ।ક=કે, ।ગ=ગે, ।કા=કો, ।ગા=ગો. બંગાળામાં અને તામલ દેશમાં હજી એ રીતિ ચાલેછે.

હમણાં, આપણે એકજ પ્રકારથી માત્રા લખિયે છિયે; આગળ, બે રીતિ હતી; એક હમણાંની, અને બીજી, અવળી માત્રા, ૅ એમ. અવળી માત્રાનો ઉચ્ચાર કંઈ પોહળા સરખો થતો; કોલ, અને કૉલ; ગોળ (આકાર), ગૉળ (શેરડીનો જે થાય તે), એમાં કંઈ ફેર હતો.

૩૭. દ્રાવિડમાં, વ્યંજનને માથે કેવળ કુંડાળી કરીને હ્રસ્વ ઈ દેખાડે છે; कि=કિ; गि=ગિ; टि=ટિ; पि=પિ; એટલે, ડાબી બાજુએ કાનો નથી.

---

## બીજો ભાગ.

### शब्दविन्यास, शब्दसाधन, अथवा पदभंजन.

३८. प्र. व्याकरणना बीजा भागने शब्दविन्यास, शब्दसाधन, अथवा पदभंजन, एवी संज्ञा आपेली छे, एनुं शुं कारण?

उ. भाषाना शब्दो अने तेमनां विविध रूपो विषे व्याकरणना आ भागमां विचार चलावेलो छे, माटे आ भागने एवा नाम आपेलां छे.

૩૯. **શબ્દ.**—કાને કરીને જે કંઈ ધ્વનિ સાંભળવામાં આવેછે તેને સાધારણ અર્થમાં શબ્દ કહેછે. માટે, કોઈ પદાર્થના પડવા તૂટવા અફળાવાથી—કોઈ પશુ પ્રાણીના પોકારવાથી—કોઈ માનવના બોલવાથી—જે ધ્વનિ સંભળાય, તે બધા, સાધારણ અર્થ પ્રમાણે, શબ્દ છે. એવા તો કોઈ અનર્થ (અર્થરહિત) છે, પણ બીજા (જેઓ अर्थवच्छब्द કહેવાયછે તેઓ) અર્થવાળા છે. કેવળ અર્થવાળાનો વિચાર વ્યાકરણમાં ચાલેછે, માટે વ્યાકરણ વિષે શબ્દનું વર્ણન એવું છે કે,—જે કોઈ ધ્વનિથી માનવ વિચારનો કોઈ અર્થ જણાય છે તે શબ્દ છે. લખેલા શબ્દ તે બોલેલાનાં ચિન્હ છે.

**साधन** (સાધ્, કર—મેળવ; અન કૃદંત પ્રત્યય), કરવું—મેળવવું. માટે **शब्दसाधन** = શબ્દ મેળવવા. વ્યાકરણના એ ખંડમાં, પ્રત્યય ઈત્યાદિએ કરીને શબ્દો મેળવવાની રીતિ વિષે વિચાર ચલાવેલો છે.

**पदभंजन** (પદ=શબ્દ, ભંજન=ભાગવું), શબ્દના રૂપને ભાગીને, તેનું મૂળ ધાતુ, પ્રકૃતિ શી, અને તેની સાથેના પ્રત્યય કિયા, એ પૃથક પૃથક કરીને દેખાડવું.

૪૦. શબ્દ **एकाक्षरी**, જેમકે — હું, તું, જે, હા; અને **अनेकाक्षरी** હોય, જેમકે — કર, કપટ, કલ્પાંત, કલકલાટ.

વળી શબ્દો **सिद्ध**, તથા **साधित** કહેવાયછે.

**सिद्ध**, જે બીજા કોઈ શબ્દથી ઉત્પન્ન નથી થયો, પણ પોતે મૂળ શબ્દ છે, અથવા જેનું મૂળ જણાતું નથી તે. એવા સિદ્ધ શબ્દ હરકોઈ ભાષામાં થોડાજ હોય છે. સંસ્કૃતમાં અઢી હજાર હશે, ને તેમને ધાતુ કહેછે. ઉદાહરણ ; કૃ, વદ્, ગમ્, ચર્, વિશ્, પા, અસ્, ઈ૦. સિદ્ધ શબ્દોમાં કોઈ આશ્રયદાયક, અને કોઈ ઉપસંગી છે. આશ્રયદાયક શબ્દો, પોતાની સાથે બીજાને મળીજવા કે વળગી રહેવા દેછે ; અને ઉપસંગી શબ્દો, આશ્રયદાયકની સાથે મળી વળગી રહેછે, એવા આશ્રયવિના તેઓ કદી બોલવામાં આવતા નથી. ઉપસંગીના, કોઈ ઉપસર્ગાદિ પૂર્વશબ્દ, અને કોઈ વિભક્ત્યાદિ પ્રત્યય છે.*

**साधित**, સિદ્ધ શબ્દ ઉપરથી જે ઉત્પન્ન થાય છે તે. એમાંના કોઈ પ્રાત્યયિક, અને કોઈ સામાસિક છે. પ્રાત્યયિક, એવા કે જે આશ્રયદાયક શબ્દોની સાથે પ્રત્યય મળેથી થાય છે ; જેમકે, કૃ ધાતુની સાથે અન પ્રત્યય મળે કરણ થાયછે. એવાની પૂર્વે પણ ઉપસર્ગાદિ પૂર્વ શબ્દ આવે ; જેમકે — પ્રકરણ, અધિકરણ, અપકરણ, આવકરણ, ઈ૦. સામાસિક, એવા કે બે કે અધિક શબ્દોના સમાસથી (સાથે આવેથી) થાય છે તે ; જેમકે — માબાપ, ગુરુચેલા, ભક્તિમાર્ગ, વિદ્યાભ્યાસ, રાજકાર્ય, ઈ૦. ઉપસર્ગની સાથે પણ સામાસિક શબ્દ થાય છે ; જેમકે, સુવિચાર, સુવિદ્યાભ્યાસ.

સિદ્ધ શબ્દોની સંખ્યા કંઈ વધતી નથી ; ભાષામાં તે તેટલી ને તેટલીજ રહેછે. પણ સાધિત શબ્દો અતિઘણા છે, અને વધતા જાય છે. જેમ જેમ વિદ્યા, વિચાર, વેપાર, શોધ, કળા, કેળવણી, રાજનીતિ, અને લોકવેહેવારમાં વિવિધ વિકાર થાયછે, તેમ તેમ, દિન દિનના અગત્ય પ્રમાણે, સાધિત શબ્દો નવા નવા થતા જાયછે. ભાષામાં ગુણ, કે શક્તિ, એવી છે કે એકેક ધાતુ-માંથી, ખપ પડે તો, સો, બસેં, ત્રણસેં, કે અધિક સાધિત શબ્દો તે ઉપજાવી

*પ્રત્યયો સાધારણ શબ્દોમાં કે ધાતુમાં ગણેલા નથી ખરા, તોપણ તેઓ મૂળ શબ્દ છે.

શકેછે; એમ, એક કૃ ધાતના – કર, કર્તા, કર્મ, કરણ, કામ, કાર્ય, કારણ, કાર, કારી, અધિકાર, અનુકાર, અવકાર, આકાર, સાકાર, નિરાકાર, અપકાર, ઉપકાર, વિકાર, ઉત્કર, તિરસ્કાર, પ્રકાર, પ્રતિકાર, — કરૂં, કરે, કરિશ, કરિયે, — કામને, કામથી, કામનો, કાગે, કરાવ, કરા, ઇ૦ ઘણા થાયછે.

### ઉપરની વાતોનો સારાંશ નીચેના કોષ્ટકમાં મળે.

- શબ્દ.
  - સિદ્ધ.....
    - આશ્રયદાયક.
    - ઉપસંગી.
  - સાધિત...
    - પ્રાત્યયિક.
    - સામાસિક.
      - ઉપસર્ગ રહિત.
      - ઉપસર્ગ સહિત.

૪૧ ગુજરાતી શબ્દો વિશેષેકરીને સંસ્કૃત મૂળના છે. એઓમાંના કેટલાએક શુદ્ધ રહ્યા છે. કેટલાએકનું થોડું કે વત્તું રૂપાંતર થયું છે; તોય પણ તેમનું મૂળ જાણવામાં આવેછે: એવા શબ્દ અપભ્રંશ કહેવાયછે બીજા કેટલાએક એવા ફરી ગયા છે, કે તેમનું મૂળ જડતાં વાર લાગેછે; તોય પણ, એઓ સંસ્કૃત મૂળના, અથવા સંસ્કૃતને નિકટ મળતી કોઈ ભાષાના છે, એ વિષે મનમાં સંદેહ રહેતો નથી: એમને અતિ અપભ્રંશમાં ગણવા જોઈયે. વળી થોડા એવા છે કે જેઓ દેશી* કેહેવાયછે; એમનું મૂળ સંસ્કૃતમાં નહિ હશે, પણ કઈ ભાષામાં હોય એ અજી જણાતું નથી. વળી ગુજરાતીમાં કોઈ પરભાષાના શબ્દો વપરાય છે;—મુસલમાનનું રાજ્ય હતુ ત્યારે, ફારશી અને અરબી; અને ઈંગ્રેજનું રાજ્ય થયું ત્યારથી, ઈંગ્રેજી શબ્દો વાપરવામાં આવ્યા. એઓ તો વિશેષે કરીને રાજકારભારના શબ્દો, વણજવેપારના પદાર્થોનાં નામો, અને યૂરોપમાં શોધી કાહાડેલી નવી વિદ્યા કળાની સંજ્ઞાઓ છે. મુસલમાન તથા પારશી લોક પોતાની સાધારણ બોલીમાં પણ ઘણા ફારશી, અરબી શબ્દો વાપરેછે; તેમનું સાંભળીને કોઈ હિંદુ પણ એવા શબ્દો બોલેછે. વળી, ઈંગ્રેજી ભણેલા, અને કોઈ બીજા પણ, ઈંગ્રેજી શબ્દો કામમાં લાવેછે.

४२ प्र. शब्दना केटला वर्ग व्याकरणमा गणेला छे ?

उ. जूदा जूदा वैयाकरणोए, जूदा जूदा धोरणथी, शब्दोना वर्ग

---

* 'દેશી,' દેશના મૂળ રેહેવાસીઓની ભાષા એવુંજ તો નિશ્ચય કરી સમજવું નહિ, પણ દેશમાં પુરાતન કાળથી ચાલેછે, એટલુંજ આ શબ્દ ઉપરથી સમજવું.

पाड्या छे. साधारण रीति एवी छे; एटले—व्याख्येय शब्दना चार वर्ग—नाम, सर्वनाम, गुणवाचक, अने क्रियापद; अव्ययना चार वर्ग—क्रियाविशेषण, नामयोगी, वाक्ययोगी, अने केवलप्रयोगी.

૪૩ આ રીતિ રાખવાનો ઠરાવ છે ખરો, તોય પણ, વ્યાકરણની યથાસ્થિત ગોઠવણીમાં, શબ્દોના આ આઠ વર્ગની જુદી જુદી જગ્યાઓ કહિં કહિં છે, એ યોગ્ય રીતિએ દેખાડવા સારૂ, એમનું વર્ણન કંઈ જુદી રીતિથી કરેલું છે. આ રીતિને જાણી લેવાનો શ્રમ શીખનારને ઓછો થાય માટે આ બાજુ પરનુ કોષ્ઠક રચેલું છે. આ કોષ્ટકમાં આ વ્યાકરણની ગોઠવણી સંક્ષેપે દેખાડેલી છે, માટે પેહલાથી કોષ્ટકમાં જોઇને વ્યાકરણમાં વાંચવું; અને, જેમ જેમ વ્યાકરણનાં પ્રકરણો વાંચવામાં આવે, તેમ તેમ, ફરી ફરીથી, કોષ્ઠકમાં જોવું.

४४ भाषा वापरता आपणे जे शब्दो बोलिये, तेओ घणुं करीने प्रत्येक वाक्यमा एक बीजानी साथे परस्पर संबंध राखेछे. कोइ शब्द वाक्यना अर्थनो विशेष भार, अने बीजा शब्दो मध्यम भार झीले छे. विशेष भार झीलनाराने **प्रधान** शब्द केहवाने धारिये छिये. प्रधान शब्दना कोइ **विषयपद**, अने कोइ **क्रियापद** होयछे.

कोइ पण पदार्थ, प्राणी, गुण, लक्षण, क्रियानो के स्थितिनो भाव, मन तनना विकार, इत्यादि विषे आपणी मनिमां जे कोइ विचार अनुभूत थयो छे, ते विषयने सही जणावनारा शब्दने **विषयपद** कहिये छिये.* विषयपद कोइ वेळा विषयनु नाम (एटले पदार्थ, प्राणी, गुण, इ० नी संज्ञा) स्पष्ट लेछे. एवु थायछे त्यारे ते शब्दने **નામ** कहिये छिये. पण कोइ वेळा एवु बनेछे, के विषयपद, विषयनी संज्ञाने स्पष्ट बोल्या विना, तेने बीजा कोइ शब्दे करीने जणावेछे; एवे समये जे शब्द वपरायछे तेने **સર્વનામ** कहिये छिये.

## नाम विषे.

४५. प्र. आपणे **नाम** शाने कहिये?

उ. हरकोइ विषयनी संज्ञा स्पष्ट लेता जे शब्द बोलियेछिये तेने **नाम** कहिये.

---

* कदाच कोइ विवेकी पुरुष विषयपदनु आ वर्णन वांचीने केहेशे, के ए तो नामनु वर्णन छे. ए तो खरु हेतो; केमके विषयपदमा गणेला शब्दो विशेषे करीने नाम छे, पण नाम अने सर्वनाम, आ बेहु जातना शब्दाने एक वर्गमां लावीने, तेमना सघळो समान रीते बोली शकिये, एवी संज्ञा शोधिता, आ करता बीजी कोइ सारी मळी नथी.

एमना तो केटलाएक एवा छे, के कोइ पदार्थनी के प्राणीनी संज्ञा देछे ; जेमके — घर, घोडो, गाय, माणस, राजा, प्रजा, देश, गाम, गली, जळ, थळ, वायु. आ बधा विषयो इंद्रियज्ञ छे, एटले पाच इंद्रियो जे कहेवायछे (आख, नाक, कान, जीभ, अने त्वचा), एओमाना एके के अनेके करीने जेओ जाणवामा आवेछे ते. बीजा केटलाएक एवा छे, के, जो तेओ पेहलाना जेवा पदार्थ प्राणीनी संज्ञा नहि होय, तोय पण, मननी भावनाथी पदार्थरूपी गणेला छे — तेओ मनथी जाणेला विषयोनी संज्ञा छे ; जेमके — दया, इच्छा, इर्षा, सत्यता, योग्यता, साचापणुं, खोटापणुं, नीति, न्याय, प्रीति, प्रेम, द्वेष, वैर, इ०. एओ **मनोज** [मनमा उत्पन्न थएला], अथवा **मनस्थ** [मनमा जे रहेछे ते], कहेवायछे.

४६. प्र. नामना केटला विभाग छे ?

उ. बे विशेष विभाग छे,— **सत्त्ववाचक**, अने **गुणवाचकनाम.**

४७. प्र. **सत्त्ववाचक** नाम ते केवु ?

उ. सत्त्व, (अस् = हो ; त्व, भावार्थ प्रत्यय), जे छे एवो कोइ इंद्रियज अथवा मनस्थ विषय ; — जेने आश्रये एकानेक गुण मळी रह्याथी, आपणा जाण्यामा जे आवेछे ते ; — अथवा कोइ मनकल्पित लक्षणनुं आसद जे छे ते. (सत्त्व = होवापणुं — छतपणु.)

४८. सत्ववाचक नामनी बे जात छे ; एटले —

१. **विशेषवाचक नाम**, एवुं के कोइ शब्द बोलता, ते उपरथी अमुक एकज पदार्थ, प्राणी, गुण, इत्यादिनी **संज्ञा** जाणिये ; जेमके — भाइजी, मूळदास, सुरत, अहमदावाद, गुजरात, बगाळा, हिमाचल, गंगा.

**सामान्य नाम** एवुं के कोइ शब्द बोलता, ते उपरथी अनेक पदार्थ के अनेक प्राणीनी सज्ञा ते बधापर सामान्य (सरखी) रीतिए लागेली जाणिये जेमके — गाय, घेटुं, गाम, गली, पाहाड, पर्वत, झाड.

४९. हवे, प्रत्येक नाम एकनी के अनेकनी संज्ञा छे; माटे उपर वर्णवेली बे जातमा बधां नाम आवे, अने बीजा कोई विभाग करवानु कारण रह्यु

નહિ.* તોય પણ વૈયાકરણો નામોના બીજા કેટલાએક વર્ગ કરી વર્ણવેછે; જેમકે—કારકવાચક, કર્તૃવાચક, ક્રિયાવાચક, કર્મવાચક, કારણવાચક, પ્રાણીવાચક, અપ્રાણીવાચક, સંખ્યાવાચક, જાતિવાચક, ભાવવાચક, ઇ૦ એઓમાં બે જાતનાં નામ બહુ વપરાય છે; એટલે—

१ **भाववाचक नाम**, પદાર્થ પ્રાણીના કોઈ ગુણ વિશે જે શબ્દ કોઈ પૃથક વિચાર જણાવેછે, (એટલે, કોઈ પદાર્થ કે પ્રાણીના ગુણને તે પદાર્થ કે પ્રાણીથી જુદો સમજીને તે વિશે બોલેછે), તે સંધા ભાવવાચક નામ.છે; જે૦, સાચાપણું, સત્યતા, ખોટાપણું, દુષ્ટતા, સત્ય, ધૈર્ય, વૈર, ઇ૦ અને—

२ **क्रियावाचक**, એટલે જે કોઈ ક્રિયાનું નામ લેછે તે; જેમકે, દોડવું, ચાલવું, સમજવું, રમવું, જમવું. ઇ.

आ.) कोइ वैयाकरणो एक बीजे धोरणे विभाग करेछे.

**१ विशेष.**
- १ एक पदार्थ प्राणी सूचक; गीताजी, सुरत, गुजरात.
- २ सामान्य अर्थे एक प्राणीआदि सूचक; कालिदास (=कवि), व्यास (=ग्रंथकर्त्ता).*
- ३ विशेषार्थे धातु धान्य गुणादिना सामान्य नाम.

**२ सामान्य.**
- १ वर्गसूचक; अ) पदार्थ—पुस्तक, मेज.
  - आ) प्राणी—गाय, माणस, स्त्री, पुरुष.
  - इ) मनस्थ विषय—मुनि, वीर, साधु.
  - ई) जाति—ब्राह्मण, क्षत्री.
- २ समूहसूचक; टोलु, समुदाय, सैन्य.
- ३ धातुधान्यादि सूचक (साधारण अर्थे); सुनु, चोखा, पाणी, हर.
- ४ मापभरणादि सूचक; शेर, मण, हाथ, गाउ, गज.
- ५ कर्तृसूचक; कर्त्ता, श्रोता, वेत्ता, करनार.

**३ भाववाचक.**
- १ स्थितिसूचक; जीव, मृत्यु, ऊंघ.
- २ क्रियासूचक, विचारवु, विचार, व्यापार, चलन.
- ३ गुणसूचक; सत्यता, सत्य, शुद्धपणु, साचाइ.
- ४ न्यूनाधिकसूचक; वध, घट, वृद्धि, ओट, भरति.

---

* कोइ वेळा एवु सभवे के घणाएक पुरुषने एकज नाम होय, जेमके, कालिदास. ए नाम देता पृथक् पृथक पुरुष समजिये तो ते विशेष नाम छे. पण कालिदास करी एक विख्यात कवि थइगया. हवे, जो भारवि बीजा कविओने मान देखाडवाने अर्थे तेमने सामान्य रीतिए कालिदास कहिये, तो ए सज्ञा सामान्य नाम जेवी थइ आवछे.

५०. प्र. **गुणवाचक** नाम ते केवुं ?

उ. जे गुणवाचक नाम कहेवायछे ते गुणनी संज्ञा छे. एटले सत्ववाचकने अर्थे गुणनुं जे नाम ते तो नहि, पण विशेषणार्थे जे छे ते; जेमके—धोळुं, काळुं, सत्य, खरुं इ०. एनुं विस्तार वर्णन आगळ आवशे (८९).

५१. उपर जे विचार चलावेलो छे ते नाम विषेनो साधारण विचार छे. हवे, प्रत्येक नाम संबंधी विचार करतां, तेनी **जाति**, **वचन**, तथा **विभक्ति** विषे विचार चलावशुं.

## जाति विषे.

५२. प्र. नामनी जाति एटले शुं ?

उ. कोइ सत्ववाचक नाम विषे विचार करतां, ते **नर** जातिनुं, के **नारी** जातिनुं, के **जातिरहित** छे, ए जे समजिये छिये, ते तेनी जाति कहेवायछे.

५३. प्र. व्याकरणमा केटली जाति गणेली छे ?

उ. त्रण ; एटले, नर, नारी, अने नान्यतर.

५४. पुरुष इत्यादि नरप्राणीनी संज्ञा **नरजातिनां** नाम छे; जेमके—पुरुष, राजा, घोडो, वाघ, वछेरो, वाछडो ; राम, सामळदास, कबीर, कुंवर, इ०; —एवा नाम प्राकृतिक नरजातिना नाम कहेवायछे. कोइ शब्द एवा होयछे के जो पण तेओ प्राणीनी संज्ञा नहि होय, तोय पण नरजातिनाम छे ; जेमके—कूवो, ओटलो, धर्म, पदार्थ, विचार, वेपार ;— एओ सांकेतिक नरजातिनाम छे.

५५. स्त्री आदिक मादा प्राणीनी संज्ञा प्राकृतिक नारी जातिनां नाम छे ; जेमके—स्त्री, राणी, घोडी, गाय, रमा.

वळी केटलाएक शब्द सांकेतिक नारी जातिनां नाम छे ; जेमके— कूइ, तळावडी, घडी, वस्तु, कल्पना, चाल, दया, इ०

५६. कोइ प्राणीनी प्रकृति उपर विचार राख्या विना संज्ञा कहेली

होय, तो ते नाम नान्यतर छे; जेमके—घोडुं, वछेरुं, वाछडुं, माणस, वरु, शीआळ, ढोर, जनावर, पशु, इ०*

वळी जे विषयनी संज्ञा नर के नारीमां गणेली नथी ते; जेमके—घर, झाड, काम, वर्ष, पाणी.

५७. પ્રાણીઓમાં નર નારની ભિન્ન પ્રકૃતિ છે, માટે ભાષામાં પણ જાતિભેદ દર્શક શબ્દો જૂદા જૂદા થયા. પણ જડપદાર્થોમાં ભિન્ન જાતિઓની પ્રકૃતિ નથી: એમજ ગુણ, ભાવ, ઈત્યાદિ માનસિક વિષયોમાં એવી પ્રકૃતિનો ભેદ નથી. એવું છતાં, જડપદાર્થ ઈત્યાદિ જાતિરહિત વિષયોની સંજ્ઞાઓમાં પણ જાતિભેદ જણાય છે એનું શું કારણ? એનું યથાસ્થિત ઉત્તર મારાથી અપાતું નથી. પદાર્થ, આ શબ્દ ગુજરાતી તથા સંસ્કૃતમાં નરજાતિનો છે; વસ્તુ ગુજરાતીમાં નારીજાતિ, સંસ્કૃતમાં નાન્યતર છે. આંખ, ગુજરાતીમાં નારી, સંસ્કૃતમાં એનો મૂળ શબ્દ અક્ષિ નાન્યતર છે; અને મરાઠીમાં, એજ અર્થનો શબ્દ ડોળા નર છે. અગ્નિ સંસ્કૃતમાં નર, પણ એનો અપભ્રંશ આગ ગુજરાતીમાં તથા મરાઠીમાં નારી. એમ, જૂદી જૂદી ભાષાઓની રૂઢિ એક બીજાથી એવી વિપરીત છે, કે એવા શબ્દોમાં જાતિભેદનું ખરું કારણ દેખાડવું, અથવા ખરો નિયમ સમજાવો, એ કઠિણ છે. અપ્રાણી વિષયોનાં નામોમાં જાતિભેદ રાખવાની રૂઢિ ગુજરાતી, હિંદવી, મરાઠી, ઈત્યાદિ ઉત્તર હિંદુસ્થાનની અર્વાચીન ભાષાઓમા, વળી સંસ્કૃત, લાટીન, ગ્રીક ઈત્યાદિ પ્રાચીન આર્યવર્ગની ભાષાઓમાં, અને કેટલીએક બીજી અર્વાચીન અને પ્રાચીન ભાષાઓમાં બહુજ ચાલેછે. પણ ઈંગ્રેજી અને અનેક બીજી ભાષાઓમાં જુદીજ રૂઢિ છે; નર પ્રાણીનાં નામ નરજાતિનાં, નારી પ્રાણીનાં નામ નારીજાતિનાં, બીજા બધા વિષયોની સંજ્ઞા નાન્યતર છે. તામલ ઈત્યાદિ દ્રાવિડી ભાષાઓમાં રૂઢિ વળી એથી જૂદી છે—દેવોનાં અને પુરૂષોનાં નામો નર, દેવીઓનાં અને સ્ત્રીઓનાં નામો નારી, અને બીજી બધી સંજ્ઞા (પશુ નર

* तोय पण कोइ स्त्रीवाचक शब्द नान्यतर छे; बइरूं, छोकरडुं. वळी, केटलाएक प्राणी नर के मादा होय, तोय पण तेमनी संज्ञा नरजातिनां नाम छे; जूओ, मच्छर, मांकण, चांचड, इ०;—बीजा केटलाएक नारी जातिमांज कहेवाय छे; खीसकोली, जळो, जू, घो;—अने केटलाएक नान्यतर बोलाय छे; गळीयुं, धनेरुं.

वळी आकारना के शरीरना कद उपरथी, मोटो ते डेडको, नाहानी ते डेडकी, साधारण ते डेडकुं.

પાક્ષરને સ્થળે કોઈ વેળા પે ૫ દેખાયછે ; ज); पत, પડ; दोल, ડોલ ; वर्त्म, — वर्त्तन, વાટ ; ऊन, ઊણ; प्रतिपद्, પડવો ; वृद्ध:, વડો ; तेन — येन, તેણે—જેણે ; वचनं, વેણ, (इ); नयन, નેણ ; रसना, રસણા ; आत्मनः, આપણે ; [આ શબ્દમાં વળી વિકાર કરીને, એટલે ણકારનો ડકાર કરીને, કોઈ લોક આપડે કહેછે. એવો અશુદ્ધ વિકાર બીજા શબ્દોમાં પણ કરતા હશે]; घनः, ઘણો; आज्ञा, આણ.

घ. મૂળનાં ભિન્ન રૂપો અભિન્ન થઈ જાયછે ; સંસ્કૃતમાં તૃતીયાનો પ્રત્યય एन, અને સપ્તમીનો ए, બેહુ ગુજરાતીમાં એ થાયછે ; हस्तेन—हस्ते, હાથે.

અકારાંત, ઈકારાંત, હલંતાદિ સંસ્કૃત નામેનાં વિવિધ રૂપાખ્યાનો થાયછે ; આ ભિન્નતા ગુજરાતીમાં નથી. વળી, સંસ્કૃતમાં વિભક્તિના પ્રત્યય એકવચનમાં જે છે, તેઓ અનેકવચનમાં નથી, ગુજરાતીમાં બેહુ વચનમાં તેને તેજ પ્રત્યયો વપરાયછે ; એકવચને તૃતીયા अश्वेन — ઘોડે, અનેકવચને अश्वैः ઘોડાઓએ ; એકવચને ષષ્ઠી अश्वस्य — ઘોડાનો, અનેકવચને अश्वानाम् — ઘોડાઓનો.

પ્રથમાના અનેકવચનના ઓ પ્રત્યયની સાથે ઈતર વિભક્તિના પ્રત્યયો ગુજરાતીમાં બોલવામાં આવેછે, પણ એ રૂઢિ સંસ્કૃતમાં નથી.

એમજ ક્રિયાપદનાં રૂપોમાં થાયછે ; વર્ત્તમાનકાળ દ્વિતીય પુરૂષ सृजय, શક્યાર્થ सृजेत, આજ્ઞાર્થ सृजतु — सृजत = ગુજરાતી સૃજો.

સંસ્કૃતમાં વિશેષ્યનામની સાથે વિશેષણ આવેછે, ત્યારે વિશેષ્ય વિશેષણ, બેહુની સાથે વિભક્તિના પ્રત્યય વપરાયછે ; ગુજરાતીમાં વિશેષણની સાથે પ્રત્યય બોલવાની રૂઢિ બંધ પડી છે ; धवलात् घोटात्, ધોળાથી ઘોડાથી, એટલે ધોળા ઘોડાથી. પણ પ્રથમા, તૃતીયા, અને ષષ્ઠીમાં, સંસ્કૃતની રૂઢિ ગુજરાતીમાં ચાલેછે ; धवल: घोट: ધોળો ઘોડો — धवलेन घोटेन — धवले घोटे, ધોળે ઘોડે; धवलानि अंडाणि, ધોળાં ઈંડાં ; धवलं अंडं, ધોળું ઈંડું.

ङ, કોઈ શબ્દમાં સ્વરનો ગુણ કે વૃદ્ધિ થાયછે ; पंच, પાંચ ; द्वि, બે; विश्रीतं, પેશેલું ; पंचशतानि, પાંચશેં; मुक्ता, મોતી ; मुद्गरः, મોગરો; गृह, ઘર.

કોઈ શબ્દમાં અલ્પાક્ષરનો લોપ થયા પછી તેને સ્થળે સ્વર આવેછે; शतं, શો ; प्रतिपद्, પડવો. અક્ષરના લોપ વિના પણ અંતે સ્વર વધે; तेन—યેન, તેણે - જેણે ; विद्युत्, વિજળી.

घ. કોઈ વેળા બે શબ્દો એવા મળીજાય કે તેમનું પ્રથકપણું સેહલું ધ્યાનમાં આવતુ નથી ; कुंभकारः, કુંભાર ; देशाधिकारी, દેસાઈ; स्वतः (स्व+तः) પોતે. સંખ્યાવાચક શબ્દોમાં એના ઘણાં ઉદાહરણ છે ; एकादश, અગ્યાર ; द्वादश, બાર ; षोडश, સોળ.

छ. જોડાક્ષર અસવર્ણ હોય તો સવર્ણ જોડાક્ષર થાયછે ; यष्टिः, લટ્ઠી ; सप्तदश, સત્તર. પણ વિશેષે કરીને જોડાક્ષરનો એક વ્યંજન ઉડી જાયછે, અને તેને સ્થળે પૂર્વસ્વરમાં દીર્ઘતા થાયછે ; कर्म, કામ ; सप्त, સાત ; कार्य, કાજ ; अग्निकं, હાડકું ; अग्नि, આગ; पक्वं, પાકું ; संध्या, સાંજ—સાંઝ

સ્વરની દીર્ઘતાની સાથે ઘણાએક શબ્દોમાં મીંડું વધેછે; वक्रं, વાંકું; अक्षि, આંખ.

જોડાક્ષરનો એક વ્યંજન ઉડીજાય; प्रतिपद, પડવો. त्रयोदश, તેર.

જોડનો એક અક્ષર ઉડીગયા પછી જે વર્ણ રહ્યો છે, તે નભ ઉચ્ચારનો હોય, તો ઘણાએક શબ્દમાં ઉચ્ચાર કંઈ કઠણ થાયછે ; द्वि, બે (વનો બ થયો) ; आत्मानः, આપણે (મનો પ થયો); स्वतः, પોતે; (વ નો પ થયો); सत्यं, સાચુ (ય નો જ થયા પછી તેનો ચ થયો ); नृत्य, નાચ ; ताम्र, તાંબુ; आम्र, આંબો, (મુળ 'म्र' નો મ્મ થયા પછી મ્ નો અનુસ્વાર અને મ નો બ).

કોઈ વેળા એવી કઠણતા બનતા અક્ષરનું સ્થાન બદલાય; स्तंभ, થાંભ ; स्तंभावती, ખંભાયત, ખંભાત; पर्याण, પલ્યાણ, પલાણ ; युग्म, જોડ ; मत्स, માછલું ; वत्सकः, વછેરો. [ એને કંઈ મળતુ – स्ते, છે ; स्यात, છો ; पशु, છુ; सत्, છુત ].

ज. અઘોષાક્ષર ઘોષ થાય ; मुकुट, મુગટ ; एकादश, અગ્યાર ; दुःखता, દુગધા—દુધદા—દુગ્ધા; सकल, સઘળુ; काककः, કાગડો;

(भक्त, ભગત ; उपकार, ઉપગાર ; ) घर्म, જર્મ ; वट, વડ ; कपाट, કમાડ ; घोटः, ઘોડો ; कोऽपि, કોણી (ग).

ग. કોઈ શબ્દમાં મૂળનો પોલાક્ષર અલોપ થયેલો દેખાયછે ; वृद्धं, વધું. सार्द्धं, સાધે. सार्धे, એ શબ્દ પણ સંસ્કૃતમાં ચાલેછે.

ल. કોઈ વેળા म નો ल થાયછે ; प्रथमः, પેહલો ; द्विमयं, બેલું.

ट. પ્રકૃતિ તથા પ્રલય વચ્ચે આગમ અક્ષર આવે ; मधु-न्-ए, मधुने =મધ-ન્-એ, મધને ; કેટ-લ્-આ, કેટલા, (૧૧૨. ૧૨૧).

## નામનાં જાતિ વચન વિભક્તિના પ્રત્યય વિષે.

૧૦૮. જાતિ વચન વિભક્તિ આદિના ભેદ જણાવવા સારૂ જે અક્ષર શબ્દને છેડે લખાયછે તે પ્રલય ( प्रति, પાછુંએ ; अय, આવનાર ) કહેવાયછે. એઓ શબ્દથી પૃથક પૃથક કરીને વપરાતા નથી ; પૃથક કરી બોલિયે કે લખિયે તો અર્થ થતો નથી. તોયપણ એઓ અર્થ રહિત નથી ; શબ્દની સાથે બોલતાંજ અર્થ જણાયછે. સંસ્કૃત, ઝંદ, ગ્રીક, લાટીન, હેબ્રી આદિક પુરાતન ભાષાઓમાં પ્રલય વપરાયછે. એ ઉપરથી એવું સમજવું નહિ કે ભાષાની ઉત્પત્તિના સમયથીજ એવું છે. ખરા પ્રલય મૂળે પૃથક શબ્દ હશે, અને બીજા શબ્દની પેઠે જૂદા જૂદા વપરાતા હશે. પેહલાં તેઓમાં અક્ષર કંઈ અધિક હશે, પણ પળ પળના વાપરમાં તેઓનાં રૂપ ટૂંકાં થઈ ગયાં, અને તેમનો પૃથક અધિકાર પડીગયો, માટે તેઓ પ્રલય રૂપે ભાષામાં રહ્યા. ઘણીવાર એવું સંભવે કે પ્રલય મમૂળ પડીજાય ; પણ જ્યાંથી પ્રલય લોપ થયો ત્યાં તેનો અર્થ રહેછે, માટે જો પ્રલય નહિ લખાય કે બોલાય, તોય તે હોય એવું સમજવું (૭૮. ૭૯). સંસ્કૃતાદિ પુરાતન ભાષાઓમાં પ્રત્યયની સંખ્યા ઘણી છે. ભાષાના વિકાર થતાં જૂની પ્રાકૃતમાં પ્રલયોની સંખ્યા ઘટી. ગુજરાતીમાં સંખ્યા બહુજ થોડી થઈ છે ; વળી, જે પ્રલયો રહ્યા તેમના અક્ષરમાં વિવિધ પ્રકારે ફેર થયો છે.

કોઈના ધારવામાં એવું છે કે વિભક્તિ અને વચનના પ્રલયો મૂળે સર્વનામ હતા. આ મતને જોઈયે તેટલાં પ્રમાણ મળ્યાં નહિ હોય, તોયપણ પ્રમાણ જેવું કંઈ છે ખરૂં. સંસ્કૃતમાં પ્રથમાના એકવચને તૃતીયપુરૂષનું દર્શકસર્વનામ सः છે ; એના વિકારથી—

**प्रथमाना एकवचने नरजातिनो प्रत्यय 'स्.'** સંસ્કૃતની સજાતીય ગ્રીક, લાટીન, ગૅાથિકાદિ આર્ય ભાષાઓમાં એજ પ્રત્યય દેખાયછે. એનો ઉચ્ચાર સંસ્કૃતમાં કંઈ નમ્ર થાયછે, માટે વિસર્ગ રૂપે લખાયછે, वृकस् = वृकः. ઝંદમાં આ પ્રત્યય વત્તો નમ્ર થઈ 'उ' થયો. અકારાંત શબ્દના અંત્યસ્વરની સાથે 'उ' નો સંધિ થયે ओ થયો, वृकः = वेह्रक + उ, वेह्रको, વરુ. જૂની પ્રાકૃત ભાષામાં પણ એ વ્યુત્પન્ન થયો, वृक्षः = वच्छो, વૃક્ષ. ગુજરાતીમાં પણ સ્ નો ઓ થયો છે ; घोटः, ઘોડો ; सारः, સારો ; दृष्टः, દીઠો.' કેવળ નરજાતિએ એકવચન પ્રથમામાં નહિ, પણ અનેકવચનમાં, અને ષષ્ઠી વિભક્તિમાં, એજ નિયમ લાગુ થયો. આ વિકારનો આધાર મૂળ ભાષામાં પણ મળેછે, અઃ ની આગળ अ અથવા ઘોષાક્ષર આવે તો ओ થાયછે ; कः अन्न = कोऽन्न, કોણ અન્ન ? सुतः मम = सुतो मम, મારો સુત ; कः गतः = को गतः, કોણ ગયો (૧૦૭, ૫).

**नारीजातिनो प्रत्यय.** સર્વનામ 'सा,' એની સાથે 'आ' પ્રત્યય મળવો ; ई પ્રત્યય પણ આવેછે ; सुतः, सुता ; પણ पुत्रः, पुत्री. ई પ્રત્યય ગુજરાતીમાં સાધારણે ચાલ્યો. જે શબ્દોમાં 'આ' દેખાયછે તેઓ સંસ્કૃતમાંથી એમનેએમજ લીધેલા છે ; જેમકે, ગંગા, માયા, આશા ; અથવા સંસ્કૃત રૂપ ઉપરથી ઘડેલા હશે ; જેમકે कायः — 'य' ઉપરથી કાયા. સજાતીય ગ્રીક લાટીનાદિ ભાષાઓમાં आ, ई, (ए), પ્રત્યયો ચાલેછે. મૂળે આ પ્રત્યયોની સાથે સકાર વપરાતો હશે, પણ થોડાજ શબ્દમાં તે રહ્યો છે.

અકારાંત શબ્દમાં નરજાતિ રૂપને ઓ હોય કે ના હોય (૫૮, ૨. ૬૦), તેમને નારીજાતિનો પ્રત્યય લાગે તો ई આવેછે ; ઘોડો, ઘોડી ; દેવ, દેવી. કોઈએક શબ્દમાં સંસ્કૃત આ પ્રત્યય રહ્યો છે; સુત, સુતા.

ઘણાએક શબ્દમાં 'ई' પ્રત્યયની સાથે નકાર આવેછે. આ નકાર મૂળે પ્રત્યયમાં નહિ પણ પ્રકૃતિનો* અંત્યાક્ષર છે. નર० माली — मालिन्, નારી० मालिनी, માલિની – માલન્ય – માલણ – માલણ, ઈત્યાદિ વિધ વિધ અપભ્રંશ. એમજ, वागुरी — वागुरिन्, वागुरिणी, વાગરણ્ય – વાગરણ ઇ०.

*प्रकृति अने प्रत्यय एवे नामे शब्दना बे भाग होय छे ; घोटस्, घोडो, एओमां स् ए प्रत्यय, घोट घोड प्रकृति गणायछे.

(कोली—कोलिन् — कोलिनी, કોળણ્ – કોળણ ઈ૰!); राजा—राजन्, राज्ञी, રાણી.

પણ સંસ્કૃતમાં આની પ્રત્યય પણ આવેછે; ब्रह्मा—ब्रह्माणी; रुद्रः—रुद्राणी. એ ઉદાહરણ ઉપરથી, ઠાકોર – ઠકરાણી; ગોર, ગોરાણી.

મૂળમાં જ્યાં નકાર નથી દેખાતો, ત્યાં પણ ગુજરાતીમાં કોઈ વેળા દેખાયછે. સં૰ व्याघ्री, ગુ૰ વાઘેણ.

'ઉંટડી' આ શબ્દમાં ડકાર સંસ્કૃત क નો અપભ્રંશ છે; उष्ट्रः, ઉંટ; उष्ट्री — उष्ट्रिका, ઉંટડી. એમજ રીંછડી, પાટડી ઈ૰.

वती પ્રત્યય પણ આવેછે; સંસ્કૃતમાં એનું નરજાતિરૂપ वान् અને નાન્યતરરૂપ वत् છે; નર૰ गुणवान्, નારી૰ गुणवती, નાન્ય૰ गुणवत्. वतीને સ્થળે કોઈ वन्ती કહેછે; રૂપવંતી.

**नान्यतरजातिनो प्रत्यय.** સંસ્કૃતમાં દર્શક સર્વનામ सःનું નપુંસકરૂપ तद् છે. ઇંગ્, લાટીન, ગોથીક આદિ સજાતીય ભાષાઓમાં પ્રત્યયરૂપે તકાર છે; પણ આ રૂપ થોડું દેખાયછે. ઘણુંકરીને સંસ્કૃતમાં પ્રત્યય મકારથી થાયછે; લાટીન અને ગ્રીકમાં પણ સાધારણ પ્રત્યય અનુનાસિકાક્ષર છે. મૂળનો મકાર ગુજરાતીમાં અનુસ્વાર થાયછે, વળી પૂર્વસ્વર અ નો ઉ થાયછે; सारम् સારૂં; दृष्टम्, દીઠું. (૧૦૭ ज, ङ)

ટીકા. ઘણાએક શબ્દમાં એકવચને પ્રથમાનો પ્રત્યય સમૂળ ઉડી જાયછે; देवः, દેવ; राक्षसः, રાક્ષસ; शिवः, શિવ; शब्दः, શબ્દ; गुरुः, ગુરૂ; भूः, ભૂ; — कुलम्, કુલ; गृहम्, ઘર; मूलम्, મૂળ. પ્રત્યયની સાથે શબ્દનો અંત્યાક્ષર કોઈ વેળા પડી જાયછે; अग्निः, અગ્નિ—આગ; रीतिः,રીતિ - રીત; प्रीतिः, પ્રીતિ—પ્રીત; ऋतुः, ઋતુ – રત; जातिः, જાતિ-જાત; नित्यम्, નિત્ય-નિત. પ્રથમાનો પ્રત્યય ઉડી ગયો તો પણ પ્રથમાના સંબંધનો અર્થ રહેછે (૭૮); આ અર્થ દર્શકાર્થ છે, કોઈ પદાર્થ પ્રાણીનું નામ લઈને તેને દેખાડતા હઈએ એવો અર્થ થાયછે. પ્રથમાનો પ્રત્યય મૂળે દર્શક સર્વનામ હોય એવું ધારનારા આ અર્થ ઉપર વિચાર ચલાવીને પ્રમાણ દેખાડવાનું કરેછે.

કોઈ વેળા જે શબ્દમાં મૂળે પ્રત્યય નથી તેને ગુજરાતીમાં પ્રત્યય લગાડેલા છે; प्रतिपद्, પડવો.

**૧૦૯. अनेकवचन, प्रथमा (अ).** અનેકતા દેખાડવા સારૂ એકવચનના स् પ્રત્યયની પૂર્વે અકારની વૃદ્ધિ થઈ; એકવચન स्, અનેકવચન अस्; अश्वः ઘોડો; अश्वास्, ઘોડાઓ. આ પ્રત્યય એજ અર્થે બીજી સજાતીય ભાષાઓ — ગ્રીક, લાટીન, ગોથિક આદિમાં વિવિધ રીતે દેખાયછે. ઝંદમાં એકવચનમાં થતું તેમ અનેકવચનમાં પણ મણક શબ્દોમાં ઓ; ગુજરાતીમાં પણ ઓ (૮૧, કોષ્ટક. ૧૦૭ ग).

આ. પણ જે શબ્દને એકવચનમાં ઓ નરજાતિ પ્રત્યય લાગેછે તેમના અનેકવચનમાં ઓ પ્રત્યય નથી લાગતો, પ્રકૃતિના અન્ત્યસ્વરની વૃદ્ધિએ કરીને અનેકતા દર્શાવાયછે; ઘોડો–ઘોડા. આ જૂની રીતિ છે, અને પ્રાકૃતમાં અકારાંત નામમાં ચાલેછે; એકવચન वच्छो, અનેકવચન वच्छा; પણ 'આ' ની સાથે ગુજરાતીમાં 'ઓ' પણ વાપરવામાં આવ્યો છે, ઘોડા–ઘોડાઓ (૭૩). આ નવી વૃદ્ધિ સંસ્કૃતની સાથે સંબંધ દેખાડેછે; घोट + अस् = ઘોડ + અઓ – ઘોડાઓ.

ઈ નરજાતિએ વિશેષ્યની સાથે વિશેષણ આવે તો તેને ઓ નથી લાગતો; સારા ઘોડા, સારા ઘોડાઓ.

નારી જાતિ પ્રત્યય ઈ ની સાથે 'ઓ' આવે, ઘોડીઓ. વિશેષણ હોય તો ઓ બોલાય અથવા પડતો મૂકાય. સારી ઘોડીઓ, અથવા સારીઓ ઘોડીઓ.

ઈ. જે શબ્દને ઉં નાન્યતરજાતિનો પ્રત્યય લાગે તેને સ્થળે અનેકવચનમાં આં કે આં આવેછે; ઈંડું–ઈંડાં. સંસ્કૃતમાં નાન્યતરજાતિનો પ્રત્યય इ, એની સાથે આગમ अन् આવ્યાથી अनि થાયછે; એકવચન वचनम्, અનેકવચન वचनानि. ગુજરાતીમાં સંસ્કૃત પ્રત્યયનો અન્ત્યસ્વર ઉડીજાયછે, પછી નકાર અનુસ્વાર થઈ અને માથે લખાયછે; એમ ઈંડ + અન=ઈંડાં (૧૦૭ ड).

शतम्, શો, આ શબ્દ સંસ્કૃતમાં નાન્યતર છે; અનેકવચનમાં शतानि થાયછે, त्रीणि शतानि, ત્રણ શેં. ગુજરાતીમાં शतानि નો અપભ્રંશ નામની રીતિ પ્રમાણે થતો નથી, અન્ત્યસ્વર ઉડી જતો નથી પણ તેનો ગુણ–ઇનો એ–થાયછે, ता નો લોપ થાયછે (૧૦૭ ऐ), નકાર અનુસ્વાર થઈ શે ને માથે લખાયછે, એમ शतानि = શેં (૧૦૭ ड). શેં ને સ્થળે કોઈ લોક શો વાપરેછે, પાંચ શેં, કે પાંચ શો. — पंच शतानि = પ્રાકૃતમાં पंच सआंई.

ચરોતરમાં ઘણુંએક અકારાંત નાન્યતર નામને એકવચનમાં ઉં પ્રત્યય નહિ

હોય તો પણ અનેકવચનમાં આં લાગેછે; ગીતાં, મૂળાં, ખેતરાં, પાનાં, ઘરાં, ઈ૦. આ શબ્દોના એકવચનનો પ્રત્યય ઉડી ગયો હોય, તોય પણ જુની ગુજરાતીમાં દેખાયછે, "ગીત્ર, મૂલું" ઈ૦; એમ કાલાંતરે ભાષામાં અધિક અધિક વિકાર થતો જાયછે, પણ કોઈ કોઈ પ્રાંતની ભાષામાં જુની ભાષાનો અને મૂળની સાથેનો સંબંધ વધારે રહેછે.

૩. આં પ્રત્યય મૂળે નાન્યતર જાતિનો, અને ઓ નર અને નારી જાતિનો છે. પણ ઓ પ્રત્યય ગુજરાતીમાં સાધારણ જેવો થયો છે, માટે એને આં ની સાથે કોઈ લોક મેળવીને બોલેછે; જે૦ છોકરાંઓ (૮૨). એવું કરવામાં ઉપયોગ જણાતો નથી.

કોઈ લોક, વળી, એકવચનમાં આં વાપરેછે, "એક છોકરાંનો બાપ." નરજાતિનાં અને નાન્યતરજાતિનાં રૂપમાં ભેદ દેખાડવા સારૂ તેઓ એવું કરતા હશે, પણ મૂળભાષામાં એનો કશો આધાર મળતો નથી. સંસ્કૃતાદિ ઘણી ભાષાઓમાં નાન્યતરજાતિનાં રૂપો નરજાતિનાં જેવાં છે. એ કારણથી, હિંદુસ્થાની ભાષામાં મૂળની અસર આટલી લાગી કે તેમાં કેવલ નર નારીનો ભેદ દર્શાવાય છે, નાનાતરનો ભેદ સમૂળ ઉડી ગયો છે.

૧૧૦. દ્વિતીયા. સંસ્કૃતમાં એનો પ્રત્યય નાન્યતર જાતિની પ્રથમાના પ્રત્યય જેવોજ છે, એટલે મ્; નાન્યતર પ્ર૦, નર અને નાનાતર દ્વિ૦ સારમ્; નારી પ્ર૦ ગંગા; દ્વિ૦ ગંગામ્. ગુજરાતીના સાધારણ નિયમ પ્રમાણે એનો ઉં થવો જોઈયે. પણ 'ઉં' કેવળ નાન્યતરને અર્થે ભાષામાં રહ્યો; નરજાતિમાં અને નારીજાતિમાં દ્વિતીયા વિભક્તિનો પ્રત્યય ઉડીજ ગયો. તોપણ દ્વિતીયાને અર્થે કેવળ પ્રકૃતિ આવી નહિ, પ્રથમાનું રૂપ દ્વિતીયાને અર્થે વાપરવામાં આવ્યું (૧૦૭ ઙ). સંસ્કૃતમાં પણ ઘણીવાર પ્રથમા દ્વિતીયા એકજ રૂપની થાયછે.

કોઈના ધારવામાં એવું આવેછે કે દ્વિતીયાનો પ્રત્યય ને છે. પણ આ પ્રત્યય ચતુર્થીનો છે. ચતુર્થીમાં ઘણીક વાર કર્મનો અર્થ ભળેછે, માટે દ્વિતીયાને સ્થળે ચતુર્થી વપરાયછે; જેમકે 'તરવાર ફેરવ,' કે 'તરવારને ફેરવ;' 'પથર ફેંકુછુ,' કે પથરને ફેંકુછુ,' 'માણસ મોકલ' કે 'માણસને મોકલ.' 'ને' પ્રત્યયની સાથે કર્મનો અર્થ ભળેછે, માટે તે દ્વિતીયાનો પ્રત્યય થયો એવું કહિયે તો વ્યાકરણમાં ઘોળ થાયછે. ઘણાક પ્રસંગમાં દ્વિતીયાને સ્થળે 'ને'

પ્રત્યય વપરાતો નથી ; જેમકે - કથા કહુ, ગીત ગાઉં, કામ કરૂં, વિચાર કરૂં, રસ્તો પકડું, વાટ જોઉં ; એવામા નામની સાથે 'ને' પ્રત્યય વપરાય નહિ; કથાને કહુ ઇ૦ અશુદ્ધ છે.

૧૧૧ तृतीया. સંસ્કૃત અકારાત શબ્દમા તૃતીયાનો પ્રત્યય इन, સંધિ થયે एन છે ; शिव+इन, शिवेन, શિવે આ પ્રત્યય પ્રાકૃતમા एण, णा, ए, इ, આવા રૂપમા દેખાયછે ; वच्छेण, अग्गिणा, मालाइ, मालाए,—वृक्षे, અગ્નિએ, માલાએ

ગુજરાતી જે, તે આદિ સર્વનામોમા ણે દેખાયછે; જેણે, તેણે ઇ૦= સંસ્કૃત तेन, येन, इ० અહિ ગુજરાતીમા પત્યયનો અત્યસ્વર એ થયો છે કોઈ પ્રસગમા મૂળનો અત્યસ્વર ઉડીગયો, અને રહેલા નકારનો અનુસ્વાર થયો છે. કોઈ પ્રાતમાં - ઘણુ કરીને કાઠિયાવાડમા - ભરવાડેં, મેંસેં, ઇ૦ કહેછે. વળી જ્યા મૂળ ભાષામા નકાર નથી ત્યા પણ ગુજરાતીમા મિંડું આવે ; જેમકે મેં, (કોઈ મ ) તેં, સં० मया, त्वया

તૃતીયાનો સાધારણ પ્રત્યય 'એ' છે. મૂળનો અત્યાક્ષર 'न' ઉડીગયો,- રહેલા इ નો ગુણ થયો ; અથવા અકારાત શબ્દના અત્યસ્વરની સાથે સધિ થયે (शिव+इ(न), शिवे) એ એ થયો, તે ભાષામા સાધારણે ચાલ્યો (૭૮, ૮૧, ૮૨)

જે વિશેષણને પ્રથમામા ઓ, ઉં, પ્રત્યય લાગેછે તેમને તૃતીયામાં એ લાગે; ધોળે ઘોડે, ધોળે છેડે; એ સસ્કૃત રીતિ પ્રમાણે છે, धवलेन घोटेन, धवलेन अहेन (૧૦૭, ૫) વિશેષ્યનું તૃતીયામા એક રૂપ આવે છે; જે૦ ઘોડાએ, આ રૂપની સાથે વિશેષણને 'એ' પ્રત્યય લાગતો નથી, પણ પ્રકૃતિના અત્યસ્વરની વૃદ્ધિ થાયછે; ધોળા ઘોડાએ.

['તેણે કરીને' આ શબ્દો તૃતીયાને સમાનાર્થે ચાલેછે. એ तेन करणेन, એનો અપભ્રશ હશે?]

૧૧૨. चतुर्थी સંસ્કૃમા અકારાત શબ્દને ચતુર્થીમા य પ્રત્યય લાગેછે, પ્ર૦ शिव. ચ૦ शिवाय, સાધારણ પ્રત્યય ए છે, પ્રકૃતિ पितृ, ચ૦ पित्रे, પ્રકૃતિ वाच्, ચ૦ वाचे આ રીતિ ગુજરાતીમા ચાલી હોત તો ચતુર્થી તૃતીયા જેવી થાત, માટે પ્રકૃતિ અને 'એ' પ્રત્યય વચ્ચે "ન" આગમ અક્ષર લેવામા

આવ્યો છે; પુત્ર-ન-એ=પુત્રને. એવું કરવાનો આધાર સંસ્કૃતમાં इ उकारात નાન્યતર શબ્દમાં મળેછે; वारि-नू-ए = वारिणे मधु-नू-ए = मधुने– પાણીને, મધને.

હિંદીઆદિ સદેશીય ભાષાઓમા પણ ए પ્રત્યયની સાથે વિવિધ આગમ આવેછે;– हिंदीमा ह (न्ह); "मोहे (મને) मिली चुंबन न दीना;"– "कृपादृष्टि कर तिन्हे (તેને) निहोरा;" ચરિત. ૧૧૨. સિંધીમા खे, અને બગાલીમા રે, તે, એતે, એવા પ્રત્યય હોય એવું દેખાયછે. ગમે તે આગમાક્ષર વપરાય, પણ મૂળનો પ્રત્યય 'ए' રહેછે.

પ્રાકૃતમાં ચતુર્થીને સ્થળે ષષ્ઠી વાપરેછે; ઉ૦ ૫૦ अग्गिणो, अग्गिस्स = આગનો, આગને. આ ઉપરથી કદાચ સભવ્યુ હશે, કે હિંદુસ્થાનીમા ચતુર્થીનો પ્રત્યય કુ, કો, ષષ્ઠીના કા ને કંઈ મળતા ઉચ્ચારના છે. વળી, પ્રાકૃત स्स (अग्गिस्स, આગનો–'ને) આ ઉપરથી મરાઠી ચતુર્થીનો પ્રત્યય स આવ્યો હોય? જે રૂપ પ્રાકૃતમા કોઈ વેળા ષષ્ઠીને અર્થે અને કોઈ વેળા ચતુર્થીને અર્થે ચાલતુ, તે મરાઠીમા કેવળ ચતુર્થીનેજ અર્થે રહ્યુ. [મરાઠીમાં ચતુર્થીનો બીજો પ્રત્યય ला છે, તે જુની મરાઠીમા પૃથક શબ્દ જેવો દેખાયછે; लागीं લગીણ–લગી, એનો અપભ્રશ. દાદોબાનુ વ્યાકરણ પ્રસ્તાવના પૃ૦ ૬].

ટીકા. મારો એક દેશી મિત્ર મને સૂચના આપતા એવું લખેછે, "મને તો 'ને' ષષ્ઠીના પ્રત્યયને સપ્તમીનો મળેલો લાગેછે; જે૦ 'દેવને અર્થે આપ્યુ,' તેનું 'દેવને આપ્યં'." ચતુર્થીનો અને ષષ્ઠીનો લાગુ થયલો સપ્તમીનો પ્રત્યય બેહુ 'ને' છે ખરા; અને જ્યારે ચતુર્થી તાદર્થ્ય છે ત્યારે તેમના અર્થ પણ મળી જાય એવા દેખાય ; પણ બીજા પ્રસગમા એવો ખુલાસો લાગુ થતો નથી; 'હું તેને ચલાવુંછુ;' 'હું તેને બદલાવુંછુ;' 'હુ તેને ફેરવુંછુ;' 'હુ તેને બેસાડુ છુ.' એવાં એવાં વાક્યમા આ ખુલાસો ક્યમ લાગે?

૧૧૩ पंचमी. સસ્કૃતમા એનો પ્રત્યય अस् (अः), अत् છે; એ પ્રત્યયને મળતા અર્થનો નામયોગી तस् (तः) છે. મૂળે એઓમા કોઈ સબધ હશે કે નહિ એ હું કહિ શકતો નથી, પણ ભાષાની રૂઢિ પ્રમાણે પ્રત્યયને સ્થળે નામયોગી ચાલેછે; बलात्—बलतः, બળથી; अर्थात्—अर्थतः, અર્થથી. એ ઉપરથી ગુજરાતી પ્રત્યય 'થી.'

પ્રાકૃતમાં दो, त्तो, हि, दु આવેછે, वच्छत्तो वच्छादो, वच्छाहि, वच्छादु = વૃક્ષથી. પ્રાકૃતનાં આ વિવિધ રૂપ ઉપરથી થયું હોય કે કોઈ પ્રકરણમાં થો, થી, થું, વિશેષ્યપદના લિંગ પ્રમાણે, આવેછે ?

તકારનો સકાર થયે, અને स् (:) નો એ (૧૦૭ ગ) થયે, હિંદુસ્થાનીમાં से, અર્થાત્, ઞ્રર્થ से. પણ વ્રજનો આગળ 'तें' (અર્થ तें) ચાલેછે.

૧૧૪. षष्ठी. સંસ્કૃતમાં એનો પ્રત્યય अस (सः), અને અકારાંત નામમાં स्य છે; आत्मनस् (न) આત્માનો; शिवस्य = શિવનો. ગ્રીક, લાટીન, ગોથિક, ઝંદ આદિ સજાતીય ભાષાઓમાં આ પ્રત્યય દેખાય છે. જેમ પ્રથમા વિભક્તિ વિષે બોલતાં કહ્યું હતું, કે ઝંદમાં स् નો ओ થયો તેમજ અહિં પણ स् નો ओ ઘણાક શબ્દમાં થાય છે; सं० आत्मनस्, ઝં० आत्मनो; सं० नामनस्, ઝં० नामनो; सं० वाचस्, ઝં० वाचो; सं० भरतस्, ઝં० भरन्तो — भरतो

એમજ પ્રાકૃતમાં स्स ની સાથે ओ દેખાયછે, પણ એની પૂર્વે આગમ ણ આવેછે; सं० अग्नेस પ્રાકૃત अग्गिस्स, अग्गिणो, આગનો. આ ઓકારની સાથે પ્રાકૃતમાં નરજાતિનો ભેદ નથી.

ગુજરાતીમાં ન આગમ વાપરવાની રીતિ सं० इ उ અંતગત નાન્યતર શબ્દની પેઠે (જે० मधुनस्, वारिणस्), અને જૂની પ્રાકૃતની પેઠે આવી. અને એની સાથે મૂળના સકારનો ઓ થયો. આ 'ઓ' ની સાથે જાતિભેદનો અર્થ ક્યારે ભળ્યા એ હું કહી શકતો નથી, પણ આ અર્થ ભળવાનું કારણ સમજતાં કંઈ કઠણ નથી; ષષ્ઠીનો અર્થ વિશેષણ સમાન છે, માટે જેમ ઘણાએક વિશેષણને જાતિભેદ દર્શક ઇત્યાદિ પ્રત્યય લાગેછે, તેમ એને પણ લાગ્યા. ષષ્ઠીનો ઓ પ્રત્યય—જેમાં મૂળે જાતિભેદનો અર્થ નહતો—તે નરજાતિને વાસ્તે ઠર્યો; પછી, વિશેષણના નમુના પ્રમાણે, નારીને વાસ્તે ઈ, નાન્યતરને વાસ્તે ઉં યોજવી લેવામાં આવ્યાં (૧૧૫. ટીકા).

એક બીજું રૂપ તણો આવેછે; રાજાતણો = રાજાનો. એમાં 'તણ' આગમ હોય એવું મને લાગેછે.

પ્રથમ દ્વિતીય પુરૂષના સર્વનામમાં ષષ્ઠીનું એક ત્રીજું રૂપ, 'અરો, કે આરો' છે; એનો પણ 'અર' કે 'આર' આગમ હશે. એમજ નામનું એક ચોથું રૂપ

'કેરો' છે, એમાં 'કેર' આગમ હોય. 'અર' કે 'આર' માં ષષ્ઠીનો અર્થ નથી, પણ તે કેવળ આગમ છે. એનું પ્રમાણ એ ઉપરથી દેખાયછે, કે આ અક્ષર કેવળ ષષ્ઠીના અર્થમાં વપરાતા નથી, તૃતીયા તથા ચતુર્થીમાં પણ આવેછે; તૃ૦ 'તારે કરવું જોઈયે;' ચ૦ 'તારે આવવું પડશે.'

૧૧૫. પણ ઉપરનું મત બધાને ગમતું નથી. મારો એક મિત્ર લખીને એવી સૂચના આપે છે, કે "સં० देवाना (અનેકવચને ષષ્ઠી) તેથી દેવનાં–'ની–'નું થયું હશે." એના વિશે મેં ઘણો વિચાર કર્યો છે, પણ ખરા પ્રમાણ જેવું કંઈ ભાસતું નથી. ખરું છે, કે સંસ્કૃતમાં અનેકવચને નકાર આવેછે; લાટીન ગ્રીકાદિમાં પણ અનેકવચને ષષ્ઠીના રૂપમાં અનુનાસિક અક્ષર છે; ઈંગ્રેજીમાં પણ, સર્વનામનાં રૂપમાં આવેછે, જે૦ Mine, Thine. વળી ષષ્ઠીને મળતા અર્થના વિશેષણના પ્રત્યય इन માં પણ નકાર છે, कुलीनः=કુળનો. એવાં એવાં અનેક કારણ ઉપરથી કોઈ શોધકને ભાસે કે આ વિભક્તિના નકારમાં ષષ્ઠીનો અર્થ હશે; તોયપણ પૂરી રીતિએ મન હા વાળતું નથી. ષષ્ઠીના નકારના ખરા ખુલાસાની સાથે 'તણ' એનો પણ જોઈએ, અને એની સાથે 'ગમ' આ શબ્દની જોડે, નારીજાતિના અર્થમાં કોઈ સર્વનામનું અસાધારણ રૂપ 'ણી' (તેણીગમ, એણીગમ, જેણીગમ, ઈ૦), એનો ખુલાસો થશે.

વળી, કોઈ ધારેછે કે 'કેર,' આર – અર,' આ રૂપો કદાચ સંસ્કૃત क, कीन ની સાથે મળે; मामकः, मामकीनः=અમારો, અમકેરો. એની સાથે વળી હિંદુસ્થાની 'का' [ घरका, उसका ] મેળવવાને કરેછે. વળી સજાતીય ભાષામાં ષષ્ઠીના પ્રત્યયમાં રકાર આવે છે; જેમકે ઈંગ્રેજી Your, Their. પણ આ બધામાં જોઈએ તેવું પ્રમાણ મળતું નથી.

ષષ્ઠીના રકાર વિશે એક બીજી સૂચના છે દકારનો ઘણીકવાર રકાર થાયછે; द्वाद(श) બાર, त्रयोद(श) તેર, सप्तद(श) સત્તર; એમજ मदीयः, त्वदीयः થી મારો, તારો (૧૧૮). હવે, જે વાત વિશે ભિન્ન ભિન્ન મત છે, તેમાં જૂદી જૂદી સૂચના જણાવતાં, મારૂં મત ઉપર, ૧૧૪ માં, દેખાડેલું છે.

મારવાડી અને બંગાળીના ષષ્ઠીના પ્રત્યયમાં રકાર આવેછે –

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગુજરાતી, | કુતરાનો – કુતરાકેરો; | બંગાળી, | કુકુરેર; | મારવાડી, | કુતરારો. |
| " | હાથનો – હાથકેરો; | " | હાતેર; | " | હાથરો. |
| " | – – મારો; | " | આમારા; | " | અમારો |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગુજરાતી, | કુતરાનો—કુતરાકેરો; | બંગાળી, | કુકરેર; | મારવાડી, | કુતરારો. |
| " | તેનો —તેકેરો; | " | તેનાર; | " | તેરો. |
| " | — —તારો; | " | તોમાર; | " | થારો. |

આ પ્રકરણ સમાપ્ત કરતાં પેહેલાં, એક બીજો વિચાર જણાવવાનો છે. ભાષાનો વિકાર થાયછે ત્યારે ઘણીવાર એવું બનેછે કે કોઈ પ્રત્યયના ખરા અર્થનું સ્મરણ રેહેતું નથી, માટે એક અર્થના બે પ્રત્યય સાથે કરી વપરાયછે. એમ ગુજરાતીના અનેકવચનાર્થે બેઉ મેળવાથી 'આ ઓ, આ ઓ,' થયાછે (૭૩). ઈંગ્રેજીમાં પષ્ઠ્યર્થ પ્રત્યય એ રીતિએ બેવડાઈને Yours, Theirs, થાય છે. હવે, સકારનો રકાર કોઈ વેળા થાયછે, માટે ગુજરાતી 'કેર' સંસ્કૃત कृ ઉપરથી થયો હોય, युष्माकस तमेर; પછી, એને 'ઓ' મળી, તમેરો નામની સાથે આવનાર પ્રત્યય अस्, એનો 'અર' થઈ, પ્રથમા દ્વિતીયાના સર્વનામની સાથે આવ્યો હોય, પછી એની સાથે ઓ વળગ્યો. એ માનવાને આ હરકત લાગેછે કે તૃતીયા તથા ચતુર્થીમાં 'અર' છે—'મારે;' માટે આ પ્રકારને કેવળ આગમ ગણવાને મન વધુ થાય છે.

પષ્ઠીનો અર્થ વિશેષણ સમાન છે, અને વિશેષણની પેઠે એને જાતિ વચન વિભક્તિના પ્રત્યય લાગેછે (૯૨). પષ્ઠીનો પ્રત્યય પંચમીના જેવો કંઈ છે, અને કોઈ વૈયાકરણો ધારેછે કે બેઉ રૂપ એકજ સર્વનામથી વ્યુત્પન્ન થયાં છે, એટલે स थी  એવું હોય તો એક બીજા મતને કંઈ આધાર મળે, કે જ્યારે પષ્ઠીની સાથે લોક જાતિવચન વિભક્તિના પ્રત્યય લગાડવા લાગ્યા, ત્યારે તેના મૂળ સર્વનામના લક્ષણ પ્રમાણે તેઓએ કર્યું. स સર્વનામને જાત્યાદિના ભેદ લાગેછે, એનું સ્મરણ લોકમાં રહ્યું હોય, માટે તેઓએ તેથી વ્યુત્પન્ન થએલી પષ્ઠીને વિશેષણના પ્રત્યયો લગાડ્યા.

૧૧૬. **સપ્તમી** સંસ્કૃતમાં એનો પ્રત્યય इ છે. અકારાન્ત નામના અકારાન્તની સાથે સંધિ થયે ए, शिव+इ, शिवे; એ ઉપરથી, મૂળનો ગુણ થયે ગુજરાતી પ્રમાણે 'એ' આવ્યો છે. સંસ્કૃત સર્વનામને એક બીજો પ્રત્યય स्मिन् (इन्) લાગેછે, त+स्मिन्, = तस्मिन्, તેમાં પ્રાચીન પ્રાકૃતમાં ए તથા स्मिन् બેઉ પ્રત્યયો નામને લાગેછે; वच्छे—वच्छम्मि, वृक्षे—वृक्षमां

स्मिन् નો વિકાર પ્રાકૃતમાં અનેક પ્રકારે થતો; न् નો લોપ થયે (૧૦૭ જ),

અને જોડાક્ષર દ્વિત્વ થયે (૧૦૭ છ), स्मि નાં स्सि, म्मि, એવાં બે રૂપ થયાં. વળી, અંત્યાક્ષર 'न' નો અનુસ્વાર થયે (૧૦૭ વ) અને स्सि, म्मि ને માથે લખે, सिंस, म्मि, બીજાં બે રૂપ થયાં. પછી, स्सि નો ઉચ્ચાર નરમ થયે (स નો હ થયે ૧૦૭. ऊ) हि, પાચમું રૂપ થયું વળી, स्सि નો ઉચ્ચાર કઠણ થયે (૧૦૭ છ) त्थ, છઠ્ઠું રૂપ થયું. માટે સંસ્કૃત कस्मिन् ના પ્રાકૃત, कस्सि—कम्मि—कसिं—कम्मि—काहि—कत्थ. પાળીમાં વળી स्मिन् ના, म्हि, म्हा, એવાં રૂપ થયા. આ છેલાનો સંબંધ ગુજરાતી માં ની સાથે દેખાયછે. म्मि ના સ્વરનો ગુણ થયે, હિંદી में થયો. પ્રાકૃત हिं ઉપરથી ગુજરાતી કહિં, તહિં, અહિં ઈ૰ આવેછે. વળી, પ્રાકૃત त्थ રૂપ ઉપરથી દક્ષિણ ગુજરાતી કેથે, અને મારવાડી કઠે, અઠે આવેછે.

સંસ્કૃત નારીજાતીનાં નામને એક બીજો પ્રત્યય 'आं' લાગેછે, गंगायां = ગંગામાં. આ પ્રત્યય ઉપરથી કાં, ક્યાં, જાં, જાંહાં, ત્યાં, ઈ૰; વળી વર્તમાન-કૃદંતનું એક રૂપ, કરતાં, ચાલતાં, બોલતાં*.

સપ્તમીને અર્થે માહે, અંદર, ઈત્યાદિ શબ્દ વપરાયછે. 'માહે' મધ્યે નો અપભ્રંશ છે; ध નો હ થયો (૧૦૭ ઈ), જોડાક્ષરનો એક વ્યંજન ઉડીગયે પૂર્વસ્વરની દીર્ઘતા થઈ (૧૦૭ છ). અંદર = अंतर् (વગલો અઘોષાક્ષર ઘોષ થયો). આ શબ્દો વપરાય છે ત્યારે પૂર્વ શબ્દ ષષ્ઠીમાં આવે; તેની માહે; તેની અંદર. મરાઠીમાં अंतर થી आत આવેછે, અને ઘણીક વાર પ્રત્યય રૂપે વપરાય છે; त्यांत = त्याच्यांत (त्याचा—आत) = તેનીમાહે.

૧૧૭. संबोधन. સંબોધનને દેશી વૈયાકરણો વિભક્તિમાં ગણતા નથી. યુરોપના વૈયાકરણો એને વિભક્તિમાં લખેછે, અને કહેછે કે બોલાવનાર અને બોલાવેલો જણ, એમની વચ્ચેનો સંબંધ આ વિભક્તિએ કરીને દર્શાવાયછે. ઘણી ભાષાઓમાં સંબોધનની પૂર્વે ઉદ્ગાર વપરાયછે; અરે, રે, ઓ, હે માણસ. એકવચનમાં સંબોધનને પ્રત્યય લાગતો નથી (૮૧); જે શબ્દને પ્રથમામાં ઓ નરજાતિનો, અને ઉં નાન્યતરનો પ્રત્યય લાગેછે, તેનો પ્રત્યય ઉડી જાયછે, અને પ્રકૃતિના અલ્પસ્વરની વૃદ્ધિ થાયછે; પ્રથમા છોકરો—છોકરું,

---

* 'तने वरता आवडेछे,' 'तने वरता कोणें शिखव्युं.' आवा प्रयोगमां 'ता' प्रत्यय मूळ बीजुं छे, एटले संस्कृत तुः कर्तृ, कर्ता—करता.

અને જોડાક્ષર દ્વિત્વ થયે (૧૦૭ છ), स्सि નાં रिंस, म्मि, એવાં બે રૂપ થયાં. વળી, અંત્યાક્ષર 'न' નો અનુસ્વાર થયે (૧૦૭ ઞ) અને स्सि, म्मि ને માથે લખે, सिं, म्मिं, બીજાં બે રૂપ થયાં. પછી, स्सि નો ઉચ્ચાર નમ્ર થયે (स નો હ થયે ૧૦૭. क) हिं, પાચમું રૂપ થયું. વળી, स्सि નો ઉચ્ચાર કઠણ થયે (૧૦૭ છ) त्थ, છઠ્ઠું રૂપ થયું. માટે સંસ્કૃત कस्मिन् ના પ્રાકૃત, कस्सि—कम्मि—कस्सिं—कम्मिं—काहिं—कत्थ. પાલીમાં વળી स्मिन् ના, म्हि, म्हा, એવાં રૂપ થયાં. આ છેલ્લાનો સંબંધ ગુજરાતી માં ની સાથે દેખાયછે. म्मि ના સ્વરનો ગુણ થયે, હિંદી में થયો. પ્રાકૃત हिं ઉપરથી ગુજરાતી કહિં, તહિં, અહિં ઈ૦ ચાલેછે. વળી, પ્રાકૃત त्थ રૂપ ઉપરથી દક્ષિણ ગુજરાતી કેથે, અને મારવાડી કઠે, અઠે ચાલેછે.

સંસ્કૃત નારીજાતીનાં નામને એક બીજો પ્રત્યય 'आं' લાગેછે, गंगायां = ગંગામાં. આ પ્રત્યય ઉપરથી કાં, ક્યાં, જાં, જાંહાં, ત્યાં, ઈ૦; વળી વર્તમાન-કૃદંતનું એક રૂપ, કરતાં, ચાલતાં, બોલતાં*.

સપ્તમીને અર્થે માહે, અંદર, ઈત્યાદિ શબ્દ વપરાયછે. 'માહે' मध्ये નો અપભ્રંશ છે; ધ નો હ થયો (૧૦૭ ઠ), જોડાક્ષરનો એક વ્યંજન ઉડીગયે પૂર્વસ્વરની દીર્ઘતા થઈ (૧૦૭ છ). અંદર = अंतर् (વચલો અઘોષાક્ષર ઘોષ થયો). આ શબ્દો વપરાય છે ત્યારે પૂર્વ શબ્દ ષષ્ઠીમાં આવે; તેની માહે; તેની અંદર. મરાઠીમાં अंतर થી आंत ચાલેછે, અને ઘણીક વાર પ્રત્યય રૂપે વપરાય છે; त्यांत = त्याच्यांत (त्याचा—आंत) = તેનીમાહે.

૧૧૭. **संबोधन.** સંબોધનને દેશી વૈયાકરણો વિભક્તિમાં ગણતા નથી. યુરોપના વૈયાકરણો એને વિભક્તિમાં લખેછે, અને કહેછે કે બોલાવનાર અને બોલાવેલો જણ, એમની વચેનો સંબંધ આ વિભક્તિએ કરીને દર્શાવાયછે. ઘણી ભાષાઓમાં સંબોધનની પૂર્વે ઉદ્ગાર વપરાયછે; અરે, રે, ઓ, હે માણસ. એકવચનમાં સંબોધનને પ્રત્યય લાગતો નથી (૮૧); જે શબ્દને પ્રથમામાં ઓ નરજાતિનો, અને ઉં નાન્યતરનો પ્રત્યય લાગેછે, તેનો પ્રત્યય ઉડી જાયછે, અને પ્રકૃતિના અંત્યસ્વરની વૃદ્ધિ થાયછે; પ્રથમા છોકરો—છોકરું,

* 'तने करता आवडेछे.' 'तने करता कोणे शिखव्यु.' आवा प्रयोगमां 'तां' प्रत्ययनं मूळ शोधवुं छे, एटले संस्कृत तृ; कर्तृ, कर्ता—करता.

ગુજરાતી, કુતરાનો—કુતરાકેરો; બંગાલી, કુકરેર; મારવાડી, કુતરારો.
" તેનો —તેકેરો; " તેનાર; " તેરો.
" — —તારો; " તોમાર; " થારો.

આ પ્રકરણ સમાપ્ત કરતા પેહલા, એક બીજો વિચાર જણાવવાનો છે. ભાષાનો વિકાર થાયછે તારે ઘણીકવાર એવું સંભવેછે કે કોઈ પ્રત્યયના ખરા અર્થનું સ્મરણ રેહતુ નથી, માટે એક અર્થના બે પ્રત્યય સાથે કરી વપરાયછે. એમ ગુજરાતીના અનેકવચનાર્થ રૂપો બેવડાવ્યાથી 'આ ઓ, આં ઓ,' થયાછે (૭૩). ઈંગ્રેજીમા ષષ્ઠ્યર્થ પ્રત્યય એ રીતિએ બેવડાઈને Yours, Theirs, થાય છે. હવે, સમરનો રકાર કોઈ વેળા થાયછે, માટે ગુજરાતી 'કેર' સંસ્કૃત कृ ઉપરથી થયો હોય, युष्माकम् તમકેર; પછી, એને 'ઓ' મળી, તમકેરો નામની સાથે આવનાર પ્રત્યય अत्, એનો 'અર' થઈ, પથમા દ્વિતીયાના સર્વનામની સાથે આવ્યો હોય, પછી એની સાથે ઓ વળગ્યો. એ માનવાને આ હકીકત લાગેછે કે તૃતીયા તથા ચતુર્થીમા 'અર' છે — 'માર;' માટે આ અક્ષરને કેવળ આગમ ગણવાને મન વત્તુ થાય છે.

ષષ્ઠીનો અર્થ વિશેષણ સમાન છે, અને વિશેષણની પેઠે એને જાતિ વચન વિભક્તિના પ્રત્યય લાગેછે (૯૭). ષષ્ઠીનો પ્રત્યય પ્રથમાના જેવા કર્યા છે, અને કોઈ વૈયાકરણો ધારેછે કે બેઉ રૂપ એકજ સર્વનામથી વ્યુત્પન્ન થયા છે, એટલે स थी એવુ હોય તો એક બીજા મતને કંઈ આધાર મળે, કે જ્યારે ષષ્ઠીની સાથે લોક જાતિવચન વિભક્તિના પ્રત્યય લગાડવા લાગ્યા, ત્યારે તેના મૂળ સર્વનામના લક્ષણ પ્રમાણે તેઓએ કરયુ. स સર્વનામને જાત્યાદિના ભેદ લાગેછે, એનુ સ્મરણ લોકમા રહ્યુ હોય, માટે તેઓએ તેથી વ્યુત્પન્ન થએલી ષષ્ઠીને વિશેષણના પ્રત્યયો લગાડ્યા.

૧૧૬. सप्तमी સંસ્કૃતમા એનો પ્રત્યય इ છે. અકારાંત નામના અકારાંતની સાથે સંધિ થયે ए, शिव+इ, शिवे; એ ઉપરથી, મૂળનો ગુણ થયે ગુજરાતી પ્રથમા 'એ' આવ્યો છે. સંસ્કૃત સર્વનામને એક બીજો પ્રત્યય स्मिन् (इन्) લાગેછે; त+स्मिन्, = तस्मिन्, તેમા. પ્રાચીન પ્રાકૃતમા ए તથા स्मिन् બેઉ પ્રત્યયો નામને લાગેછે; वच्छे—वच्छम्मि, વૃક્ષે—વૃક્ષમાં

स्मिन् ના વિકાર પ્રાકૃતમા અનેક પ્રકારે થનો; न् નો લોપ થયે (૧૦૭ क),

**તૃતીયાનો** સાધારણ પ્રત્યય એ—એં આવે. મે—મેં=સંસ્કૃત मय,—પ્રાકૃત मइ—मे—मए. એની સાથે એક બીજુ રૂપ 'મારે' ચાલેછે. મારા ધારવામાં એવું આવેછે કે આ રૂપમાં 'આર' કે 'અર' આગમ હશે; મ (અર) એ —મારે=પ્રાકૃત मए, સંસ્કૃત मय (૧૦૭ ઈ, ૧૧૧).

**चतुर्थी.** સંસ્કૃતમાં એનુ એક રૂપ मे છે-( = म्+ए). પ્રત્યયની પૂર્વે ગુજરાતીમાં આગમ ન આવે તો થાયછે; મ(ન)એ=મને. પ્રત્યય અને પ્રકૃતિની વચ્ચે આગમ 'અર' આવેથી 'મારે.' (૧૧૨).

**पंचमी.** म ની સાથે त्—त्तः આવે સંસ્કૃત मत्—मत्तः; એનો ગુજરાતીમાં મથી થાત, પણ પ્રત્યયની પૂર્વે આગમ અર લીધાથી મારાથી, =મ(અરા)થી, ચાલેછે. પ્રાકૃત मत्तो, महित्तो, ममादो—दु—हि (૧૧૩).

'હુંથી,' આ રૂપ કોઈ વેળા સાંભળવામાં ને લખવામાં આવેછે; શુદ્ધ છે એનું નહિ કહેવાય, કેમકે પ્રથમાના પ્રત્યયની સાથે પંચમીનો સાધારણ આવતો નથી.

**षष्ठी.** એનાં રૂપો સંસ્કૃતમાં मम—मे; ઝંદ, मन, मे, मोइ; ગ્રીક, मौ; લાટીન, मेइ; ગોથીક, मैना, એના પરથી અંગ્રેજી मैन—Mine; પ્રાકૃત, मम, मे, मह; (मज्झ વિશે વિચાર આગળ આવશે). આમ્નેના કોઈ રૂપ ઉપરથી 'મારો' નહિ થયો હોય. પણ 'મારો' કહિંથી આવ્યો? મને દેખાયછે કે નામમાં ષષ્ઠીનો પ્રત્યય મૂળે अस्, અપભ્રંશ ઓ, એની પૂર્વે આગમ 'અર' લીધાથી, મ(અર)ઓ, મારો થયો.

પણ આ 'અર' આગમ વિશે હવે થોડો શોધ કરવો જોઈયે. અનેકવચનમાં સંસ્કૃત એક રૂપ अस्माकं, ઝંદ अह्माकॅम् છે; એનો પ્રાકૃતમાં (क નો ण થયે) अम्हाणं ચાલેછે. હવે, કદાચ, अम्हाणं ના ણકારનો રકાર થયે ગુજરાતી 'અમારૂં' થયું હોય, અને પછી અનેકવચનના રૂપ ઉપરથી એકવચનમાં પણ 'મારો' ચાલ્યો હોય. કકાર અને ણકારનો રકાર થવાનાં ઉદાહરણ આર્ય વર્ગની ભાષાઓમાં અનેક મળેછે; સંસ્કૃત अस्माकं નુ ગોથિક ભાષામાં उन्सार થાયછે.

હવે, આ સંસ્કૃત अक, પ્રાકૃત अण, ગુજરાતી અર, બધા એક મૂળના હોય તો તે વિશે પૂછવું ઘટેછે, કે શું તેઓમાં ષષ્ઠીનો અર્થ છે; કે તેઓ શું કેવળ આગમ છે? કોઈ માને કે તેમાં ષષ્ઠ્યર્થ છે. એવું હોય તો ગુજરાતી રૂપ અરો માં

સંબોધન, છોકરા (૮૨). અનેકવચનમાં સંબોધન પ્રથમાનાજ રૂપમાં રહેછે (૮૧, ૮૨).

ઘણી સજાતીય ભાષાઓમાં સંબોધન પ્રત્યય રહિત રહેછે; પ્રકૃતિના સ્વરમાં કોઈ વેળા દીર્ઘતા, કોઈ વેળા હ્રસ્વતા થાય, તોપણ ખરો પ્રત્યય નથી. જ્યાં પ્રથમાને રૂપે સંબોધન વપરાયછે, ત્યાં પ્રથમાના મૂળ દર્શકાર્થની વિસ્મૃતિ હશે. મરાઠીમાં અનેકવચને સંબોધનને નો, હો, એવા પ્રત્યય જેવા દેખાનાર અક્ષર આવેછે, मनुष्यानो—हो; પણ એઓ કેવળ વધેલા અક્ષર કહેવાય.

ગુજરાતીમાં સંબોધનના ઉચ્ચારમાં પ્રયત્ન ઘણીકવાર અને લાગેછે; પ્ર० "એ રાજા છે;" સંબોધન 'હે રાજા.' અથવા ઉચ્ચારમાં જે ફેર થાયછે તેને પ્રયત્ન નહિ ગણિયે, તો થોડાનો લગારેક ઉંચ નાદ માનવો જોઈયે. અલ્પસ્વર જો હોય તો ઉપાંત અક્ષરે આ પ્રયત્ન, કે ઉંચ નાદ આવે.

પ્રાચીન પ્રાકૃતની રૂઢિ અનેકવચનમાં ગુજરાતીની જેવી છે; પણ એકવચનમાં લગારેક જૂદી; પ્રથમા वच्छो, वणम्, अग्गी, दहि, माला, સંબોધન वच्छ, वण, अग्गि, दहि, माले.

## सर्वनाम.

૧૧૮. **प्रथम पुरुष, एकवचन, प्रथमाविभक्ति.** હું=સંસ્કૃત अहम् (૧૦૭ ઓ, ઉ, ઊ). એમાં પ્રકૃતિ अह्—अह, અને પ્રત્યય अम्—म् (=નાન્યતરનો પ્રત્યય) છે. ઝંદમાં, अजेम्; ગોથમાં ऍगोन्, પ્રત્યય નાશ થયે ऍगो; લાટીન, एगो; ગોથિક, અને જુની અંગ્રેજીમાં પ્રત્યય ઉડી ગયે, इक्—इख्; વ્યંજન નાશ થયે ચાલતી અંગ્રેજી (I) अइ—आइ; જુની પ્રાકૃતમાં, अह—ह—अहअं—अहम्मि.

**द्वितीया.** સંસ્કૃતમાં मा—मा; પ્રાકૃતમાં ममं—मं. अहं નો હું થયો (૧૦૭ ઓ—ઉ—ઊ), તે પ્રમાણે દ્વિતીયાનો વિકાર થયો હોત, તો मा—म નો ગુજરાતીમાં મું, મઉં થાત, પણ મૂળનો કોઈ વિકાર ગુજરાતીમાં ચાલ્યો નહિ, તેને સ્થળે ચોથી વિભક્તિ વાપરવામાં આવી.

ઈતર વિભક્તિઓમાં બીજી પ્રકૃતિ 'म' વપરાય છે. સંસ્કૃતાદિ પુરાતન પ્રાચીન સજાતીય ભાષાઓમાં આ 'म' ચાલેછે. એની સાથે—

પ્રકૃતિ 'અમ' ને, અને 'અમો' ને તૃ૦, ચ૦, પં૦, અને સ૦ ના સાધારણ પ્રત્યય લાગેછે; અમે – અમોએ, અમને – અમોને, અમથી – અમોથી, અમમાં – અમોમાં. પ્રકૃતિ "અમ" સાધારણાર્થે વપરાયછે, અને એમજ 'તમ' (પૃ૦ ૫૦) "તમ દીઠે,"=તમને દીઠે, 'તમ કાજે'= તમારે કાજે, 'અમ ઘેર'= અમારે ઘેર.

તૃતીયા, ચતુર્થી, પચમી, સાતમી, અને વિશેષે કરીને ષષ્ઠીમાં આગમ અર – અરા આવેછે; અમારે, અમારાથી, અમારો૦, અમારામાં.

કોઈ લોક અહ્મે લખેછે, એ અશુદ્ધ છે. અમ્હે, અહ્મે માં મૂળની સાથે સંબંધ દેખાયછે. મરાઠી अह्मी; હિંદી, हम.

૧૧૯. द्वितीयपुरुष. एकवचन. મૂળ પ્રકૃતિ तु કે त्व; એને નાન્યતરના પ્રત્યય મળે त्वम्; આનો પ્રાકૃત तं – तुमं; એ ઉપરથી ગુજરાતી પ્રથમા તું (૧૦૭ ड क). ઇતર વિભક્તિમાં ઉકાર ઉડી જાયછે, અને 'त' ની સાથે વિભક્તિના પ્રત્યયો લગાયછે. તેં, તને, તમારે, ઇ૦. પંચમીમાં, અને કોઈ વેળા સપ્તમીમાં, પ્રથમા 'તું' ની સાથે પ્રત્યય આવે; તુંથી, તુંમાં. પ્રત્યયના અને આગમના નિયમ વિશે પ્રથમ અને દ્વિતીય પુરૂષના રૂપમાં અંતર નથી.

अनेकवचन. સંસ્કૃત પ્ર૦ यूयं (ઇંગ્રેજી Ye, You). આ રૂપ ગુજરાતીમાં ચાલ્યું નહિ. પણ વેદમાં એક બીજું રૂપ युष्मे છે; એનું મૂળ तुष्मे (तुष्म + ए = स) હશે. એના ઉપરથી પ્રાકૃત तुम्हे થયો; એના ઉકારનો અકાર થયે, ष (=स)નો હ થયે, અને મ્ ની આગળ આવે, તહ્મે – તહ્મો (૧૧૮), અને હ ઉડી ગયે, તમે – તમો.

तम – तमो ને વિભક્તિના પ્રત્યયો સાધારણ રીતિએ લાગેછે; જ્યાં પ્રથમ પુરૂષમાં "અર" આગમ આવે ત્યાં દ્વિતીયામાં પણ આવેછે. અને જેમ પ્રથમ પુરૂષની પ્રકૃતિ "અમ" તેમજ દ્વિતીયને અર્થે "તમ" વપરાયછે.

૧૨૦ तृतीयपुरुष. સંસ્કૃતમાં, તૃતીયપુરૂષને અર્થે દર્શકસર્વનામ स વપરાયછે; પ્રથમા નર૦ स, નારી सा; પણ નાન્યતરમાં અને ઇતર વિભક્તિમાં સકારને સ્થળે તકાર આવેછે. જૂની પ્રાકૃત, અને હિંદી સિંધીમાં, सः નો सो થાયછે (૧૦૭ अ); નારીને અર્થે પ્રાકૃત અને સિંધીમાં सा. મરાઠી અને ગુજરાતીમાં પ્રથમાની વિભક્તિએ મૂળના સકારને સ્થળે તકાર આવેછે. આ

ષષ્ઠીનો પ્રત્યય ઉપજાવ્યાએલો છે, અર+ઓ. પણ ષષ્ઠી જો કોઈ એવું ધારે કે, સંસ્કૃત मम ઉપરથી, क વધારીને, मामक* થયો છે, તો अक ને આગમ જેવોજ ગણાય. વળી, જો "અર" કેવળ ષષ્ઠીનાજ રૂપમાં દેખાતો હોત, તો તેમાં ષષ્ઠીનો અર્થ છે, એ માનવાને ઠીક હોત, પણ તૃતીયામાં ચતુર્થીમાં અને સપ્તમીમાં આવેછે, માટે જો પણ એમાં મૂળે ષષ્ઠીનો અર્થ હોત તો પણ ગુજરાતીમાં કેવળ આગમ જેવો થઈ રહ્યો છે. (૧૧૪, ૧૧૫).

પ્રાકૃતમાં ષષ્ઠીને અર્થે એક બીજું રૂપ मज्झ ચાલેછે. એનો સંબંધ સંસ્કૃત વિશેષણ मदीय ની સાથે છે; મૂળનો મધ્યાક્ષર લોપ થયે અને ચનો જ થયે ગુજરાતી 'મજ.' એનો મૂળાર્થ વિશેષણ અને ષષ્ઠીને સમાન છે. પણ ચતુર્થી, પંચમી, અને સપ્તમીના પ્રત્યય એને લાગેછે. એવું હોય ત્યારે મૂળના અર્થની વિસ્મૃતિ છે. કેવળ મજ વપરાયછે ત્યારે વિશેષણનો, કે ષષ્ઠીનો અર્થ રહેછે, પણ કોઈ બીજી વિભક્તિના પ્રત્યય એની સાથે આવે ત્યારે એમાં વિશેષ્યનો અર્થ ભળેછે.

सप्तमी માં પણ આગમ અર આવેછે; મ(અરા)માં, મારામાં.—પંચમીમાં અને સપ્તમીમાં આગમના અંત્યસ્વરની દીર્ઘતા થાયછે.

સંસ્કૃતમાં સપ્તમી मयि છે; એના ઉપર પ્રાકૃત मइ, मए, ચાલેછે. પણ તૃતીય પુરુષના સર્વનામનું રૂપ इन्—स्मिन् ઉપરથી (૧૧૯.) ममम्मि ચાલેછે. એના ઉપરથી ગુજરાતી 'માં,' મ(અરા)માં, મારામાં. (૧૧૬).

अनेकवचन. સંસ્કૃતમાં પ્રથમા वयं, એનો અપભ્રંશ જૂની પ્રાકૃતમાં वअं (ઇંગ્રેજી, We) છે. એકવચનના મ નો ઉચ્ચાર નષ્ટ થયે સંસ્કૃતમાં, અને બીજી આર્ય વર્ગની ભાષાઓમાં આ રૂપ ચાલ્યું હશે. વેદમાં એક બીજું રૂપ अस्मे છે. (બોપનું સાન્વય વ્યાકરણ § ૩૩૨); એના ઉપરથી જૂની પ્રાકૃત (સકારનો હકાર થયે ૧૦૭ क, અને म ની આગળ થયે) अम्हे; એથી ગુજરાતી 'અમે.' આ રૂપમાં अस्म्, अम्ह्, અમ, પ્રકૃતિ; અને ए અનેકનો પ્રત્યય ગણાય. મૂળે આ પ્રત્યય स् હશે (૧૦૭ म); ગ્રીકમાં अम्मॅस, એક રૂપ છે (સાધારણ, हुमैस). એનો (નામના અનેકવચનની રીતિ પ્રમાણે), ગુજરાતી 'ઓ,' અમો.

*જેમકે बाल ઉપરથી बालक અર્થના ફેર વિના થયો છે. બોપનું વ્યાકરણ પૃષ્ઠ ૪૭૪.

जन = कोजन (ज ઉડી ગયે અને 'न'નો ણ થયે) = કોણ. જૂની ગુજરાતીમાં कोजन ઉપરથી कोअन થઈ, સંધિકાર્યથી અને નકાર ણકાર થયે, क्वण; (૧૦૭ ઈ). "કોણ"ને વિભક્તિ લાગે ણ લોપ થાય છે, કોને, કોનો, કોથી, કોમાં.

સંસ્કૃત कतरः (તનો ચ થયે, રનો હ થયે, સ્નો ઓ થયે.) = કહ્યો. એનો ઉચ્ચાર નમ્ર થયે, કયો – કિયો – (કહ્યો). એને ત્રણે જાતિના પ્રત્યયો લાગેછે, કિયો, કઈ – કેઈ, કિયું, ઇ૦. कः, का, कि = શો, શી, શું; कનો શ થયો, પછી એને સાધારણ નિયમ પ્રમાણે પ્રત્યયો લાગ્યા. કકાર શકારમાં સંબંધ ગુજરાતીમાં અસાધારણ જેવો દેખાય, તોયપણ સાન્વય વ્યાકરણના શોધકોને ઘણાય ઉદાહરણ મળેછે; શ્રીક, કુનૉમ્ = સંસ્કૃત, શુનસ્, શ્વાનનો (કુતરાનો); શ્રીક, દાકુ, લાટીન લાક્રિ(મા), સંસ્કૃત अश्रु, આંશુ; વળી સંસ્કૃત दिक्નો દિશા, ઇ૦ થાયછે. સાધારણ બોલીમાં 'શો' નો 'હો' કરેછે, તેનાં ઉદાહરણ ઘણાં મળેછે; શ્વાન = ઈંગ્રેજી હૌન્દ (Hound); કની સાથે હનો સંબંધ લાટીન કોર – કોર્ડ (Cor–Cord), સંસ્કૃત हृदयમાં, અને ઈંગ્રેજી હાર્ત (Heart) માં દેખાય.

ફલાણો, ફારસી શબ્દ છે.

पोते. स्वार्थ કે स्ववाचक સર્વનામનો પૂર્વાર્ધ 'પો' સંસ્કૃત स्व છે. મૂળ ભાષામાં એને ત્રણે જાતિનાં રૂપો છે, નર૦ स्वः, નારી૦ स्वा, નાન્ય૦ स्वं. આ ભેદ ગુજરાતીમાં નથી. આ સર્વનામ સંસ્કૃતમાં વિશેષણ, પણ ગુજરાતીમાં વિશેષ્ય છે; માટે જ્યાં સંસ્કૃતમાં स्व વપરાયછે ત્યાં ગુજરાતીમાં આ સર્વનામની પષ્ઠી આવેછે; स्वः पुत्रः, પોતાનો પુત્ર; स्वा पुत्री, પોતાની પુત્રી; स्वद् गृहं – स्वगृहं, પોતાનુ ઘર.

આ શબ્દનો ઉત્તરાર્ધ 'ते' तः (तस्) નો અપભ્રંશ છે (૧૦૭ અ); માટે એનો ખરો અર્થ પંચમીનો છે; પોતે = स्वतः = स्वात्–स्वस्मात्. પણ એનો અપભ્રંશ ગુજરાતીમાં પ્રથમાને અર્થે વપરાય છે, અને પચાસમા પૃષ્ઠમાં દેખાડ્યાની પેઠે એનું રૂપાખ્યાન થાય છે. એની ષષ્ઠીમાં વિશેષે કરીને ન આગમ આવેછે, – પોતાનો ; પણ કોઈ લોક ઈક આગમ કરેછે, પોતીકો૦; સંસ્કૃત स्वकीयः स्वकः મેળવીને જોવું

आप, आपणे. એઓ મૂળે સર્વનામ નથી પણ आत्मनનાં અપભ્રંશ

શબ્દમાં મરાઠી ત્રણ જાતિનો ભેદ દર્શાવેછે; નર૦ तो, નારી ती. નાન્ય૦ तें. ગુજરાતીમાં એવો ભેદ નથી, ત્રણે જાતિને અર્થે 'તે.' તૃતીયામાં તો એક નારી જાતિનું રૂપ ચાલેછે, 'તેણીએ,' પણ એ અર્થે તેણે પણ કહેછે.

'તે'નું રૂપાખ્યાન એકારાંત નામના જેવું છે (૮૧); પણ તૃતીયામાં સંસ્કૃત તેન પરથી તેણે; પંચમીમાં કારણાર્થે તેથી, અને માણસ વિષે બોલતાં નિશ્ચે કરીને તેનાથી; ષષ્ઠીમાં (ગમ, બાજુ, એવા શબ્દની સાથે) નકારનો ણકાર થાયછે, તેણીગમ, ઈ૦.

અનેક વચનમાં તે–તેઓ, બે રૂપ છે. 'તે' જુનું છે,=સંસ્કૃત, પ્રાકૃત, સિંધી, ते. આ જુના રૂપની સાથે અનેક વચનનો સાધારણ પ્રત્યય મળ્યાથી 'તેઓ' થયો છે. 'તેઓ'ને ઈતર વિભક્તિના પ્રત્યયો સાધારણ રીતિએ લાગેછે; 'તે' અને પ્રત્યયો વચે આગમ 'મણ, મન, મના' આવેછે; તૃ૦ તેમણે, ચ૦ તેમને, પં૦ તેમનાથી, ષ૦ તેમનો, સ૦ તેમનામાં.

दर्शक અને तत्सदापेक्षक. જે, તે, એ, આ, આઓનું રૂપાખ્યાન 'તે'ના જેવું છે (પૃ ૫૧). સંસ્કૃત, यः = પ્રાકૃત, હિંદી, સિંધી, પંજાબી, મરાઠી जो, = ગુજરાતી જે (જેહ).—સં૦ सः, = પ્રાકૃત, હિંદી, સિંધી, પંજાબી, सो ; મરાઠી तो ; ગુજરાતી તે (તેહ). – સંસ્કૃત एषः = પ્રાકૃત एसो ; હિંદી यह, ए ; સિંધી ही, हे, हिउ ; પંજાબી ईह, एह ; ગુજરાતી એ (એહ). –સંસ્કૃત अयं ; પંજાબી अह ; મરાઠી हा ;—યનો અલ્પાક્ષર ઉડી ગયે અને 'અ'ની વૃદ્ધિ થયે ગુજરાતી આ.

પેલો૦, કે પેહેલો૦. એના મૂળ વિષે હું કંઈ નિશ્ચય કહી શકતો નથી. સંખ્યાપૂર્ણાર્થ શબ્દ પેહેલો = प्रथमः, એના જેવો દેખાય છે. એવું હોય તો થનો હ થયે (૧૦૭ ફ), ને પછી ઉડી ગયે, અને મનો લ થયે, આ શબ્દ ઉત્પન્ન થયો હશે. મકારનો લકાર થયાનું ઉદાહરણ द्विमयं = બેલું, એમા પણ દેખાયછે.

ઓલો = પેલો, પનો વ થયે અને પછી વનો ઓ થયે?

૧૨૧. अनिश्चित–प्रश्नार्थ इ०. સંસ્કૃત कः, પ્રાકૃત को, ગુજરાતી કે ક્વચિત વપરાય છે, 'તમે આવશો કે?' વળી કોઈ લોક કેણે, કેને, કેથી કહેછે. કોઈ, કંઈ, કોણ, કયો, ગો, આ બધા એજ મૂળથી થયા છે. कः + अपि = कोऽपि = કોઈ ; किं (નાન્યતર) + अपि = કંઈ ; कः +

પછી ગુજરાતીમાં સાધારણ આવેલા કે, જે, તે'ની સાથે મળતાં, અને જાતિ દર્શક પ્રત્યયો લાગતાં, આગમ લ પેઠો. મરાઠીમાં આગમ क પેઠો; कितका, तितका ; અને હિંદીમાં આગમ ન कितना, इतना.

इम—एम, केम—क्यम, સંસ્કૃત इत्थम्—एवम्, कथम् ઉપરથી થયા છે; અને આ ઉદાહરણો પ્રમાણે જેમ—જ્યમ, તેમ—ત્યમ સંસ્કૃત यथा, तथा ના થયા.

तस्यां, कस्यां, अस्यां, यस्यां, નારી જાતિમાં સપ્તમીનાં રૂપ છે. तस्या ઇત્યાદિના જૂની પ્રાકૃત ભાષામાં जइआ—जाहिँ ઇ૦ આવેછે. ગુજરાતીમાં વિવિધ અપભ્રંશ (તહાં), તિયાં, તિહાં, ત્યાં, તાંહાં, તાં. એજ ધોરણે ક્યાં ઇ૦; જ્યાં ઇ૦.—પણ સંસ્કૃતના નરજાતિએ સપ્તમી तस्मिन् यस्मिन् ઇ૦ ઉપરથી પ્રાકૃતમાં એક રૂપ ताहिँ, जाहिँ, ઇ૦ છે, એના ઉપરથી ગુજરાતી તહિં, કહિં, અહિં, જહિં. (૧૧૯.)

## क्रियापद विषे.

૧૨૨. નામ, સર્વનામ, ગુણવાચક, એ એ બધા વિષયદર્શક છે (૪૪, ૯૪). હવે ગોપાળ, દયા, સારો, હું, તે, ઇ૦ શબ્દો, કોઈ વિષયની સૂચના આપતાં, તેનાં સ્થિતિ ગતિ વ્યાપાર વિષે કશું સૂચાવતા નથી. સ્થિતિગતિવ્યાપારસૂચક જૂદા છે, તેમને વૈયાકરણો ક્રિયાપદ કહેછે [કૃ. કરવું; યા, કૃદંત પ્રત્યય; પદ, શબ્દ] જે થાય, કરાય, તે વિષે કહેનાર શબ્દ; ઉદાહરણો—કર, ચાલ, ફર, રહે, હો, થા; કરાવ, ચલાવ, રંગાવ, ધોવાવ, ઇ૦.

જે પ્રધાન શબ્દ કહેવાયછે, તેમાં વિષયપદનો એક વર્ગ, અને ક્રિયાપદનો બીજો છે.* વિષયોનાં નામ તથા તેમનો વ્યાપાર કહી જણાવ્યા વિના ભાષા

* कोइ वैयाकरणो प्रधान शब्दनो विभाग बीजे धोरणे करेछे;–

प्रधान शब्द
- परिणामदर्शक
  - क्रियापद
  - गुणवाचक
- सत्तादर्शक — नाम

गुणवाचकने परिणामदर्शकमां गणवानुं कारण ए छे, के तेओ विचार करनारना मन उपर कोई पदार्थ माणी (सत्तादर्शकनाम) विषे कइ असर करेछे.

રૂપો છે. સંસ્કૃતમાં પણ સર્વનામનો કંઈક અર્થ એ શબ્દમાં છે, તે ઉપરથી ગુજરાતીમાં આવ્યો. 'આપ' મૂળે એક વચન છે; आत्मन् ના ત્મનો પ થયે, અને અંત્યાક્ષર ઉડી ગયે આપ થયો. વિશેષ કરીને માનાર્થ દ્વિતીય પુરુષના અર્થમાં વપરાય છે (૮૬). પણ કોઈ વેળા તૃતીય પુરુષને અર્થે આવે છે; "આપ પેર એક નોળનું બચ્ચું તરફડ્યું તે આંગણ વચ્ચે." 'આપ વડાઈ આપ મુખ ગાંડક હોય તે ગાય.' આ અર્થે, 'આપ'=પોતાનું.

આપણોનો અર્થ અનેકવચનનો છે, સંસ્કૃત आत्मानः નો અપભ્રંશ (૧૦૭, ञ). એમાં ગુજરાતીની રૂઢિ પ્રમાણે પ્રથમ દ્વિતીયપુરુષનો અર્થ ભળે છે. મૂળ ભાષામાં એવું નથી; ત્રણે પુરુષના અર્થમાં વપરાય છે. અને એમજ મરાઠી આદિ ભાષાઓમાં आपण ચાલે છે.

आत्मा—आत्मन् પ્રાકૃતમાં अप्पा — अप्पाणो (आत्मानः?)છે. મૂળે એનો અર્થ=स्व, કે પોતે.

**तेवडो, जेवडो, एवडो, केवडो :** वत्, यत्. પ્રત્યયનો અંત્યાક્ષર ડ થયે (૧૦૭ ગ), પછી તે, જે, એ, કેની સાથે મળે, અને છેડે જાતિદર્શક પ્રત્યય આવે, तावत् = તેવડું; यावत् = જેવડું; एतावत्—इयत् = એવડું; कियत् કેવડું. કોઈના ધારવામાં એવું આવે છે, કે આ શબ્દોમાં 'વડું,' તે સંસ્કૃત वृद्ध નો અપભ્રંશ છે; તેવડું=तावद्वृद्ध, ઇ૦. એની સાથે મરાઠી तेवढा ઇ૦ મેળવીને જોવા. અર્થને ધોરણે જોતાં વડ પ્રત્યયનો અર્થ वृद्ध ને સમાન છે. જો વડ પ્રત્યય वत्—यत् નો અપભ્રંશ ગણિયે, તો મૂળના અર્થમાં વિકાર થયો છે; સંસ્કૃતમાં यावत् અર્થ=જેટલું.

**तेवो, जेवो, एवो, केवो.** મને ભાસે છે કે આ શબ્દોનો પ્રત્યય 'વો' પણ वत्—यत् નો અપભ્રંશ છે. અંત્યાક્ષર ઉડી ગયો, પછી રહેલા વની સાથે જાતિદર્શક પ્રત્યયો વળગ્યા, એમ 'તેવો' ઇ૦ (૧૦૭ ओ, क). એમાં પણ અર્થનો વિકાર થયો છે; કેમકે સં૦ तावत् = તેટલું; પણ ગુજરાતી તેવું= સં૦ तादृक्. માટે કોઈના ધારવામાં એવું આવે છે, કે ગુજરાતી 'વો' પ્રત્યય સંસ્કૃત इव ઉપરથી થયો હોય, કેમકે આ શબ્દના અર્થની સાથે ગુજરાતી 'વો' પ્રત્યયનો અર્થ કંઈ મળે છે.

**केटलो, जेटलो, तेटलो,** સંસ્કૃત कति, यति, तति ઉપરથી થએલા છે. અંત્યસ્વરનો લોપ થયો (૧૦૭ औ क), તકારનો ટકાર થયો (૧૦૭, ग,)

સાધિત; ૧) સિદ્ધ ક્રિયાપદને પ્રત્યય લગાડ્યાથી; જેમકે, વળથી—વાળ, વળાવ, વળા. પડથી—પાડ, પડાવ, પડા, પડાવા, ઈ૦ (૧૪૫-૧૬૪).

૨.) સિદ્ધ ક્રિયાપદને ઉપસર્ગ લગાડ્યાથી; જેમકે, હરથી—પ્રહાર, સંહાર. સ્મરથી, વિસ્મર = વિસર. સરથી, અપસર = ઓસર.

૩.) વિષયપદને ક્રિયાપદના પ્રત્યયો લગાડ્યાથી; રંગથી, રંગાવ*; ધોળાથી, ધોળાવ.

૪.) અનુકરણ ક્રિયાપદ; જેમકે—ચકચકે, વરવરે, ચમચમે, ચળચળે, ડકડકવું—ડગડગવું.

૫.) સંયુક્ત ક્રિયાપદો, અ.) બે ક્રિયાપદનાં;—આવડી ગયું, ચડી ગયો. આ). નામ તથા ક્રિયાપદનાં;— કામ કરવું, રાજ્યકરવું (૧૮૧, ૧૮૫).

૧૨૪. પ્ર. ક્રિયાપદ કોને કહિયે?

ઉ. કોઇ પદાર્થ કે પ્રાણી શું કરેછે, અથવા કેવી સ્થિતિમા છે, એ કહી જણાવનાર શબ્દને ક્રિયાપદ† કહિયે.

૧૨૫. પ્ર. કોઇ ક્રિયાપદનો શોધ કરતા, પેહલું શું ખોળવું?

ઉ. તેનું મૂળ, અથવા ધાતુ, એ ખોળવું.

૧૨૬. પ્ર. ક્રિયાપદનું મૂળ, અથવા ધાતુ, એટલે શું?

ઉ. પ્રત્યય આગમાદિ અક્ષર જૂદા કર્યા પછી શબ્દનું જે રહે તે.

૧૨૭. સંસ્કૃતમાં જે ધાતુ કહેવાયછે, તે શબ્દનો મૂળાર્થ જણાવનારૂં એક અતિ ટુંકું રૂપ છે. ગુજરાતીમાં તે રૂપ વપરાતુ નથી, માટે આ ભાષામાં વપરાયલું સહુથી ટુંકું રૂપ તેને ક્રિયાપદનું મૂળ કહિયે છિયે. કર ક્રિયાપદનો ધાતુ સંસ્કૃતમાં કૃ છે. આ રૂપ ગુજરાતીમાં નથી, માટે કર આ રૂપ જે આવેછે, તેને મૂળ કહિયે. "ધાતુ" આ શબ્દ વાપરિયે, ત્યારે સંસ્કૃતમાં જે સહુથી ટુંકું રૂપ તે સમજવું; 'મૂળ' આ શબ્દ વાપરિયે ત્યારે ગુજરાતીમાં જે સહુથી ટુંકું રૂપ, તે સમજવું.

---

* એવા શબ્દોમાં જેઓ આક્ષેપ કહેવાયછે તેઓ આવેછે [આક્ષેપ, તાણવુ—આકર્ષણ—લેઇ લેવુ], એટલે બીજા શબ્દનો અર્થ તાણી લેનારા; જેમકે, દુખેછે = દુખ છે—દુખ થાયછે; ધોળાવ = ધોળુ કર; પચોરવુ = પાંચ વર્ષનુ થવુ.

† ક્રિયાપદ—ક્રિયા, જે કરાય તે, કહેનારૂ પદ; એ નામના મૂળાર્થ ઉપરથી એવુ નહિ ધારવુ કે ક્રિયાપદ કેવળ ક્રિયાનો અર્થ દેખાડે, સ્થિતિનો (સત્તાર્થ) પણ દર્શાવેછે.

ચાલે નહિ. જેમ માણસના ચાલવામાં બેહું પગ સમાન ઉપયોગના છે, તેમ ભાષાના ચલનમાં વિષયનાં તથા ક્રિયાના પદો બેઉ જોઇયે. બીજા શબ્દ એમની સાથે વળગીને – એમને આશ્રયે રહીને – ચાલેછે ; માટે પેહલા પ્રધાન, ને બીજા બધા મધ્યમ, એટલે ઉતરતા અધિકારના શબ્દ છે.

હવે વિષય, આ શબ્દનો ઊંડો અર્થ કરિયેં, તો, કદાચ, ભાસે કે ક્રિયાપદ પણ વિષયદર્શક શબ્દ છે ; એટલે સ્થિતિ, ગતિ, વ્યાપાર કિંવા મનસ્થવિચાર જણાવનાર શબ્દ. એ વાત તો એક અર્થ ખરી છે ; અને જ્યારે કોઈ સ્થિતિગતિવ્યાપારદર્શક શબ્દને વાપરતાં, તેના ભાવના અર્થ ઉપર મનનુ ધારણ રાખીને વાપરિયેં, તો, તે નામ થાયછે, અને અર્થ પ્રમાણે, વિશેષ્ય અથવા વિશેષણ કેહવાયછે ; જેમકે –

વિશેષ્ય. મૂળરૂપ ; ચાલ, માર, ભાવ, દરવ, ફેર. ઘેરો.
ઓ પ્રત્યયની સાથે; ચરો, મરો, તરો, ધારો, ચારો, પાળો,
વું પ્રત્યય ; ચરવું, મરવું, તરવું, ધારવું, ચારવું, પાળવું, ઘેરવું.
અન પ્ર૦; મરણ, ઘેરણ, પાળણ, પોષણ, ધારણ.
ઈ પ્ર૦; ચોરી, બોલી.
ણી પ્ર૦; વાવણી, ઓગણી, કાપણી, તાપણી.
નાર પ્ર૦, ચાલનાર, બોલનાર, વાનનાર.
તા (તૃ) પ્ર૦; દાતા, જ્ઞાતા, શ્રોતા, ભોક્તા–ઈ૦ બીજા ઘણા.

વિશેષણ. તો પ્રત્યય; ચાલતો—તી—તું.
વાનો પ્ર૦; ચાલવાનો—ની—નું.
એલો પ્ર૦; ચાલેલો—લી—લું. ઈત્યાદિ.

એઓમાં, અને એમના જેવા શબ્દમાં, ક્રિયાનો અર્થ હોય, તોય પણ ક્રિયાર્થ ઉપર વિચાર ન રાખતા, તેમના ભાવાર્થ ઉપર ધારણ રાખીને વાપરિયેં છિયે, માટે તેઓ વિષયપદમાં ગણાય છે પણ એઓ મૂળે ક્રિયાપદ છે, માટે એમને વૈયાકરણો કૃદંત કહેછે. કૃદંતને ક્રિયાપદમાં, કે તેના રૂપમાં પણ, ગણાય નહિ. જે શબ્દ વિષયોના સ્થિતિગતિવ્યાપાર વિષે કહેછે તેઓ માત્ર ક્રિયાપદ છે.

૧૨૩. કોઈ ક્રિયાપદ સિદ્ધ, અને કોઈ સાધિત હોયછે (૪૦) –

સિદ્ધ; કર, ચાલ, ચડ, રડ, થા, ખા, પી, બી, લે, દે, હો, ધો, ઈ૦.

સાધિત; ૧) સિદ્ધ ક્રિયાપદને પ્રત્યય લગાડ્યાથી; જેમકે, વળથી—વાળ, વળાવ, વળા. પડથી—પાડ, પડાવ, પડા, પડાવા, ઈ० (૧૪૫-૧૬૪).

૨.) સિદ્ધ ક્રિયાપદને ઉપસર્ગ લગાડ્યાથી; જેમકે, હરથી—પ્રહાર, સંહાર. સ્મરથી, વિસ્મર = વિસર. સરથી, અપસર = ઓસર.

૩.) વિધયપદને ક્રિયાપદના પ્રત્યયો લગાડ્યાથી; રંગથી, રંગાવ*; ધોળાથી, ધોળાવ.

૪.) અનુકરણ ક્રિયાપદ; જેમકે—ચકચકે, વરવરે, ચમચમે, ચળચળે, ડકડકવું—ડગડગવું.'

૫.) સંયુક્ત ક્રિયાપદો, અ.) બે ક્રિયાપદનાં;—આવડી ગયું, ચડી ગયો. આ). નામ તથા ક્રિયાપદનાં;—કામ કરવું, શલ્યક રવું (૧૮૧, ૧૮૫).

१२४. प्र. क्रियापद कोने कहिये?

उ. कोइ पदार्थ के प्राणी शुं करेछे, अथवा केवी स्थितिमा छे, ए कही जणावनार शब्दने क्रियापद† कहिये.

१२५. प्र. कोइ क्रियापदनो शोध करतां, पेहलुं शुं खोळवुं?

उ. तेनुं मूळ, अथवा धातु, ए खोळवुं.

१२६. प्र. क्रियापदनुं मूळ, अथवा धातु, एटले शुं?

उ. प्रत्यय आगमादि अक्षर जूदा कर्या पछी शब्दनुं जे रहे ते.

૧૨૭. સંસ્કૃતમાં જે ધાતુ કહેવાયછે, તે શબ્દનો મૂળાર્થ જણાવનારૂં એક અતિ ટુંકુ રૂપ છે. ગુજરાતીમાં તે રૂપ વપરાતુ નથી, માટે આ ભાષામાં વપરાયલું સહુથી ટુંકુ રૂપ તેને ક્રિયાપદનુ મૂળ કહિયે છિયે. કર ક્રિયાપદનો ધાતુ સંસ્કૃતમાં કૃ છે. આ રૂપ ગુજરાતીમાં નથી, માટે કર આ રૂપ જે આવેછે, તેને મૂળ કહિયે. "ધાતુ" આ શબ્દ વાપરિયે, ત્યારે સંસ્કૃતમાં જે સહુથી ટુંકુ રૂપ તે સમજવું; 'મૂળ' આ શબ્દ વાપરિયે ત્યારે ગુજરાતીમાં જે સહુથી ટુંકુ રૂપ, તે સમજવું

' एवा शब्दोमा जेओ आक्षेप कहेवायछे तेओ आवेछे [आमेन, ताणवु—आकर्षण—लेइ लेवु], एटले बीजा शब्दनो अर्थ ताणी लेनारा; जेमके, दुखेछे = दुख छे—दुख थायछे; घोंगाव = घोळु कर; पचोरवु = पांच वर्षनु थवु.

† क्रियापद—क्रिया, जे कराय ते; कहेनारुं पद; ए नामना मूळार्थ उपरथी एवु नहि धारवु के क्रियापद केवळ क्रियानो अर्थ देखाडे, स्थितिनो (सत्तार्थ) पण दर्शावेछे.

क्रियापदनुं मूळ, के धातु, जाण्या पछी तेनो वर्ण, भेद, अर्थ, काळ, वचन, पुरुष, तथा कृदंत, ए विषे विचार चलाववो.

१२८. वर्ण  प्र० *क्रियापदनो वर्ण कहिये ते शुं?*

उ. क्रियापद विविध प्रकारना होय छे. कोइ केवळ कर्त्ता विषे सत्तार्थ, के गत्यर्थ, के स्थितिविकार जणावेछे;—बीजा कर्त्तानुं कोइ कार्य साधेलुं, के कोइ पदार्थ के प्राणी उपर चलावेली असर देखाडेछे. आ भेद उपरथी क्रियापदना बे वर्ण (के विध) ठरेछे, एटले अकर्मक अने सकर्मक.

૧૩૦. અકર્મક. જેઓ કર્ત્તા વિષે કંઈ સત્તાર્થ જણાવેછે તેઓ અકર્મક છે; એમની સાથે સાધેલા કર્મનું કોઈ નામ આવતું નથી, માટે તેઓ અકર્મક એટલે કર્મ વિનાનાં, કહેવાયછે.

૧૩૧. અકર્મક ક્રિયાપદમાં અનેક વર્ગ થાય —કોઈ કેવળ સત્તાર્થ દર્શાવેછે; હો, રેહ; કોઈ સ્થિત્યર્થ;—ઉંઘ, જીવ, બળ;—કોઈ સ્થિતિવિકારાર્થ; થા, ચળ, પગળ, બુડ, ડુબ;—કોઈ ગત્યર્થ; ચાલ, દોડ, ફર, વળ, ચડ, ઉતર. બીજા વર્ગ પણ કરાય.

૧૩૨. સકર્મક. જે ક્રિયાપદ પોતાના કર્ત્તાનું કંઈ સાધેલું, કે કોઈ પદાર્થ પ્રાણી ઉપર કોઈ અસર કરેલી દેખાડેછે તેઓ સકર્મક છે. ક્રિયાપદના વ્યાપારમાં જે સાધેલું છે, કે જે પદાર્થ કે પ્રાણી ઉપર કાંઈ અસર લાગેછે, તે તેનું કર્મ કહેવાયછે. આ કર્મવાચક શબ્દ ક્રિયાપદની સાથે વપરાય છે માટે તેઓ સકર્મક, એટલે કર્મ સાથેનાં, ક્રિયાપદ કહેવાયછે.

૧૩૩. એમના વર્ગ કરીયે, તો કોઈ વિષયસાધક, કે વિષયોત્પાદક કરે, એટલે જેઓ દેખાડેછે કે ક્રિયાના વ્યાપારમાં કોઈ વિષય સાધેલા કે બનેલા છે; હું કામ કરુંછું, પુતળી ઘડુંછું, ઘર બાંધુંછું, કવિતા રચુંછું;—કોઈ વિષયધારક, એટલે કોઈ વિષયને (પદાર્થ પ્રાણીઆદિને) કામમાં લાવેલા કે વાપરેલા દેખાડે; હું તરવાર ફેરવું, વિદ્યા શીખું, જ્ઞાન મેળવું, ગાડી હાંકું, રાજ ચલાવું, ઠગાઈ વરતું, નિયમ પાળું;—કોઈ પ્રદાયક, એટલે જે એક વિષયને બીજાને ત્યાં પોહોચાડેલા દેખાડેછે; હું તને રૂપીઓ આપું, હું તને જ્ઞાન પમાડું, તને વિદ્યા શીખવું, તને અન્ન ખવાડું, તને વિચાર જણાવું, તને વાત કહું. પ્રદાયક ક્રિયાપદને બે કર્મદર્શક શબ્દ લાગેછે,—એક ઉપસ્થ કર્મનો (દ્વિતીયા વિભક્તિમાં), અને બીજો અનુપસ્થ કર્મનો (ચતુર્થીમાં).

૧૩૪ ઉભયવર્ણું. જો કોઈ ક્રિયાપદ, તેનેતેજ અર્થમાં, કોઈ વેળા સકર્મક, અને કોઈ વેળા અકર્મક હોય, તો તે ઉભય (બેહુ) વર્ણનું, કે ઉભય-વિધ ક્રિયાપદ કહેવાયછે; જે૦, 'રમ.' 'હું આજ રમતો હતો,' અહિં ક્રિયાપદ અકર્મક છે; પણ "હું આજ રમત રમુંછું;" અહિં સકર્મક છે. 'હસ,' 'ભસ,' આ ક્રિયાપદ ઉભયવર્ણમાં કદાચ આવે. "કુતરો ભસેછે, છોકરો હસેછે," અકર્મક;—કુતરો તેને ભસેછે, "છોકરો તેને હસેછે;" સકર્મક. પણ અહિં નામ ચોથી વિભક્તિમાં ઉપસ્થ કર્મ છે. 'ખા,' 'પી,' સકર્મ છે. તેઓ કોઈ વેળા કર્મ વિના વપરાય છે, માટે ઉભયવર્ણના જેવાં દેખાય; જેમકે, "તેઓ ખાઈ પીને ઉઠયા." આ વાક્યમાં કર્મ—અન્ન, જળ—અધ્યાહાર્ય છે. "'હું આવીને જોઈશ,' 'તહિં જઈ તપાસીશ,' 'હું તો પરંખુંછું'." ઈ૦માં કર્મ અધ્યાહાર્ય છે.

૧૩૫. વર્ણ વર્ત્તવાની રીતિ. જે ક્રિયાપદની સાથે કેવળ કર્ત્તાનું નામ આવે તે અકર્મક; જેની સાથે કર્ત્તા તથા કર્મનું નામ આવે તે સકર્મક. કોણ—શું, આ બે પ્રશ્નાર્થ શબ્દોએ કરીને પ્રશ્ન પૂછીયે, અને બેહુના ઉત્તર આવે તો ક્રિયાપદ સકર્મક, પણ એકનુંજ ઉત્તર આવે તો ક્રિયાપદ અકર્મક છે. 'ચાલેછે,' એ વિષે પુછિયે, કે કોણ—શું ચાલેછે? તો એકનું ઉત્તર આવે; છોકરો ચાલેછે, અથવા કામ ચાલેછે. 'કરેછે,' એ વિષે પુછિયે, કે કોણ—શું કરેછે? તો બેહુના ઉત્તર આવે. રાજા રાજ્ય કરેછે; કોણ? રાજા, અને શું? રાજ્ય. ચાલ અકર્મક, કર સકર્મક છે.

સકર્મક અકર્મકનો ભેદ બીજી રીતિયે જણાવેલો છે; "ફળ તથા વ્યાપાર "ધાતુના અર્થો છે; ફળ તે કર્મને આશ્રયે છે, અને વ્યાપાર કર્ત્તાને આશ્રયે છે; "જેમકે 'દેવદત્ત ચોખા રાંધેછે.' એ વાક્યમાં રાંધવાનો વ્યાપાર, તે દેવદત્તને "આશ્રયે છે; અને રંધાવું, એ જે ફળ, તે ચોખાને આશ્રયે છે. એવું સકર્મક "પ્રયોગમાં થાયછે."

"અકર્મક વિષે કર્મનો પ્રયોગ નથી, માટે ફળ તથા વ્યાપાર, બેહુ કર્ત્તાનો "આશ્રય કરેછે; જેમકે, 'દેવદત્ત ઊંઘેછે.' એ વાક્યમાં ઊંઘવું, એ વ્યાપાર, "અને ઊંઘવાથી થયલું જે ફળ, એ બેહુ દેવદત્તને આશ્રયે છે."

૧૩૬. ભાવકર્તૃક ક્રિયાપદ. જ્યારે ક્રિયાનો વ્યાપાર ચલાવનાર કર્ત્તાનું નામે નથી, પણ જાણે કે ક્રિયાનો ભાવાર્થ કર્ત્તાને સ્થળે દેખાય, ત્યારે ક્રિયાપદ ભાવકર્તૃક કહેવાયછે; જેમકે—'મને દુખેછે,' 'આજ બહુ

આ વિકાર સાધારણે આવ્યો, પણ કોઈ ક્રિયાપદમાં મૂળના તકારની અમર હજી દેખાય છે, માટે ભૂતકાલ त, ध, ठ, આવેછે ;– पीतः પીધો

| | | | | | |
|---|---|---|---|---|---|
| भूतः | હતો | कथितः | કીધો-કહ્યો | दृष्टः | દીઠો |
| सुप्तः | સૂતો | दत्तः | દીધો | (प्र)विष्टः | પેઠો |
| खादितः | ખાધો | भीतः | બીધો | (नि)विष्टः | બેઠો |
| कृतः | કીધો | लब्धः | લીધો | नष्टः | નાઠો |

આ પ્રત્યય પણ મૂળે દર્શક સર્વનામ છે; हसितः = જે હસ્(યો) તે., સંસ્કૃતમાં આ કૃદંત સહાર્થે ચાલેછે, માટે કર્મણિ પ્રયોગમાં આવેછે (૧૯૪)

૨૫૦. સંસ્કૃત त – इतનો બીજો વિકાર [ तનો ल થયે (१०७ ऊ), અને इનો ગુણ થયે (१०७ ङ) ] વિશેષ ભૂતના પ્રત્યય એલમાં દેખાયછે; हसितः હસેલો. જે ક્રિયાપદને અન્તે સ્વર સંભળાયછે તેમાં એલનો યલ દક્ષિણ ગુજરાતમાં થાયછે; થએલું, ગએલું, પીએલું = થયલું, ગયલું, પીયલું, ઈ૦

જે ક્રિયાપદના ભૂત કૃદંતમાં त, ध, ठ (૨૪૯) આવેછે તેઓમાં આ પ્રત્યયની સાથે વિશેષ ભૂતનો પ્રત્યય પણ લાગેછે ; સૂતેલો, ખાધેલો, કીધેલો, દીધેલો, બીધેલો, પીધેલો, લીધેલો, દીઠેલો, પેઠેલો, બેઠેલો, નાઠેલો ; એમાં પ્રત્યય બેવડો છે; त, ध, ठ + એલ (१०७ ऐ). પણ હતો ઉપરથી હતેલો થતો નથી.

त–इतનો કોઈ વાર નકાર થાયછે ; भीतः, બીનો. એમજ હિંદીમાં दत्तः, दीना ; कृतः, कीना (૨૫૨)

સંસ્કૃત ભૂતકાલ आन પ્રત્યય આવેછે ; जुगुधान. એના નકારનો ણકાર કરીને (१०७ ग), છુપાણો, દીઠાણો, ખપાણો, થવાણો = છુપાયો, દેખાયો, ખપાયો, થવાયો, ઈ૦ ઉત્તર ગુજરાતીમાં ચાલેછે.

ઉપજ, નિપજ ના ભૂતકાળમાં ઉપન્યું = ઉપન્યુ, નિપન્યુ = નિપન્યુ ચાલેછે, તે સંસ્કૃત उत्पन्नं, निष्पन्नं ઉપરથી આવ્યુ છે.

૨૫૧. सामान्य रूप – भावे रूप; એ રૂપ भावाल कृदंत પણ કહેવાયછે. એમાં ગુજરાતીમાં ક્રિયાપદનો ભાવાર્થ વિશેષ રીતે આવેછે. એનો પ્રત્યય ગુજરાતીમાં વું ; સંસ્કૃતમાં तव्यं; પ્રાકૃતમાં अव्व છે. સંસ્કૃત हसितव्यं = પ્રા० हसिअव्व – हसेअव्व (१०७ ग) = ગુ० હસવું. મૂળ ભા-

ધામાં આ પ્રત્યયને ભવિષ્યાર્થ, અવશ્યાર્થ, અને સ્વાર્થ લાગેછે. ગુજરાતીમાં એના અર્થ કેવા છે તે વાક્યવિન્યાસમાં વર્ણવાશે.

મૂળના ભવિષ્યાર્થની અસર વિશેષે કરી એમાં દેખાયછે, કે એની પછી ગુજરાતીમાં ભવિષ્ય કૃદંતના અર્થમાં વપરાયછે; હસવાનો–'ની–'નું.

૨૫૨. તાં, ઈ પ્રત્યય સામાન્ય કૃદંતને અર્થે આસાપરણે ચાલે છે. શિખ્વ, આવક, આ બે ક્રિયાપદની પૂર્વે બીજું ક્રિયાપદ આવે તો પૂર્વનાને તાં પ્રત્યય લાગે; કરતાં શીખ્યું; કરતાં આવડે. અહિં કરતાં = કરવા. રૂપજ જોતાં એવું ભાસે કે 'તાં' વર્તમાન કૃદંતની નારી જાતિએ પુરાતન સપ્તમી હોય (૧૧૫); કોઈ પ્રસંગમાં એવું છે ખરૂં; મારે આવતાં' = મારા આવતામાં–આવતી વેળાએ. પણ,કરતાં શિખ્યું,કરતાં આવડે, આ પ્રસંગમાં સપ્તમીનો અર્થ લાગુ થતો નથી. માટે મને ભાસેછે, કે સંસ્કૃત સામાન્ય કૃદંત તું નો અપભ્રંશ (ઉ નો આ થયે) તાં છે; कर्तुं अवगुप्यते = કરતાં આવડેછે; कर्तुं शिक्षयति = કરતાં શીખવેછે.

શક, જાણ, આ ક્રિયાપદની પૂર્વે બીજું ક્રિયાપદ આવે તો પૂર્વનાને ઈ પ્રત્યય લાગેછે; કરી શકે; કરી જાણે. અહિં કરીનો અર્થ = કરવા. મરાઠીમાં ઈને સ્થળે ऊं છે; तो बोलूं शकतो = તે બોલી શકેછે. ऊं સંસ્કૃત તુંનો અપભ્રંશ છે; સંસ્કૃત हसितुं = પ્રાકૃત हसेउं = મરાઠી हसूं; અનુસ્વાર ઉડીગયે, ઊ નષ્ટ થઈને ઈ થયે, ગુરાતી 'હસી.' એવા વિકારનું બીજું ઉદાહરણ આંક ૨૫૬ માં છે.

૨૫૩. कारक – कर्तृवाचक. સંસ્કૃત ધાતુ तॄનો અર્થ પાર જવું – પાર થવું, એવો છે. એના ઉપરથી સંસ્કૃત પ્રત્યય तृ – ता થયો દેખાયછે. માટે, कर्तृ – कर्ता = કાર્યને પાર પાડે તે. પૂર્વે એનુ રૂપ कर्तृस् કે कर्त्तारस् હશે. પછી તકારનો નકાર થયે (૨૫૦), અને स્નો ઓ થયે (૧૦૭ મ), ગુજરાતી કરનારો; જાતિ દર્શક પ્રત્યય ઉડી ગયે કરનાર. એમ कर्त्तृ – कर्त्ता = कर्त्तारस् = કરનારો – કરનાર.

૨૫૪. આ પ્રત્યય નામને અર્થે વપરાય છે; पितृ (= પાળનાર), मातृ, जनितृ (= જણનારી), भर्तृ (ભરનો ભાર સહનાર). પ્રાકૃતમાં भर्तृ = भट्टारो જાણે કે = પૂર્વભાષાનો भर्त्तारस्. યુરોપની ભાષાઓમાં આ પ્રત્યય अर, तॉर, थर (er, tor, ther) ને રૂપે ચાલે છે; Say-*er*, Do-*er*, Crea-*tor*, Fac-*tor*, Fa-*ther*, Mo-*ther*

૨૫૫ **संबधकभूत** સંસ્કૃતમા એના બે પ્રત્યય છે, त्वा — य. એમના અર્થમા ફેર નથી. જ્યારે પૂર્વશબ્દ વિના ક્રિયાપદ આવેછે ત્યારે त्वा પ્રત્યય વપરાય છે, જેમકે, जित्वा, જીતી; અને જ્યારે ઉપસર્ગાદિ પૂર્વશબ્દ આવેછે ત્યારે य પ્રત્યય ચાલેછે, જેમકે, परिजित्य, જીતી. य નો ઉચ્ચાર નષ્ટ પડી ગુજરાતી પ્રત્યય ઈ આવ્યો; (परि)जित्य, જીતી; (प्र)गाय, ગાઈ.

य પ્રત્યય પ્રાકૃતમા = इअ; (प्र)हस्य = हसिअ, હસી. પૂર્વશબ્દ નહિ હોય તોયપણ પ્રાકૃતમાં બહુધા त्वा ને સ્થળે इअ આવે; भूत्वा = होइअ, હોઈ; श्रुत्वा = सुणिअ, સુણી.

આ પ્રત્યયે કરીને બે ક્રિયાપદની વચ્ચે જે સંબધ હોય તે દર્શાવાય છે. એક ક્રિયા થઈ ગયા પછી તેને આશ્રયે બીજી ક્રિયા આવી, આવો સંયુક્તાર્થ આ પ્રત્યયે કરીને દેખાડેલો છે, માટે એને સંબધકભૂત કૃદંત કહિયે છિયે. કોઈ ધારેછે કે પેહેલા ગુજરાતીમાં આ અર્થ કેવળ ઈ પ્રત્યય વપરાતો હતો. પછી એનો સંબંધક અર્થ ફીકો પડ્યો, માટે ઈ પ્રત્યયની સાથે તેના સમાન અર્થનો વાક્યયોગી, ને, બોલવામાં આવ્યો, કરી + ને = કરીને.

૨૫૬. પણ એક બીજુ મત છે. સંસ્કૃત त्वा ને સ્થળે બહુધા પ્રાકૃતમાં तूण — ऊण ચાલેછે; रुदित्वा = रोत्तूण; कृत्वा = कातूण — काऊण; दत्वा = दाऊण. આ ઉપરથી મરાઠી ऊन; પ્રાકૃત दाऊण = મરાઠી देऊन. ऊण — ऊनનો આદિસ્વર નષ્ટ પડીને ઈ થયાથી, અને અંત્યસ્વર નષ્ટથી (૧૦૭ ઉ), ગુજરાતી ઈને; એ રીતિએ સંસ્કૃત दत्वा, = પ્રાકૃત दाऊण, = મરાઠી देऊन, = ગુજરાતી દઈને. જૂની મરાઠીમા ऊनी, ओनि, ऊनिया, ओनिया, એવા રૂપ પણ ચાલેછે.

## મધ્યમ શબ્દ વિષે.

૨૫૭ કેવળ પ્રધાન શબ્દથી વાક્ય બને, પણ કેવળ મધ્યમે શબ્દથી બને નહિ.* પ્રધાન શબ્દના અધિકાર તળે મધ્યમ શબ્દ પોતાનો અધિકાર ચલાવેછે.

---

* કોઈ વેળા વાક્ય એકજ શબ્દથી બનેલું જેવું દેખાય, પણ તેમાં એક કે અનેક શબ્દ અધ્યાહાર્ય હોય છે; — કેવળ ક્રિયાપદથી — 'જા;' 'આવ,' 'બેસ;' — કેવળ નામ કે

૨૫૮. સાધારણે મધ્યમ શબ્દ અવ્યય કહેવાય છે, એટલે એવા કે જેમને જાતિ, વચન, વિભક્તિના પ્રત્યય લાગતા નથી. તોપણ આ શબ્દો કેવળ ધાતુને રૂપે વપરાતા નથી; તેઓ વિવિધ પ્રકારના પ્રત્યયોએ કરીને સાધિત થયલા છે. મૂળે તેઓ પ્રધાન શબ્દ હશે, અને હજી પણ, કોઈ વેળા, પ્રધાન શબ્દને અર્થ આપે; જ્યારે મધ્યમના ઉતરતા અર્થમાં વપરાય છે, ત્યારે તેઓ વિભક્ત્યાદિકના પ્રત્યયોને સ્વીકારતા નથી. ગુજરાતી ભાષાની રૂઢિ એવી કરી છે, કે કોઈ મધ્યમ શબ્દ વાક્યના ક્રિયાનાયની જાતિ વચન પ્રમાણે પ્રત્યયોને સ્વીકારે છે (૨૭૧), તોપણ તેઓનું જુદું રૂપાખ્યાન થતું નથી.

૨૫૯. મધ્યમ શબ્દના બે વર્ગ છે; ૧ લો ક્રિયાવિશેષણ; ૨ જો સંયોजकशब्द; વળી સંયોજકના બે વર્ગ છે, नामयोगी અને वाक्ययोगी. (કોષ્ટક. આંક ૫. ૨૦–૨૩.)

## क्रियाविशेषण.

२६० प्र. कीया शब्दने क्रियाविशेषण कहिये?

उ. क्रियाना समय, स्थल, रीति, स्थिति, संख्या, इ० विषे जे शब्द कोइ वाकी के अंकित अर्थ देखाडे तेने क्रियाविशेषण कहिये.

२६१. 'हुं आवुं,' एवुं कहिये, तो क्रियानो अर्थ छुटो, कशा प्रकारनी मिति रहित छे. एने विशेषण लागे तो क्रिया विषे कंइ पण अंकित अर्थ मळे; जेमके, हुं હવડાં, के કાલ, के વહેલા, के મોડો, के નિત્ય, के હાં, के આણિગમ, के અમીત, के નાજ आवुं.

२६२. प्र. कोइ बीजा प्रकारना क्रियाविशेषण छे?

उ. छे; ज्यारे कोइ शब्द गुणवाचकनी साथे, अथवा बीजा क्रियाविशेषणनी साथे आवीने, तेना साधारण अर्थ विषे कोइ बीजो अंकित अर्थ दर्शावे, तो ते पण क्रियाविशेषण छे; —"ए विद्वान शास्त्री छे;" आ वाक्यमा 'विद्वान', आ गुणवाचकनी साथे क्रियाविशेषण वपराय; जेमके—મહા, के બહુ, विद्वान.

---

सर्वनामथी, 'શું?' 'કું?' કામ!; — केवळ क्रियाविशेषणथी पण थाय, 'આગળ;' 'પાછો;' = आगल जा, पाछो जा.

૨૬૩. ક્રિયાપદનો વિભાગ અર્થને ધારણે, અને મૂળને ધારણે થાય છે.

અર્થને ધારણે:–

૨૬૪. **कालवाचक.** अ.) समयदर्शक. અમણાં, હવડાં, અત્યારે, ક્યારે, કોઈ વેળા, વેહલું, મોડું, તત્કાલ, તત્ક્ષણે, પલકમાં, પળમાં, હવે, આજ, કાલે, સાંજે, સવારે, બપોરે, મધરાતે, વાહણે, આણુ, પેર, પેહલે દાહાડે, પેહલે વર્ષે, ફરી, હાલ, હાલમાં, વળી, વળતી, હજી, હજુ, તરત, ઇ૦.

आ.) गतिदर्शक. નિત્ય, નિત, જાશુ, સદા, સર્વદા, સર્વકાલ, હમેશાં, રોજ.

इ.) कालनुं पुनःपुनःपणुं. નિતનિત, કદિકદિ, રોજ રોજ, દહાડે દહાડે, ઘડી ઘડી, પલ પલ, વારે વાર, વારંવાર, વારા ફરતી, ઘણી વાર, ફરી ફરીથી, ઇ૦.

ई.) कालसंबंधदर्शक. વચગાળે, મધ્યકાલે, અંતરે, અંતરમાં, આગળથી, પછીથી, પૂર્વે, ક્વચિત, છેટે, છેટેથી.

૨૬૫. **स्थलवाचक.** अ.) अमुकस्थल. હ્યાં, ત્યાં, જ્યાં, ક્યાં, પેણે, હ્યાં આગળ, ત્યાં આગળ ઇ૦. પાસે, નજિક, ઢૂકડાં, લગભગ, ઉપર, ઉંચુ, હેઠળ, નીચે, તળે, તળિયે, દૂર, વેગળે, મધ્યે, વચ્ચે, અંદર, ટેઠ, ઇ૦.

आ.) दिशादर्शक. આણીગમ, પેલીગમ, જેણીગમ, કેણીગમ, આમ, તેમ, જેમ, આણીપાસ, પેલીપાસ, દક્ષિણાતા, ઉત્તરાતા, ઉગમણે, આથમણે ઇ૦.

इ.) अनुक्रमदर्शक. પેહલે, બીજે, ત્રીજે, ઇ૦. પછી, પૂંઠે, પછવાડે, છેલે, પેહલાંથી, પછીથી, પછવાડે, પ્રથમ, અંતે, ઇ૦.

૨૬૬. **रीतिवाचक.** अ.) गुणदर्शक. ભલે, બુડે, ઠીક, ખરૂં, ખોટું, વાજબી, સારૂં, ઠીકઠાક, ન્યાયથી, અન્યાયથી, ઇ૦.

आ.) प्रकारदर्शक. બબે બબે (બેર બેર), બળાત્કારે, જોરભેર, ધીમે, ધીરે, આસ્તે, એમતેમ, જેમતેમ, ભેળસેળ, ગમેતેમ, ઓચિંતો, અકસ્માત, જેમને જેમ, તેમને તેમ, અમથો, વ્યર્થ, ફોકટ, ફકત ઇ૦.

इ.) स्वीकारवाचक. હા, હોવે, ખરૂં, ખચીત, તમે કહો તેમ, વારૂં, મુકરર, અવશ્ય, જરૂર, –જ.

ई.) निषेधार्थ. ન, ના, નો, નહિ, નવ, મા, મો.

उ.) संशयार्थ. કદાચિત, કદાચ, કદાશ, કદાપિ, ઇ૦.

ऊ.) कारणदर्शक. તો, માટે, તેથી તેપર, એપર, શા વાસ્તે? શા માટે?

૨૬૭. સ્થિતિવાચક. ન્યૂનાધિકદર્શક. થોડું, ઓછું, અલ્પ, ઘણા, અતિ, અતિશે, અધિક, પૂર્ણ, ઘણું, ઘણે, ઘણેરે, વધુ, બહુ, ખપે, ખડું.

અ. તૃપ્તિદર્શક. બસ, એટલું, બરાબર, શુદ્ધ, અસ્તુ, ઘણું.

૨૬૮. સંખ્યાવાચક. એકવાર, બેવાર ઈ૦, થોડીવાર, ઘણીવાર, એકવડું, બેવડું, ત્રણગણું ઈ૦.

૨૬૯. પ્રશ્નવાચક. કેમ! ક્યારે? કઈ રીતે! ખરૂં?—કેટલાએક પ્રશ્નવાચક શબ્દો જૂદા જૂદા ભાગોમા ઉપર આવ્યા છે.

મૂળને ધોરણે.—

૨૭૦. વિષયપદના કેટલાંએક થાયછે. વિશેષ્યની કોઇ વિભક્તિઓ.

અ.) તૃતીયા. તેણે મોહડે કહ્યુ; તે પગે ચાલી આવે.

આ.) પંચમી. બુદ્ધિથી ચાલ; વિચારથી બોલ; પછીથી આવ

ઇ.) ષષ્ઠી. ઝાડ ઘણાં વર્ષનું પડેલું છે; તે રાતનો મારો છે; વસ્તુ દુરની આણેલી છે, ઘારો પોરનો બદલાયો છે, કામ પેહલાનું કરેલું છે.

ઈ.) સપ્તમી. વેગળે; પાળે દાહાડે; ઈ૦.

૨૭૧. ગુણવાચક. અ.) પ્રથમા. શાસ્ત્રી બ્રાગ બણેલા છે; વાત ખુલ્લી દેખાયછે; આ છોડ ધીરા સુધરે છે. (કર્તાની સાથે સંબધ).

આ.) દ્વિતીયા. તમે ખરૂં બોલા છો; બાદશાહાએ દરબારમા હુકમ ઉઘાડો ફરમાવ્યો (કર્મની સાથે સંબધ).

ઇ.) સપ્તમી. તમે ભલે પધાર્યા.

૨૭૨. સર્વનામ. હ્યાં, ત્યાં, ક્યા, જ્યાં, એથી, તેથી, જેથી, કેથી, શાથી; એમ તેમ, કેમ, જેમ. ઈ૦.

૨૭૩ કૃદંત ક્રિયાવિશેષણને અર્થે વપરાય. (૧૭૬)

રળી ખપીને નર સહુ નવા ઘડાવે ઘાટ;
હુ રાખુ, તુજ જીવને, અનતણુ ઉચ્ચાટ.
તે કારણ કેડું કલ્પિને, સંપ લહિમી સંવાદ;
ગુણતા સજ્જન સમજશે; તજશે તે વિખ્વાદ

२७४. केटलाएक संस्कृतमांथी लिधेलां छे.

ગુજ. સદા સર્વદા નિત્ય અત્ર તત્ર એકત્ર સર્વત્ર અતિ કદાચિત કદાપિ નિશ્ચય નાના પુનઃ અધિ પૂર્વે ન નહિ નો મા અતઃપર બહુ અનુક્રમે પ્રથમ અકસ્માત સાક્ષાત પ્રત્યક્ષ નિદાન ઈ૦.

અપભ્રંશ. આજ, હજી, અદ્य. આગ अग्र. અમણા હમણા अधुना. એહણ अधुना. પોર परुत्. કાલે कल्य. કદાચ કદાચ कदाचित. કેમ कथम्. અમથું અવથા वृथा. બાહેર बहि बहिर्, અચરે आश्चर्य. મોડે मरे, વારૂં वर. સામણે सन्मुख. સાંજે. સાંજરે सन्ध्याकाले. વેગળુ विगलित. ધીમે धीरे.

२७५. फारसी, अरबी, इत्यादि ; જરૂર હમેશ હમેશાં ફકત બેહુદ બેહદ બેલાશક બસ તરત સાફ જરા જરાક જુમલે કિનારે સુમારે મુકરર.

२७६. एकथी अधिक शब्दनो पण क्रियाविशेषण थाय छे.

बेवडायला शब्दो. બોલતો બોલતો, બોલતાં બોલતાં, ; રેહતે રેહતે, થતે થતે ; એ રીતે હરકોઈ ક્રિયાપદના વર્તમાન કૃદંત વપરાય. એમજ ભૂત સંબંધક કૃદંત ; કહી કહી, વળી વળી, ફરી ફરી.

નામ પણ બેવડાય છે ; પલ પલ, પળે પળે, દિને દિન, દિન દિને, દિનપર દિન, ઘડી ઘડી, ઘડીએ ઘડીએ, વારે વારે, રોજ રોજ, દમ દમ, વર્ષો વર્ષ, ગામે ગામ, દેશો દેશ, રાતો રાત, રાતની રાત, એમને એમ, જેમને તેમ, એવાને એવાજ, જેમ તેમ, એમ તેમ, સેળ સેળ, ભેળ ભેળ, એકા એક, ખરે ખરૂં, સામા સામી, થોડામાં થોડું, ઈત્યાદિ

सामा अर्थना शब्दो. રાતદિન, અહો નિશ, રાત દાહાડે, આગળ પાછળ, ઈધર ઉધર, આડું અવળુ.

बीजा प्रकारनी जोडो. સારી પેઠે, ભલી રીતે, ખરા મનથી, ખરે ખાત, દોડ ભેર, જુસા ભેર, ખળ કરીને, મન લગાડી, સુજે તેમ, કહો તેમ, ચાહો તેમ, ધીર ખમીને, ખમા રાખીને, ઈત્યાદિ.

बेथी अधिक शब्दो पण क्रियाविशेषणने अर्थे वपराय छे. આખા વાક્ય અને ઉપવાક્ય ક્રિયા વિશેષણને અર્થે વપરાય. (૨૭૩).

"જા તું, વણિક, (જ્યાં વ્રજ વાસ) । હું (પરિ પૂર્ણ) પુરિશ આશ."

દેવ દિશે સામી (મનમાએ) । કોડી ધરની કાહડે નાંઈ.॥ સ૦ લ૦

(જેમ પાણી વાસ્તે હરણ, બહુ તરષવા લાગ છ;
તેમ) મારૂં અંતઃકરણ, ઈશ્વરને માગે છે. ગ્વાલ્ગો.

૨૭૭. "જ્યારે પોતાના ખરા અર્થનો પૃથક અધિકાર મૂકીને, ક્રિયાપદાદિ બીજા શબ્દના અર્થમાં સમય સ્થલ ઈત્યાદિનો ફેરફાર કોઈ પણ શબ્દથી થાય, તો તે શબ્દ ક્રિયાવિશેષણને ઠામે જઈ ઉભો રહેછે,"—એટલે તે ક્રિયાવિશેષણના વર્ગમાં ભળી જાય છે.

## सयोजक.

•२७८. प्र. सयोजक शब्द किया?

ऊ. संजोग, के साधण, करवाना काममा जे आवेछे ते संयोजक कहेवाय छे. एमना बे वर्ग छे; नामयोगी, तथा वाक्ययोगी (कोष्ठक २१, २२, २३).

२७९. प्र. नामयोगी किया!

ऊ. विशेष्य नामनी साथे बीजा पदनो संबंध दर्शावनार शब्द नामयोगी छे.

૨૮૦. એઓએ કરીને જુદાં જુદા વિશેષ્યનામ એક વાક્યમાં આવી શકે છે. ઘર, માણસ, આ બે વિશેષ્યનામ છે. એમને એક વાક્યમાં લાવવાને કરિયે, અને "ઘર માણસ છે," એવું કહિયે તો અર્થ બેસતો નથી—તેમની વચ્ચે શો સંબંધ છે એ કહેલું નથી પણ કોઈ નામયોગી શબ્દ વાપરિયે, તો સંબંધ દેખાય. ઘરની માહે, કે બાહાર, કે પછવાડે, કે આગળ, કે નીચે, કે ઉપર માણસ છે, એવું કહિયે, તો વચલા શબ્દના અર્થ પ્રમાણે આ બે નામની વચ્ચે જે સંબધ છે એ સમજિયે છિયે.

ટીકા. નામયોગીને કોઈ શબ્દયોગી કહેછે. પણ એઓએ કરીને બધા પ્રકારના શબ્દ સંધાતા નથી. વિશેષે કરીને વિષયપદ સંધાય છે. જો બીજા પ્રકારના શબ્દ સંધાય તો જોડનો એક શબ્દ નામ હોય એ અવશ્ય છે (નામ+ગુણવાચક 'તેને વાસ્તે ઉપયોગી,' નામ+ક્રિયાપદ; 'તે મારા ઉપર પડ્યો'). વિશેષાર્થને ધારણે આ પ્રકારના શબ્દને નામયોગી, કે વિષયપદયોગી, કહેવું સારૂ દેખાય છે.

૨૮૧. **अर्थने धोरणे विभाग.** अ.) स्थळवाचक; પાસે સમીપ સાથે જોડે કને સહ સહિત સોત સુદ્ધા માહે મોઝાર મઝાર વચે અંદર, બહાર હેઠે હેઠળ પૂઠે પૂઠળ તળે પર ઉપર ઉપરાંત સામુ સામા સામણે સન્મુખ આસપાસ પર્યંત લગી સુધી આગળ અગાડી.

आ.) कालवाचक; અગાઉ પછી પછે આગળ અગાડી.

इ.) दिशावाचक; ભણી ગમ તરફ લગી લગણ લગિણ પૂઠે પછવાડે પાછળ પાર આરપાર.

उ.) कारणवाचक, तथा करणवाचक; કારણે કાજે કરીને લીધે વડે માટે વાસ્તે સારૂ દોસ્તે દોસ્તી થકી હસ્તક મારફત વતે બદલે.

ऊ.) विविध; વગર વિના વિણ વણ શિવાય ઉપરાંત સુદ્ધ સુદ્ધાંત સમેત વિશે સંબંધી પ્રતિ પ્રત્યે પાખે=વિના.

ટીકા. ઉપરના કોઠકમા જેઓ સ્થળવાચક છે, તેઓ કોઈ પ્રસંગમા કાલવાચક, કોઈમા દિશાવાચક છે; અને દિશાવાચકના કેટલાએક કોઈ વેળા કાલવાચક કે સ્થળવાચક થાય છે. ક્રિયાવિશેષણને અર્થે પણ કોઈ વપરાય.

૨૮૨. **मूळने धोरणे विभाग.** केटलाएक विशेष्यनामना थायछे; જેમકે,—જોડે તળે બદલે કાજે પૂઠે પૂઠળ ઈ૦.

गुणवाचकना; નીચે હેઠે હેઠળ પેહલાં ઈ૦.

केटलाएक क्रियापदथी; કરીને લીધે ગમ લગી લગિણ.

केटलाएक संस्कृत भाषाना छे; अ.) શુદ્ધ; સમીપ સહ સહિત મધ્યે સન્મુખ કારણે હસ્તક વિના સંબંધી પ્રતિ પ્રત્યે સમેત સંધાતે.

आ.) અપભ્રંશ. સોત सहित; સાથે सार्थे; માહે, માંહ્ય, मध्ये; વિશે विषये બાહાર बहि बहिर्; પર ઉપર उपरि, ઉપરાંત उपरि अंत, સામુ સામા સામણે સામે સામે सन्मुख; પછી પછે પાછળ પછવાડે पश्चात्; સારે સારૂ सार; કાજે कार्य; વિણ વણા વણ विना; આગે આગળ અગાઉ અગાડી अग्र -अग्रे; ગમ गम-गमन; સુદ્ધાં सहित्वा-सतुला; પાસે पार्श्वे; આસપાસ पार्श्व-पार्श्वे; વાસે વાસલ वशे, वशन, મઝાર મોઝાર मध्यागार; કને [જુની ગુજરાતી કન્હે] कर्णे; હેઠે હેઠળ अधस्; થકી ?; મતે મતે મિળે मत्या

૨૮૩. જે વિષયપદના કે ક્રિયાપદના છે, તેમના કેટલાએક મૂળે સંસ્કૃત છે સંસ્કૃત મૂળના કેટલાએક વિષયપદના કે ક્રિયાપદના થયલા છે.

२८४. अरबी, फारसी, हिंदुस्थानीमांथी आवेला केटलाएक छे ; જેમકે, વાસ્તે દાસ્તે દોસ્તી મારફત વગર બાબત સિવાય તરફ.

ટીકા. એમના કેટલાએક પોતાની મૂળભાષામાં વિષયપદ કે ક્રિયાપદ હશે.

२८५. अनिश्चित मूलना केटलाएक छे ; જે૦-વચે (વિચ?), વડે વતે, ભણી.

૨૮૬. કોઈ શબ્દ મૂળે વિષયપદ અથવા ક્રિયાપદ હશે, તોપણ જ્યારે પોતાનો મૂળાધિકાર કંઈક મૂકીને વિષયપદનો સંબંધ દેખાડવાનો અધિકાર સ્વીકારે, ત્યારે તે નામયોગી થાયછે.

૨૮૭. કોઈ કોઈ ભાષામાં નામયોગીને અર્થે વપરાયલા શબ્દનું મૂળ સહજે મળતું નથી, પણ ગુજરાતીમાં એ વિષે કંઈ ભારે ધુમવણ નથી ; ઘણા ખરાનું મૂળ સ્પષ્ટ દેખાય છે.

૨૮૮. ગુજરાતીમાં નામયોગી મૂળે નામ છે, માટે નામનો અધિકાર રાખીને, જે નામની સાથે તેઓ આવે, તેને ષષ્ઠી વિભક્તિમાં લાવેછે ; માટે એમની જાતિ કેવી છે તે સંભારવું.

२८९. कोइ नारी जातिना जेवा छे ; माटे જે નામ એમની સાથે આવે તે ની પ્રત્યયને સ્વીકારે છે ; જેમકે, રાજાની જોડે, તેની પેરે.– જોડે, પેરે, પુઠી પુઠળ મધ્યે માહે વચે પછવાડે પાછળ આસ્પાસ પાર આરપાર બાહાર પેહલાં અગાઉ આગળ આગાડી સન્મુખ સામુ સામા સામણે પાસે કને ગમ તરફ નીચે હેઠળ પેઠે વાંસે વાંસલ મારફત ઈત્યાદિ. (પ્રત્યય અધ્યાહાર્ય હોય ; ઘરની મધ્યે, કે ઘરમધ્યે.)

२९०. कोइ नर के नान्यतरजातिनामजेवा –

अ.) ना प्रत्यय मागेछे; સહિત સમેત સોત સુદ્ધાં સમીપ સંબંધ સુધી વિષે પર ઉપર હસ્તક ભણી. (નામનો પ્રત્યય કોઈ વેળા પડતો મૂકાય છે. જેમકે – ઘર સુધી, ઘર સંબધી, ઘર ઉપર ઈ૦.)

आ.) ने प्रत्यय मागेछे ; કાજે લીધે વાસ્તે દોસ્તી દાસ્તે સારૂ કારણે માટે વતે બદલે. (પ્રત્યય કોઈ વેળા અધ્યાહાર્ય હોય).

૨૯૧. કરીને, એની સાથે ત્રીજી વિભક્તિ આવે*– તેણે કરીને.

* केवल स्वर उपरथी जोता 'करीने' ए कर क्रियापदनो सबभक कृदन्त छे ; पण, કરાય, કરણ એ નામની જોડીની ઘણખરા પણ હોય (૨૨૨).

૨૫૩ સાધારણ નિયમ એવો છે કે "નામયોગીની સાથેના વિષયપદની વિભક્તિ ષષ્ઠી છે;" પણ કોઈ વેળા ષષ્ઠીનો પ્રત્યય પડતો મૂકાય; સર્વનામ વપરાય તો ષષ્ઠીનો પ્રત્યય ભાગ્યે અધ્યાહાર હોય. — પ્રાંત પ્રાંતની રૂઢિ પ્રમાણે, કોઈ તેની ઉપર, કોઈ તેના ઉપર ઈ૦ કહે.

## વિભક્તિમાં તથા નામયોગીમાં સંબંધ.

૨૫૭. નામની વિભક્તિનો તથા નામયોગીનો ઉપયોગ એકજ છે પેહેલાં ભાષામાં વિભક્તિના પ્રત્યય ન હતા. કેટલાએક નામયોગી શબ્દ પળપળના વ્યપારમાં ટુંકા થઈ ગયાથી પ્રત્યય રૂપે ચાલ્યા (૭૮). કોઈ ભાષામાં ઘણી વિભક્તિ, કોઈમાં થોડી છે. એવું ભાસે છે કે જે ભાષામાં વિભક્તિના પ્રત્યય વાપરવાનો માવરો વધ્યો થયો, તેમાં પૃથક નામયોગી વાપરવાનો માવરો થોડો ચાલ્યો. ભાષાભાષામાં જે ભિન્નતા દેખાયછે આનું એક વિશેષ કારણ એ છે, કે કોઈ શાકે પ્રત્યય રૂપે, ને કોઈએ પૃથક રૂપે નામયોગી વાપરવાનું ચલાવ્યું.

કોઈના ધારવામાં એવું છે કે આ ભાષાઓનું લક્ષણ એવું હશે કે પ્રત્યયોએ કરીને મનસ્થ વિષયોનો સંબંધ, અને પૃથક નામયોગીએ કરીને બીજા વિષયોનો સંબંધ દર્શાવાય છે. વળી, એવું હશે કે જે નામયોગી સર્વનામ ઉપરથી વ્યુત્પન્ન થયા, તેઓ વિશેષે કરીને પ્રત્યય રૂપે ચાલ્યા (૧૦૮); પણ બીજા શબ્દ ઉપરથી જે વ્યુત્પન્ન થયા તેઓ પૃથક નામયોગી રહ્યા.

વિભક્તિના તથા નામયોગીના મળતા અધિકારમાં કંઈ ભેદ કરીને કોઈ કહે કે ક્રિયાપદસાથે નામયોગી થોડો, ને વિભક્તિ વધારે સંબંધ રાખેછે. માટે કેટલીએક વિભક્તિ કારક કેહવાયછે; એ ઉપરથી વિભક્તિને કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, અને અધિકરણ, એવી સંજ્ઞા આપેલી છે; અર્થાત, ક્રિયાનો કરનાર, તેથી જે બનેલું, જેણે કરીને ક્રિયા થાયછે, જ્યાં સુધી તે પોહચે છે, જ્યાંથી તે નીકળેછે, અને જ્યાં તે થએ છે, એ દર્શાવનાર પ્રત્યયો. ષષ્ઠી સાધારણ સંબંધ દેખાડેછે, માટે તે કારકમાં નહિ, પણ વિશેષણમાં ગણાયછે.

ગુજરાતીમાં કોઈ વેળા બે વિભક્તિ સાથે આવે (૯૫), એમજ કેટલાક નામયોગીની સાથે વિભક્તિના પ્રત્યય આવે; માહેથી, ઉપરથી, અંદરથી, ઈ૦; ગુજરાતી નામયોગી વિશેષે કરીને વિશેષણ છે, માટે એવું હશે.

૨૯૮થી તે ૩૧૬ સુધી જે વિષયો પેહેલી આવૃત્તિમાં આવેલા હતા, તે બીજી આવૃત્તિમાં એક ૧૦૮ થી તે ૧૧૭ સુધીમાં આવેલા છે.

## वाक्ययोगी.

३१८. प्र. क्रिया प्रकारना शब्दने वाक्ययोगी कहिये ?
उ: वे वाक्यने साधनार शब्द वाक्ययोगी छे.

૩૧૯. શબ્દના જે સમુદાયે કરીને મનનો એક સંપૂર્ણ વિચાર જણાવિયે તે એક વાક્ય છે. પ્રત્યેક વાક્યમાં એક વિષયપદ (કર્તા), અને એક ક્રિયાપદ જોઈયે; 'હું રહું' એ એક વાક્ય છે. ક્રિયાપદ સકર્મક હોય તો તેની સાથે બીજું નામ (કર્મ) બોલવું, કે અધ્યાહાર્ય હોય ; હું કામ કરુંછુ, કે હું કરુંછુ. ભિન્ન ભિન્ન વાક્યના વિચારમાં વિવિધ સંબધ હોય છે. આ સંબંધને દર્શાવનાર શબ્દ વાક્યયોગી છે.

મળતા મળતા વિચારમાં સબધ કેવળ સંગનો, અથવા વૃદ્ધિનો અથવા કારણનો હોય. વળી સામા સામી વિચારમાં સંબધ વિકલ્પનો, અથવા વિરુદ્ધપણાનો હોય. એવા ભેદ ઉપર વાક્યયોગીના વર્ગ થાય છે.

३२०. समानार्थ दर्शक — મળતા વિચારના સંબધમાં —

अ.) केवळ संगसूचक. १. पृथक्शब्द ; તથા, અને, ને. એએ બે વાક્યની વચ્ચે આવેછે; તમે આવ્યા, અને તેઓ આવ્યા છે*.

२. अनुग, કે उपपद, બીજા શબ્દને છેડે અથવા આગળ આવનાર; — ય, — ઈ, — એ, — ઓ, — બી, પણ ; જેમકે હુંય, હુંઈ, હુંએ, હુંઓ, હુંબી, હું પણ; — તમે આવ્યા, હુંય આવ્યો.

आ.) वर्द्धक. એક વાક્યમાં બીજું વાક્ય ભળીને અર્થનો વધારો કરાવે તો, જે, કે, એવા શબ્દ આવેછે; જેમ 'તમારે એવું જાણવું કે ધર્મ વિના વિદ્યા વૃથા છે.' 'લખવાનુ કારણ એ છે જે મારેજવું છે.'

આપણા કોઈ વાક્યની સાથે કોઈ બીજાનું કહેલું બોલવું હોય, તો એજ શબ્દ આવેછે, શાસ્ત્રમાં કહેલું છે, કે 'જૂઠુ બોલવું મહા પાપ છે'

* સંબધક કૃદંતનો અર્થ આવા વાક્યયોગીને મળતો છે, 'તે ચડી બેઠો' = તે ચડ્યો અને બેઠો; આવીને કહીશ = આવીશ અને કહીશ.

પૂર્વે આવેલી કોઈ વાતની સાથે બીજાં વાક્યનો સંબંધ દેખાડવાનો હોય તો તે સંબંધ દેખાડનાર શબ્દને વાક્યયોગી ગણવો; વળી, હવે, બીજું, પછી, એપર, ઈત્યાદિ શબ્દ એવા ઉપયોગમાં આવેછે.

ઇ.) कारणदर्शक. એક વાક્યના વિચારનું કારણ બીજા વાક્યમાં દેખાડેલું હોય, તો તેમને સાધનાર શબ્દ કારણદર્શક વાક્યયોગી છે; 'તમે છો માટે મને ભરોસો આવેછે.' 'તે આવે તો તમે ના આવશો.' કારણ નિશ્ચયથી કહેલું હોય તો—કેમકે, માટે, વાસ્તે, તે કાજે, એથી, ઈ૰ વપરાય;— પણ કારણ સંશયથી હોય તો—તો, કદાપિ, ઈ૰.

સંધાયલા વાક્યમાં પહેલું જે આવે તેને પુર્વવાક્ય અને પછી જે આવે તેને અપરવાક્ય કહિયે. કેટલાએક વાક્યયોગી એવા છે કે જોડ જોડ થઈને વપરાય છે. તે જોડનો એક શબ્દ પૂર્વવાક્યને આરંભે, અને બીજો અપરવાક્યને આરંભે બોલાય, 'જો માગી પામે હોય તો હું આપીશ.' એવા વાક્યયોગી—

ઈ.) पूर्वापर કહેવાય છે. 'જો—તો, જો, જોએ—તોએ.

જો, જોય, જોપણ; જો કદાપિ, જો કદાચ,<br>જો કદાચ, જો કદાચિત .. . ..<br>જો નથી, જો ન હોય . ... ... } તોય, તોએ, તોપણ, તથાપિ.*

૩૨૧ भिन्नार्थ दर्शक — સામા વિચારના સંબંધમાં (૩૧૯)—

अ.) विकल्प सूचक; કે, અથવા, વા, અગર; જે૰ એવું હોય કે ન હોય

आ.) विरुद्धार्थ सूचक; પણ, પરંતુ, સાગુ. એ અર્થમાં નો અનુગ (બીજા શબ્દની આગળ આવનાર) વપરાયછે; 'તમારે નો એવું નહિ કરવું.'

૩૨૨. પૂર્વાપર વાક્યયોગી કોઈ વેળા સમાનાર્થ દર્શક, કોઈ વેળા ભિન્નાર્થ દર્શક છે. અને ઘણીએકવાર કારણસૂચક અર્થ તેઓમાં હોયછે.

૩૨૩. માટે, વાસ્તે, ઈત્યાદિ નામયોગીને અર્થે પણ વપરાય છે. હવે, પછી, ઈ૰ ક્રિયાવિશેષણને અર્થે આવે. જે શબ્દ નામનો સંબંધ જણાવે તે નામયોગી; જે બે કે અધિક વાક્યમાં સંબંધ દર્શાવે તે વાક્યયોગી; ક્રિયા વિષે કંઈ દેખાડે તે ક્રિયાવિશેષણ.

---

* કોઈ વેળા જોડનો પહેલો શબ્દ અધ્યાહાર્ય હોય છે. 'હું આવું (= જો હું આવું) તો તમે આવશો.'

૩૨૪. ગુજરાતી વાક્યયોગી વિશેષ કરીને સંસ્કૃત મૂળના છે. શુદ્ધ; કદાપિ, કદાચિત, તથાપિ, તથા, અર્થાત્, પરતુ, અથવા, વા. અપભ્રંશ; ને અને, अन्य; પણ, पुन; જો–તો, य–स; જોય–તોય, यदि–तदि; કદાશ કદાચ, कदाचित्; અવે હવે, अथवा; તો (અનુગ), तु; ય એ ઈ (અનુગ), च; બી, अपि; કે, क कि.— અગર, ફારસી શબ્દ, અને વાને અરબી છે.

મૂળે એઓના કોઈ સર્વનામના થએલા છે; જો–તો, કે;–કોઈ વિશેષણના, અન્ય;–કોઈ સંસ્કૃત પ્રત્યયના, જેમકે अपि = બી; અથવા સંસ્કૃત અવ્યયના; જેમકે तथापि, कदाचित, ઈ૦.

૩૨૬. બે વાક્યનાં ક્રિયાપદમાં જે અર્થ આવેછે, તેમને વાક્યયોગી સાંધે છે; માટે તેમને ક્રિયાયોગી (કે ક્રિયાપદયોગી) કહેવાને કોઈ ધારે.

૩૨૭. પણ કોઈ કહેછે, કે વાક્યયોગી તો કેવળ ક્રિયાયોગી પદ નથી, કેમકે તેઓ કોઈ વેળા બે વિષયપદને પણ સાધે છે; જેમકે, “સંપ અને લક્ષ્મી વચ્ચે સંવાદ;” “અમદાવાદ અને ખેડા વચ્ચે, ગામ લાંબી આવેછે;” “બાપુ અથવા ગોપાળ આવ્યો હતો.” પણ એનુ ઉત્તર વાળતા બીજા કહેછે, કે ઉપરનાં વાક્ય સંક્ષેપમા લાવેલાં બબે વાક્ય છે.' સંપે લક્ષ્મીની સાથે જે વાદ ચલાવ્યો, અને લક્ષ્મીએ સંપની સાથે જે ચલાવ્યો, તે = “સંપ અને લક્ષ્મી વચ્ચે સંવાદ.” અમદાવાદથી નીકળિયે, અને ખેડા ભણી જઈયે, તો માર્ગની વચ્ચે ગામ લાંબી આવેછે, = “અમદાવાદ અને ખેડા વચ્ચે” ઈ૦. બાપુ આવ્યો હતો, અથવા ગોપાળ આવ્યો હતો, = “બાપુ અથવા ગોપાળ આવ્યો હતો.” જો ભાષાનું વલણ એવું હોય, કે વાક્ય એવું સંક્ષેપ થાય કે તેનો બધો અર્થ એકજ શબ્દમા આવે, તો તે કેવળ એક શબ્દ નહિ, પણ વાક્ય છે (૨૫૦), માટે આવા વાક્યરૂપી નામને સાધનાર પદ વાક્યયોગી છે.

## केवळ प्रयोगी, अथवा उद्गार.

૩૨૮. 'વાક્યના બીજા શબ્દની સાથેના સંબંધ વિના જે પદ વપરાયછે, તે केवळप्रयोगी (એકલા આવનાર) છે. બીજા શબ્દનાં ઉચ્ચાર કરતા એનો ઉચ્ચાર ઉંચે સાદે, અને ઝડપથી મોહોમાથી કાહાડી નાખેલાની પેઠે છે, માટે એઓ उदगार (उत्‌ ઉપર, गॄ કાહાડી નાંખવું, अर પ્રત્યય) કહેવાયછે.

३२९. प्र. जे शब्द केवळप्रयोगी, के उद्गार कहेवायछे तेओ किया?
उ. सुख, दुख, शोक, हर्ष, आनंद, उल्लास, इच्छा, आशा, बीहिक, भ्रांति, आश्चर्य, गभराट, इत्यादि मनना विकारो अकस्मात थयाथी, जे उच्चारण थायछे, ते केवळप्रयोगी, अथवा उद्गार कहेवायछे.

ઉદ્ગારના ત્રણ વર્ગ થાય છે –

३३०. अ.) प्रत्युद्गार. બીજાને બોલાવતાં, કે કહેતાં જે વપરાય છે તે; જેમકે– હે, એ, ઓ, રે, અરે, અલ્યા, અયી, અલ્યાઓ, ઓય, ઓરે;– ચૂપ, છાન, ખબરદાર, સમજ, પોઈસા– વા, વ્હા, વ્હાવા, વ્હારે વ્હા, સાબાસ;– ધન્ય ધન્ય, વાહ, વાહ વાહ, સાધુ, સ્વસ્તિ, ધિક ધિક;– છો, છોને, છો રહ્યું, હત, હેડ, જે, જો;– છી, છી છી, ઇ૦

आ). स्वोद्गार. કોઈ પાસે ન હોય ને જે બોલવામાં આવે તે; અ, આ, આ આ ઊં, ઊ, હું, એ, એ, અધધધ.

इ.) मिश्रोद्गार. કોઈની સાથે બોલતાં, અથવા એકલા છતાં પણ, જે બોલવામાં આવે છે; જેમકે– કાં, ખરે, ખરેખર, ખરેખાત, સાચે, શું, બસ, બસબસ, ઘણું, ભલે, અરે બાપ, બાપરે, બાઈરે, હાશ, હાં, હોં, હા, હાહા, અહા, અહાહા – નસીબ, કિસ્મત, કપાળ, ભાગ, લખ્યું તે.

૩૩૧. કોઈ બીજે ધોરણે વર્ગ કરેછે; જેમકે– શોકોદ્ગાર, દુખોદ્ગાર, ભયોદ્ગાર, વિસ્મયોદ્ગાર, આશ્ચર્યોદ્ગાર, આનંદોદ્ગાર, સુખોદ્ગાર, કરુણોદ્ગાર, ક્રોધોદ્ગાર, ઇત્યાદિ. નામ ઉપરથીજ એમનો અર્થ લહેવાયછે.

મૂળને ધોરણે વિભાગ —

३३२. अ) केटलाएक केवळ मनविकारदर्शक उच्चारणो छे; જેમકે– અ, આ, ઊં, ઉં, એ, ઓ, ઓં, હૈં, હોં, વા, વ્હા, છી, અત, હત, હડ, ઇત્યાદિ. એએ, અને એમના જેવા બીજા, શુદ્ધ તથા ખરા ઉદ્ગાર કહેવાય છે.

आ) केटलाएक विशेष्य नामना थायछे; બાપરે, કપાળ, કિસ્મત, ધન ધન, ભાગ, ઇ૦.

इ) केटलाएक गुणवाचकना; ખરેખાત, ભલું, સારું, ઇ૦

ई) केटलाएक क्रियापदना, સમજ, છો, રહ્યું, છોને, ઇ૦.

उ) केटलाएक संस्कृत भाषाना लिपेला छे; जेमके– स्वस्ति, સાધુ, આસી, હે, રે, અરે, હા, હાહા.

ऊ) केटलाएक फारसी इत्यादि परभाषाना छे; બસ, બરાબર, ખબરદાર, ઈત્યાદિ.

ટીકા. નામ, વિશેષણ, અને ક્રિયાપદના જે થયલા છે, તેઓ ખરા ઉદ્ગાર નથી; પણ, ઉદગાર જેવા વપરાયછે, માટે કેવળપ્રયોગીમા ગણાય છે.

૩૩૩. કોઈ કહેછે, કે જેમ પશુ પક્ષી પોકારે, જેમ છોકરાં રડતા રમતા ધાટો કાહાડે, જેમ દર્દી કણે, જેમ માણસને ચુઠી ખણિયે અને તે ચીસ પાડે, તેમ આ ઉદગાર થાયછે, માટે એમને શબ્દમા ગણવા નહિ. પણ બીજા કહેછે, કે એક માણસના મનમાં કેવા વિકારો એચિંતા થાયછે, તે આ ઉચ્ચારણોથી સારુ માણસ સમજી શકેછે, માટે એમને શબ્દોમા ગણવા જોઈયે.

૩૩૪. કેટલાએક ધારેછે, કે ઉદ્ગારોથી ભાષાના બધા શબ્દ ઉત્પન્ન થયા છે. તેઓ કહેછે કે બધા ઉચ્ચારણો મૂળે નિરર્થક હતા, પછી, જેમ જેમ સુધારો થતો ગયો, તેમ તેમ જૂદાં જૂદા ઉચ્ચારણો વિશે જૂદા જૂદા અર્થ ઠર્યા, અને એમ ભાષા ઉત્પન્ન થઈ પણ આ મતને હા પાડવા વિશે એ હરકત છે, કે જે સહુથી જૂની ભાષાઓ છે, તેમની રચના, પછીથી થયલી ભાષાઓની રચના કરતા, બહુ વિસ્તારેલી અને વિચારયુક્ત છે. હેબ્રિ, સંસ્કૃત, ગ્રીક, ઈત્યાદિ બહુ પ્રાચીન ભાષાઓ સંપૂર્ણ જેવી છે. એ રીતિ પ્રમાણે ભાષા ઉત્પન્ન થઈ હતી, એવું કોઈ ઈતિહાસ ઉપરથી, કે દંતકથા ઉપરથી પણ, જાણામાં આવતુ નથી

## પરચૂરણ વાતો.

३३५ अनुकरण. કોઈ પ્રાણીના પોકાર્યા ઉપરથી, કે પદાર્થના પડવા અફળાયાની ધ્વની ઉપરથી, ઘણી ભાષાઓમા કોઈ કોઈ શબ્દ થયલા હોયછે; એમને અનુકરણ શબ્દ કહેછે, જેમકે – કુકડો, કાગડો, ભેંસ, ગૌ (ગાય), ભમરો, ભડાક, રણકારો, ધમકારો, ફુક, પેહ, વા, ઈ૦. ઘણાખરા બેવડાયલા હોયછે; ધમધમાટ, ખડખડ, ગડગડ, બડબડ,– રણણણ, ભણણણ. વળી એવા પણ અનુકરણ કહેવાયછે; જે૦ હડડડ, હરરરર, થતથતતત. કોઈ ધારે કે એવા ઉચ્ચારણોથી ભાષાની ઉત્પત્તિ થઈ; એ મતના પ્રમાણ બેસતા નથી.

डचकारो – मुचकारो ગુજરાતીમાં નિષેધમાં એક ડચકારો, અને હાના અર્થમાં એક મુચકારો, કે બુચકારો આવેછે. એઓ લખાતા નથી, પણ ઘણાના બોલવામાં આવેછે. બીજી ભાષાઓમાં પણ એવા કોઈ ઉચ્ચારણો આવે આફ્રિકાખંડમાં હાટંટાટ કરીને એક જાતના લોક છે, તેમની બધી ભાષા એવા ઉચ્ચારણોથી થાય છે, તેમના પડોશમાં બુશ્માન લોક છે, તેમની ભાષાના અર્ધાએક શબ્દ એવા છે.

## उपसर्गो

૩૩૭ અંક ૪૦ મા કહેલુ છે, કે કેટલાએક શબ્દ આશ્રયદાયક અને કેટલાએક ઉપસંગી છે ધાતુઆદિક મૂળ શબ્દ આશ્રયદાયક છે, તેમને આશ્રયે ઉપસંગી રહેછે. ઉપસંગીના કોઈ पूर्वग, કોઈ अनुग, અને કોઈ मध्य છે.

૩૩૮. पूर्वग , આશ્રયદાયકને પૂર્વ આવનારા. એમનો વિશેષ ભાગ ઉપસર્ગ કહેવાયછે ; અને બીજા પણ છે

उपसर्गनो ઉપયોગ એ છે, કે ધાતુ આદિક શબ્દની પૂર્વે આવીને તેનો વિવિધ અર્થ ઉપજાવેછે ह આ ધાતુનો સાધિત થયલો એક શબ્દ हार છે એની પૂર્વે ઉપસર્ગ આવવાથી અર્થ ફરેછે; જે૦– अनुहार, પછીથી જોઈને કરવુ, ઉતારો, अपहार, લઈલેવું, ચોટ ; अभिहार, લુટ ; अवहार, ચોર ; आहार, ખાવું ; उद्धार, તારણ ; उपहार, દાન – અધિક દેવુ , निर्हार, કાઢીનાખવુ , परिहार, બાર ઝાલવુ, છુટકો, તારણ , प्रहार માર ; प्रतिहार, નજરબંધ, બારણુ , विहार, સુખભોગ ; संहार, માર, નાશ

૩૩૯ સંસ્કૃતમાં એકવીસ ઉપસર્ગ ગણેલા છે –

अति,– બહુ, અધિક, મહા અતિ – દુખ (= બહુ – મહા દુખ), અતિપાતક, અતિક્રમ, અતિપથ, અતિસ્નેહ, અત્યંત (અતિ અંત), અત્યુક્તિ

अधि,– ઉપર. અધિ – કારી ( ઉપરીપણુ કરનાર ), અધિપતિ, અધ્યક્ષ(જેની અક્ષિ-આંખ કોઈ જગ્યા, કામ, સભા ઉપર છે તે), અધિકરણ

अनु,– પછી, મળતુ અનુ – જ ( પછી જન્મેલો ), અનુકરણ, અનુકારી, અનુકૂળ (મળતુ), અનુપ્રાસ, અનુમાન, અનુપાત, અનુભવ

अंतर्;—વચ્ચે, માંહે, અદૃશ્ય.—અંતર્ધ્યાન (મનમાંહેનું ઊંડું ધ્યાન), અંતઃકરણ, અંતઃપુર, અંતર્ગૃહ, અંતર્દ્વાર, અંતઃશરીર (આત્મા), અંતઃપાત, અંતઃસ્થ—અંતસ્થ. [ લાતીન, inter ].

अप;—ઉતરતું, નીચું, ખોટું. અપમાન, અપકાર, અપક્રમ, અપકર્ષણ, અપશકુન. એનો અપભ્રંશ = ઓ, અપસરવું = ઓસરવું. [ ગ્રીક apo, અપો ; લાતીન ab, અબ્; ઈંગ્રેજી off, of, ઑફ.]

अपि;—ઉપર. અપિ-ધાન (ઉપર ધરેલું—ઓડો-ઢાંકણું). [ ગ્રીક epi, ઍપિ ; ઈંગ્રેજી up, *up*-on, ઉપ.]

अभि;—ભણી, ચોગમ. જોડેના શબ્દના અર્થમાં સંપૂર્ણતા કરાવેછે. અભિમાન, અભિજ્ઞાન, અભિચાર, અભિષેક, અભિવ્યાપ્તિ, અભિસંધિ, -અભિધાન, અભિસ્નેહ [ ગ્રીક amphi, અંફિ; લાતીન ob, ઑબ ; ઈંગ્રેજી by. ]

अव;—નિચું, ઉતરતું (આ ની સામો અર્થ). અવકળા (ઉતરતી કળા), અવદશા, અવતાર. અવનો અપભ્રંશ = ઓ; અવતાર, ઓવારો (પાણીનો).

आ;—સુધી, પર્યંત, મિતિ, પૂર્ણતા. આકાર, આગ્રહ, આધાર, આવૃત્તિ, આસન, આજ્ઞા, આકર્ષ. આને યોગે કોઈ ધાતુનો અર્થ સામા અર્થમાં ફરી જાયછે; ગમન = જવું, આગમન = આવવું; દાન = આપવું, આદાન = લેવું.

उत्;—ચડતું, ઉપર, ઉંચું. ઉત્કૃષ્ટ, ઉત્તમ, ઉત્તેજન, ઉત્પન્ન, ઉત્સાહ, ઉત્થાન (ઉઠવું), ઉત્થાપન, ઉદ્ગાર, ઉદ્ધાર, ઉત્કર (ઉકરડો), ઉન્મત્ત. એનો અપભ્રંશ ઉ.

उप;—સમીપ, નાહાનું. ઉપગુરૂ, ઉપવેદ, ઉપસર્ગ, ઉપવાક્ય, ઉપપદ, ઉપાક્ષર, ઉપગ્રંથ, ઉપદેશ, ઉપકાર. [ ગ્રીક hupo, લા० sub; ઈંગ્રેજી up ]

दुस्—दुर्;—ખોટું. દુષ્કર્મ, દુઃસહ, દુર્ગુણ, દુર્બુદ્ધિ, દુરાચાર, દુર્બલ (અપભ્રંશ, દુબળું). [ ગ્રીક dus.]

नि;—માહેલું, બાહાર, નીચલું, સાર્થનું. શબ્દના અર્થની વિશેષતા દેખાડે. નિધિ, નિદાન, નિદેશ, નિગમન. [ ઈંગ્રેજી *ne* ther ]

निस्;—વિના, નહિ, બાહાર. નિસ્સત (સતવિના), નિશ્ચલ, નિષ્કલંક, નિર્દોષ, નિર્ધર્મ, નિર્ધન, નિર્બલ ( અપભ્રંશ, નબળું ).

परा;—પછું. પરાક્રમ. સાથેના શબ્દનો અર્થ ઉલટાવી નાંખે; પરાજય, પરાભૂત. [ ગ્રીક para, પરા; ઇંગ્રેજી for, *for*-bid ]

परि;—બહુ, ચોગમ. પરિશ્રમ, પર્યટન (બધીદિશાવર ફરવું), પરિધિ. સાથેના શબ્દના અર્થમાં સંપૂર્ણતા જણાવે છે; પરિહાર, પરિક્ષા, પરિવાર. [ગ્રીક peri, પેરિ; લાટીન per, પૈર ]

प्र;—અધિકતા, વિશેષ. પ્રભુ, પ્રયત્ન, પ્રતાપ, પ્રધાન. [ગ્રીક pro; લાતીન pro, ઇંગ્રેજી for.]

प्रति;—ફરી, સામું. પ્રતિવાદ, પ્રત્યુત્તર, પ્રતિભાષા, પ્રતિકાર, પ્રત્યય, પ્રતિકૂલ, પ્રતિપદ (પડવો), પ્રતિબિંબ, પ્રતિદિન, પ્રતિજ્ઞા, પ્રત્યક્ષ [ગ્રીક pros, પ્રોસ; લાતીન *pol* licior]

वि;—ભિન્ન, વિશેષ, અભાવ. વિકાર, વિકર્મ, વિક્રમ, વિશેષ, વ્યાપ, વિસ્મૃ (વિસર), વિયોગ, વિખ્યાત, વિનાશ. સમનો સામો અર્થ. [ફારશી બે.]

सम्;—સાથે, સહ. સંગમ, સંગતિ, સંગ્રહ, સંચય, સંપત, સંભવ, સંબંધ, સંબોધ, સંવાદ. [ ગ્રીક sun, સુન્ , લાતીન con, cum, co, કૉન, કુમ, કો ]

सु;—સારૂં. સુજન, સુવિચાર, સુવાસ, સુગુણ (સગુણ), સુપુત્ર (સપુત) [ ગ્રીક eu, ઈઉ - યુ.]

૩૮૦. બે કે અધિક ઉપસર્ગ સાથે આવે — अति-आ, અત્યાગ્રહ; अधि-आ, અધ્યાહાર; अप-आ, અપાદાન; उप-आ, ઉપાધ્યા; वि-आ, વ્યાકરણ, વ્યાકુળ; सम-आ, સમાચાર; सम उत, સમુત્પન્ન, સમુદાય; सम्-प्र, સંપ્રદાન, સંપ્રદાય; वि-अभि, વ્યભિચાર; वि उत्, વ્યુત્પન્ન.

अधि आ-अव, અધ્યાવાહનિક (કન્યાની સાથે આપે તે પેહરામણી ઇ૦), અધ્યાવરોહણ (ચહડવું); सम्-उप-आ, સમુપાકૃત્ય (પાછું આપવું).

૩૮૧. ઉપસર્ગ શિવાય કોઈ સસ્કૃત મૂળના પૂર્વગ શબ્દ છે —

अ, अन्, अण;—વિના, અભાવ, નિષેધ. અ-જ્ઞાન (જ્ઞાન વિના), અબલ, અધર્મ, અકર્મ, અસત. જો શબ્દનો આદ્યાક્ષર સ્વર હોય તો અ ની છેડે આગમ ન્ આવે; અ(ન્)એક = અનેક, અનત, અનર્થ, અના-

યાસ, અનિષ્ટ, અનૃત (અન્-ઋત). નકારનો ણકાર થયે (૧૦૭ ગ)
અણ; શબ્દનો આદ્યાક્ષર સ્વર ન હોય તોય અણ; અણસમજુ,
અણબોલ્યો, અણદીઠું, અણઘટતુ.

कु;— ખોટું. કુકર્મ, કુબુદ્ધિ, કુપાત્ર, કુવાસના, કુપુત્ર (કપુત); એનો કોઈ
વેળા का થાય, કુપથ – કાપથ, કુપુરુષ – કાપુરુષ.

न;— અભાવ, નિષેધ. ન - અસ્તિક = નાસ્તિક, ન - ગ(મ) = નગ (ન જવાય
તેવી જગ્યા – પાહાડ), નાન્યતર, નપુંસક, નકામું.

नाना;— વિવિધ. નાનારૂપ = વિવિધરૂપ, નાનાપ્રકાર, નાનામત, નાનાવિધ.

पश्चात्;— પછીથી. પશ્ચાત્તાપ = પછીથી તાપ (અપભ્રંશ પસ્તાવો).

पुनर्;— ફરીથી. પુનર્વિવાહ, પુનર્જન્મ, પુનરુક્તિ.

पुरा;— પ્રાચીન. પુરાવૃત્તિ (પ્રાચીન વાતો – ઈતિહાસ), પુરાતન, પુરાણ.

मिथ्या;— ખોટ, અસત્ય. મિથ્યાવાદ, મિથ્યામત. [સજીવ, સફળ.

स – सह;— સાથે, યુક્ત સમ. સગુણ (ગુણ સાથે), સટીકા, સપ્રમાણ,

स्वयम्;— પોતે. સ્વયંભૂર, સ્વયમ્ભુ.

કેટલાએક બીજા અવ્યય સંસ્કૃતમાં પૂર્વગ છે, તેમના સાધેલા શબ્દ થોડા ગુજરાતીમાં ચાલે; જે૦ अधस्, (નીચે) અધઃ સ્થલ, અધોલોક;— अमा (પાસે) અમાવાસ્ય – અમાસ;— अलं (શોભા) અલંકાર;— चिरं (બહુ કાલ) ચિરંજીવી— पुरस् (પૂર્વ) પુરોગામી, પુરોહિત;— प्रातर् (સહવારનું) પ્રાતઃસ્નાન પ્રાતઃકાલ;— बहिर् (બાહાર) બહિર્ગત બહિષ્કાર (જાત બાહર કરવું);— शनैस् ધીમે) શનૈશ્ચર – ધીમે ચાલનાર = શનિ, — शम् (સુખ) શકર; सायम् (રાત્ર) સાયંકાલ; तिरस्, તિરસ્કાર. આ શબ્દ અને એમના જેવા બીજા સંસ્કૃતમાંથી એમને એમજ લીધેલા છે.

૨૪૨ કેટલાએક હિંદુસ્થાની પૂર્વગ શબ્દ ગુજરાતીમાં ચાલેછે –
कम (ફારસી વિશેષણ), થોડું;— કમજોર, કમજાત, કમબખ્ત.
खुश (ફારસી વિશેષણ), ખુશી;— ખુશબો, ખુશખબર, ખુશદીલ.
खूब (ફા૦ વિશેષણ), સારું ખૂબસુરત, ખૂબમજા.

गैर—ગેર (અરબી) વિના, અભાવ, બીજું;—ગેરઅરજ, ગેરવાજબી. व (=અને) गैर ને પૂર્વે આવે 'वगैरे'— વિગરે–વિગ્રે થયછે = અને બીજું = ઇત્યાદિ.

दर (ફારસી) એકેક;—દરેક. એને અનેક અર્થ લાગેછે; = મૂલ્ય, દરમા (મહિનાનું મૂલ્ય – મહિનાની મજુરી); = દરવાજો; દરવાન (દ્વારપાલ); = માહે; દરકાર (કામમા).

ना, नि, निर् (=સંસ્કૃત न — निर्);—નાપાક, નાપસંદ, નાદાર, નાદાન નિકામુ–નકામુ, નિરાલું (= निर्—आल, સર્વ)

नीम, नीमे, (ફારસી વિશેષણ), અર્ધ;—નીમ પગાર, નીમે ભાગ.

नेक (ફારસી વિશેષણ), સારૂં, ખરૂં;—નેકરાજા, નેકબખ્ત.

पेश (ફારસી), પૂર્વનું, મોહડા આગળનુ; પેશખબર (પૂર્વેની વાત – ભવિષ્ય વાત), પેશવા (મોહ આગળનુ માણસ).

बद (ફારસી વિશેષણ = ઈંગ્રેજી bad), ખોટું;– બદનામ, બદ સૂરત, બદફેલ.

बिन (=સંસ્કૃત विना) નહિ, વિના;—બિનમજુરી, બિનનુકશાન, બિનહરકત.

बे (ફારશી = સંસ્કૃત वि), વિના;—બેફિકર, બેઈલાજ.

ला (અરબી), નહિ;—લાચાર (ઉપાય વિના) લાકલામ (કહેવા અયોગ્ય).

शाह, शहा (ફારશી નામ) રાજા, મોટો;—શાહરાહ (રાજમાર્ગ), શાહજાદા (પાટવી પુત્ર).

सर (ફારશી = સંસ્કૃત शिर), માથું, મુખ્ય;—સરસુબેદાર, સરકારકુન.

ટીકા. अ, सु, कु, उ (= સંસ્કૃત उत्), ઇત્યાદિ સંસ્કૃત ઉપસર્ગના અપભ્રંશરૂપો હિંદુસ્થાની શબ્દની સાથે આવે તો તેમ હિંદુસ્થાની ગણાય, અથવા કેવળ અપભ્રંશ ગણાય.

એમજ ગુજરાતીમા ઓ = अव अपि, ઉ = उत, ન = नि निस, સ = सु, દુ = दुस्, ક = कु, ઇ. કેવળ અપભ્રંશ ઉપસર્ગ અને લિંગ ગણવા.

૩૪૩ अनुग, પછીથી આવનારા શબ્દ. ૧. એમના કોઈ આશ્રયદાયકને છેડે વળગી રહેછે; જેમ કે,—જ (जा. ॥. माजम): એ. ચ. ઇ

(तुण्, तुप, तुद); ખી (तुवी, तवी); – आ). કોઈ પૃથક રહેછે ખરા, પણ બીજા શબ્દની પછવાડેજ બોલવામાં આવે; તો (सुणो ને लय), પણ (एवु પણ થાયછે), ખરા રી, રૂં, (तमी आव्या तो ખરા). (૩૨૦).

ટીકા. પૂર્વંગ તથા અનુગ શબ્દોમાં કોઈ ગુણવાચકના, કોઈ ક્રિયાવિશેષણના, કોઈ વાક્યયોગીના અર્થમાં વપરાય.

૩૪૪. प्रत्यय. પ્રત્યયથી સાધિત થનારા શબ્દમાં કેટલાક કૃદંત, અને કેટલાક તદ્ધિતાંત છે. ધાતુને પ્રત્યય લાગ્યાથી જે શબ્દ થાય છે તે કૃદંત, અને બીજા શબ્દને પ્રત્યય લાગ્યાથી જે શબ્દ થાય છે તે તદ્ધિતાંત કહેવાયછે. બધા પ્રત્યયનો સંગ્રહ અહિં કરેલા નથી, પણ ઘણા ખરા એકઠા કરીને દેખાડિયે.

અ.) કૃદંત. ધાતુને કૃદંતના પ્રત્યય લાગતાં તેના અક્ષરમાં ગુણ કે વૃદ્ધિ, લોપ કે આગમ, અને સંધિકાર્યના વિકાર પણ થાય. એકેક ઉદાહરણમાં કેવા કેવા વિકાર થાયછે તેનું વર્ણન કરતાં ગ્રંથ મોટો થશે, માટે ઉદાહરણ ઉપરથી સમજી લેવું કે કેવા વિકાર થયલા છે. બધા પ્રત્યય મૂળે પૃથક શબ્દ હશે, પણ સર્વના પૃથક રૂપ અને પૃથક અર્થ હમણા જણાતા નથી, પણ ઘણા ખરાના હજી જાણવામાં આવેછે. કેટલાએક કૃદંત બીજા શબ્દની સાથેજ – સમાસમાંજ – વપરાય છે.

૧. કર્તૃવાચકનામ.

અ. चुर्, ચોર; दिव्, દેવ; दीप्, દીપ; प्रवह्, પ્રવાહ; हन्—घ्न (જેo; પાપ + ઘ્ન = પાપઘ્ન – પાપનાશક).

अक. कृ, કારક; युज्, યોજક; लिख्, લેખક; नै, નાયક; गै, ગાયક; दृश्, દર્શક; रक्ष्, રક્ષક; पच्, પાચક; पूज्, પૂજક.– નારીજાતિમાં इका; કારિકા, પાચિકા.

अन. मद्, મદન (હરખાવનાર); नद्, નદન; रु, રવન (પોકારનાર) – રાવણ (પોકાર કરાવનાર); श्रु, શ્રવણ.

आलु. पत्, પતયાલુ (પડે એવા); शी, શયાલુ (ઊંઘનાર); दय्, દયાલુ. = आरु. वद्, વંદારૂ (વખાણનાર)

इ. हृ, હરિ (વાક્+હરિ = વાગ્ઘરિ, વચન હરનાર); कृ, કરિ (સૂંઢકરિ

સ્તંભ – ઠગપણા કરનાર ); मद्, મદિ ( ફલ મદિ, ફલ માલનાર – ફલવાન આદ.

इन् (= ई), वद्, वादिन्, વાદી (પ્રતિવાદી ઈ૦); भुज्, ભવી (અનુભવી,ઈ૦); युज्, યોગી; स्था, સ્થાયી.

उ. भिक्ष्, ભિક્ષુ ; इष्, ઈચ્છુ ( ઈચ્છનાર ); विद्, વિદ્ (જાણનાર)

उर. भञ्ज्, ભંગુર (ભાગ હોનાર) ; भास्, ભાસુર ( પ્રકાશનાર ).

उक. घात्, ઘાતક ( ઘાત કરનાર ) ; भिक्ष्, ભિક્ષુક.

कर. (कृ ધાતુ ઉપરથી ઘડેલા શબ્દ સમાસમાં આવેછે).
ભય (ભય) કર = ભયકર (ભયકરનાર) ; દિવાકર (અજવાળુ કરનાર – સૂર્ય), પ્રભાકર (સૂર્ય) ; નિશાકર. એનો અપભ્રંશ ગર ( ૧૦૭ ग ) ચુડગર; ડબગર

कार. (करનો પ્રેરકભેદ. = કરાવનાર એના સામાસિક શબ્દ થાયછે ) ગ્રંથકાર, ( કુશલ કરનાર ) ; કુંભકાર ( એના અપભ્રંશ, કુંભાર – કુંમાર ).

ग. ( गम् ધાતુનો અંશ. અર્થ જનાર. એના સામાસિક શબ્દ થાયછે). દેશગ (દેશે જનાર) ; સમુદ્રગ ( સમુદ્રે જનાર ) ; પૂર્વગ, — અનુગ (પૂર્વે – પછે જનાર), ઉરગ – ઉરગ ( ઉરે જનાર – સાપ ) ; તુરંગ – તુરગ ( ત્વરાએ જનાર – ઘોડો ).

ज. ( जन् ધાતુનો અંશ. અર્થ જન્મનાર.=સમાસ ) અનુજ ( પછી જન્મનાર – પુત્ર, નાહનો ભાઈ ) ; પંકજ ( કાદવમાં થનાર – કમલ ) ; પ્રથમજ (પેહેલા જન્મેલા), પૂર્વજ ( પૂર્વે થએલા )

## ૨ વિવિધ અર્થના નામ

अ. (નરજાતિ નામ). कम्, કામ (ઈચ્છાઅમન વિકાર), कृ, કર (હાથ ઈ)૦; त्यज्, ત્યાગ; पच्, પાક (દુધપાક ઈ૦) पद्, પાદ; भज्, ભાગ; भू, ભવ (જન્મ), भू, ભાવ, लभ्, લાભ.

अन (નાન્યતરજાતિ નામ). स्था, સ્થાન, ઉત્થાન (ઉઠવું), दृश्, દર્શન, પ્રદર્શન, સંદર્શન, ઈ૦; दा, દાન, અપાદાન, સંપ્રદાન, ઈ૦ ; पाल्, પાલન – ળણ, पुष्, પોષન – ણ; हु, હવન, श्रु શ્રવણ, शी, શયન;

भू, ભવન (રેહવાની જગ્યા); कृ, કરણ (સાધન); कृ, કારણ. पर्व्, પર્વન્ – પર્વ (ખંડ, અધ્યાય).

अन નું નારીરૂપ अना છે. प्रार्थ, પ્રાર્થના; रच, રચના; विद्, વેદના; भू, ભાવના.

अस्—इस्—उस्. (નાન્યતરજાતિનાં નામ). तम, તમસ્ (અંધકાર); तिज, તેજસ્ (તેજ); पय, પયસ્-પય (દુધ); छद, છંદસ્-છંદ. द्युत्, જ્યોતિસ્ –જ્યોતિ – જોત; चक्ष्, ચક્ષુસ્ – ચક્ષુ, – ચખ (આંખ).

ટીકા. સ નો લોપ થયે આ પ્રત્યયથી સાધિત થએલા શબ્દ અકારાંત અને ઈકારાંત જેવા દેખાય છે. તોયપણ સમાસમાં સકાર ફરી દેખાય છે; જેમકે, જ્યોતિશ્શાસ્ત્ર – જ્યોતિઃશાસ્ત્ર; ધનુસ્ – વિદ્યા, ધનુર્વિદ્યા.

ज्ञ, (ज्ञा ધાતુનો અંશ. અર્થ, જાણનાર). પ્ર-આ-જ્ઞ = પ્રાજ્ઞ (વિદ્વાન), અજ્ઞ (નહિ જાણનાર); સુજ્ઞ (સારૂ જાણનાર).

त. (સમાસમાં). કર્મકૃત (કામ કરનાર); દેવસ્તુત (દેવને સ્તવનાર – વખાણનાર); આરણ્યગત (વને ફરનાર).

तृ, ता (तॄ ધાતુનો અંશ. અર્થ, પાર પાડનાર (રપેડ), ધાતુનો અર્થ પૂરો કરનાર. श्रु શ્રોતા; दा, દાતા; विद्, વેત્તા; भुज, ભોક્તા. કોઈ વેળા ઈ આગમ આવે; क्रम्, ક્રમિતા (ચાલનાર); भू, ભવિતા (રેહનાર). માતા પિતા ઈત્યાદિ સગાનાં નામમાં એજ પ્રત્યય આવેછે.

द (ધાતુ दा. અર્થ, દેનાર. સમાસમાં આવે). વરદ, વર-આશિરા દેનાર; વારિદ, વારિ – જળ દેનાર, મેઘ.

धरा (ધાતુ धृ. ધરનાર – ઝાલનાર. સમાસમાં આવે.) વસુધરા – વસુ (દ્રવ્ય) ધરનાર = પૃથ્વી.

भर (ધાતુ भृ. અર્થ, પોશનાર – પોશણ કરનાર. સમાસમાં આવે). વિશ્વંભર – વિશ્વનો પોશક, ઈશ્વર.

भु-भू (ધાતુ भू. અર્થ હોનાર). સ્વયંભૂ – ભુ. (પોતે – પોતાથી હોનાર – જેનો કોઈ કર્તા નથી); શંભુ (સુખે રેહનાર); પ્રભુ; વિભુ (ધણી).

र. नम्, નમ્ર (નમી રેહનાર); हिंस्, હિંસ્ર (મારનાર); कम्, કંપ્ર (કાંપનાર).

वर—त्वर. स्था, સ્થાવર – સ્થિર; इश्, ઈશ્વર; जि, જીત્વર – જીતનાર.

आ. (આના નારીજાતિ નામ થાયછે.) इष्, ઇચ્છા; कथ्, કથા; चित्, ચિંતા; पीड्, પીડા; तुल्, તુલા; शिक्ष्, શિક્ષા; संज्ञा+आ, સંજ્ઞા (નામ); आज्ञा+आ, આજ્ઞા.

इ. (નરજાતિ નામ થાયછે). दा धा ધાતુ પૂર્વે ઉપસર્ગ અને આગળ इ પ્રત્યય સ્વીકારે તો ધાતુનો અંત્યસ્વર ઉડી જાયછે. आ-दा-इ = આદિ; सं-धा-इ = સંધિ; नि-धा-इ = નિધિ; परि-धा-इ = પરિધિ.

ति. (નારીજાતિ નામ). शक्, શક્તિ; कृ, કૃતિ; गम्, ગતિ; नी, નીતિ; स्मृ, સ્મૃતિ; क्षुध्, ક્ષુધિ. તિને સ્થળે કોઈ ધાતુની સાથે नि આવે; हा, હાનિ.

त्र—इत्र—त्रिम्. (જાતિ નાન્યતર. જેણે કરીને કંઈ થાયછે એ અર્થ દેખાડે છે.) अस्, અસ્ત્ર; शस्, શસ્ત્ર; शास्, શાસ્ત્ર; गम्, ગાત્ર; पा, પાત્ર; स्तो, સ્તોત્ર; क्षि, ક્ષેત્ર (અપભ્રંશ ખેતર);—
चर्, ચરિત્ર; पू, પવિત્ર; वद्, વાદિત્ર (વાજું);—
कृ, કૃત્રિમ (કુત્રિત, કર્યા).

न. (જાતિ, નર). यत्, યત્ન; यज्, યજ્ઞ; स्वप्, સ્વપ્ન.

या. (જાતિ નારી). कृ, ક્રિયા; विद्, વિદ્યા.

३. વિશેષણના:—

त्,—इत् પ્રત્યય કર્મણિ ભૂતકાળનો અર્થ દર્શાવે છે. कृ, કૃત, गम्, ગત; ख्या, ખ્યાત.

કોઈ ધાતુની સાથે, त्‌ને સ્થળે न, ट; ऋ, ઋણ; कॄ, કીર્ણ; पॄ, પૂર્ણ; लग्, લગ્ન; खिद्, ખિન્ન; दृश्, દૃષ્ટ; नश्, નષ્ટ.

अनीय. રમણીય; दृश्, દર્શનીય.

य—स. कृ, कार्य—કૃત્ય; पूज्, પૂજ્ય; युज्, યોગ્ય;— આ પ્રત્યયે થનારા કેટલાએક શબ્દ મૂળે વિશેષણ છતાં વિશેષ્યને અર્થે વપરાય છે; आचार्, આચાર્ય; गद्, ગદ્ય; पद्, પદ્ય; वच्, વાક્ય.

४. સંસ્કૃતમાં જે પ્રત્યય ઉણાદિ કહેવાય છે તેમના કેટલાએક નીચે દેખાડિયે છિયે

अन् = आ. राज्, રાજન્ – રાજા; यु, યુવન્ – યુવા, पर्व, પર્વન્ – પર્વ.

अल-अला. कम्, કમલ – કમલા; मुस्, મુસળ; छो, છુલ; मड्, મડલ; मंग्, મગળ.

आल. चड्, ચડાળ – ચાડાળ; पत्, પાતાળ; सृज्, સંગાલ (શીઆળ)

इत. सृ, સરિત (નદી).

इष – इषी. मह्, મહિષ (અપભ્રશ, ભેંસ).

इर – इरा. मद्, મદિર (વિશ્રામસ્થળ), – મદિરા (મધ્ય - દારૂ); रुध्, રૂધિર; बंध्, બધિર (અપભ્રશ, બેહરો); स्था, સ્થિર.

इल. पथ्, પથિલ (પથી)

उ. वा, વાયુ; साध्, સાધુ; तॄ, તરૂ; वस्, વસુ; बंध्, બંધુ; लघ्, લઘુ; पश्, પશુ.

उर. चत्, ચતુર; अंकृ, અંકુર, भज्, ભંગુર

उत. मृ, મરૂત (વા).

ऊ. वह्, વધૂ (વહૂ); तन्, તનૂ; खर्ज, ખર્જૂ (ખજૂર).

ऊर. मो, મયૂર (મોર); स्पद, સિંદૂર.

एर. पत, પતેર (પક્ષી); कुब, કુબેર.

ग – गा शृ, શૃગ – શિંગ (શિંગડુ); गम्, ગંગા.

ठ. कण, કઠ.

ड – डी खन्, ખંડ, दम्, દડ, चन् (કોપવું), ચડ – ચડી.

तु सो, સેતુ (પુલ); तन्, તતુ, धा, ધાતુ; जन्, જતુ; वस्, વસ્તુ.

त – था. रम्, રથ; कुष्, કોષ્ઠ (કોષ્ઠક – કોઠી ઈ०); तॄ, તીર્થ, ऋ, અર્થ. गै, ગાથા.

म. शि, ક્ષેમ; धृ, ધર્મ, युज, યુગ્મ, ग्रस, ગ્રામ – ગામ

व – वा बिश्, બિમ્બ; खट्, ખટ્વા (ખાટલા).

वी — अवी — इवी. पृथ्, पृथ्वी — पृथवी — पृथिवी.

र. वक्, वक्र (વાંક); चद्, ચંદ્ર; छिद्, છિદ્ર; अम्, આમ્ર (આંબો)

[ ૫. અનેક પ્રત્યય અપભ્રંશ રૂપે ચાલે છે, અથવા મૂળ ભાષામાથી ગુજરાતી જીક્યા પછી વાપરવામા આવ્યા છે. તેમના કેટલાએક નીચે દેખાડિયે છિયે.

अ. ક્રિયાપદના મૂળ જેવા દેખાનાર કેટલાએક નામ ગુજરાતીમા ચાલેછે, બોલ, ચાલ. ક્રિયાપદને અર્થે નથી વપરાતા એવા કેટલાએક શબ્દ એજ રૂપના જેવા છે; વાદ, બોર, ભાર.

अंक બેસ, બેઠક; આવ, આવક;

अकी. ડુદ, ડુદકી; ડુબ, ડુબકી.

अण. માગ, માગણ; ધાવ, ધાવણ; વળ, વળણ, ચાલ, ચલણ; ધુચવ, ધુચવણ.

अणी શીવ, શીવણી; બાધ, બાધણી; રાધ, રાધણી; કર, કરણી., ચેતવ, ચેતવણી; ભાળવ, ભાળવણી; આક, આકણી; ઓઢ, ઓઢણી (ઓયણી); માપ, માપણી, લિખ, લેખણી (લેખણ).

अणुं. દળ, દળણું (દયણું); ગળ, ગળણું (ગયણું); ચાવ, ચાવણું. अण, अणी, अणु=अन (૧૦૭).

अणो, ધાવ, ધાવણો —ʼણી —ʼણુ (વિશેષણ).

अत. ગમ, ગમત; રમ, રમત. (નારીજાતિ નામ).

अतर. ભણ, ભણતર; વણ, વણતર; ગણ, ગણતર.

अव = आउ. વેચ, વેચવ; શીખ, શીખવ; પાલ, પાલવ

आइ. ચડ, ચડાઈ; લડ, લડાઈ.

आउ = आऊ (= આલુ). ઉડ, ઉડાઉ; ખરચ, ખરચાઉ; શરમ, શરમાઉ; વગાડ, વગડાઉ, વેચ, વેચાઉ

आना બિછાવ, બિછાના. (હિંદુસ્થાની)

आट. ચળક, ચળકાટ; વણ, વણાટ; ગભરા, ગભરાટ; ગરબડ, ગરબડાટ; કણકણ, કણકણાટ; ફરણ, ફરણાટ; વળવળ, વળવળાટ.

आण — आणी — आणु. વેચ, વેચાણ; ખેંચ ખેંચાણ; કેહ, કેહણી (કથની) — કહાણી — કાણી; ઉધરા, ઉધરાણુ.

आप. મિલ, મિલાપ.

आमण — आमणी. શીખ, શીખામણ; પેહેર, પેહેરામણી.

आरी. પાથર, પથારી

आरो. લૂટ, લૂટારો; બધ, બધારો.

आव. ચડ, ચડાવ; પડ, પડાવ; ઠર, ઠરાવ; મચ, મચાવ.

आवट, બન, બનાવટ; ચાહા, ચાહાવટ.

आलु. લાજ, લજાળુ; ઊંઘ, ઊંઘાળુ; શરમ શરમાળુ.

इ. ખુડ, ખુડી; બોલ, બોલી; ચોર, ચોરી.

इएल. અડ, અડિયેલ.

इण—ण. દે, દેણ; લે, લેણ;.

इत—इतो. લખ, લખિત; શોભ શોભિત; દેખ, દેખિત (દેખિત ભૂલ). લખલખ, લખલખિત; — ઓળખ, ઓળખિતો; માન, માનિતો०; જાણ, જાણિતો० (= સં० त – इत, = ગુ० એલ).

उ. ચાલ, ચાલુ; લાગ, લાગુ; ભર, ભરૂ (પેટભરૂ); એડ, એડુ; ઉતાર, [ઉતારૂ.

एर. ખંડ, ખંડેર. = એલ.

एल. છાપ, છાપેલ; પાળ, પાળેલ. = સં० હત (१०७ ञ).

ओ. (= સં० क), કર્તૃવાચક — લંગડ, લંગડો; બોલ, બોલો (સાચા બોલો); ઝર, ઝરો. ભાવવાચક — મર, મરો; તર, તરો; ઓઢ, ઓઢો.

कणो. માર, મારકણો; બિહી, બિહીકણો; બોલ, બોલકણો.

जुं. ખા, ખાજું.

णुक. વર્ણ, વર્ણુક.

वरो. ખા, ખાવરો; આવ, આવરો = આવક, આવણ.

वाड. મદ, મદવાડ.

**आ. तद्धितांत.** ધાતુસાધિત વિષયપદને કૃદંત, અને કૃદંત ઉપરથી સાધિત શબ્દને તદ્ધિતાત કહેછે. શબ્દ ઘડવા સારૂ જે પ્રત્યય ધાતુને લાગેછે, તે કૃદત પ્રત્યય, અને બીજા શબ્દ ઘડવા સારૂ જે પ્રત્યય કૃદંતને લાગેછે તે તદ્ધિત પ્રત્યય કહેવાયછે. પ્રત્યય લાગતાં બહુધા મૂળ શબ્દમાં અનેક પ્રકારના વિકાર થાયછે. શબ્દનો અંત્યસ્વર ઉ ઊ ઓ હોય, અને પ્રત્યયના આદિએ સ્વર કે ય હોય, તો શબ્દના અત્યસ્વરને સ્થળે અવ થાયછે; ભૃગુ + અ =

ભાર્ગવ, તારુણ+ય=તારુણ્ય જો શબ્દનો અંત્યસ્વર અ આ ઇ ઈ હોય અને પ્રત્યયનો આદ્યાક્ષર સ્વર કે ય હોય, તો શબ્દનો અંત્યસ્વર લોપ થાયછે; ગર્ગ+ય=ગાર્ગ્ય, શિવ+અ=શૈવ. જો શબ્દના આદિયે જોડાક્ષર હોય અને તેમા ય કે વ આવે, તો જોડેલા અક્ષર પૃથક પડેછે, પછી પેહેલાની સાથે ઐ ઔ મળેછે; વ્યાકરણ+અ=વૈયાકરણ (વ્યાકરણી), ન્યાય+ઇક=નૈયાયિક, દ્વાર+ઇક=દૌવારિક.

૧. માતા પિતા પૂર્વજાદિનાં નામ ઉપર સંતાનાનુગાદિની સંજ્ઞા. એઓ વિશેષણ છતાં પણ વિશેષ્ય જેવા વપરાય છે.

अ. શિવ – સુમિત્રા – પંડુ, શૈવ – સૌમિત્ર – પાંડવ

इ. કૃષ્ણ – દેવદત્ત, કાર્ષ્ણિ – દૈવદત્તિ

ईय. ભ્રાતૃ, ભ્રાત્રીય (ભત્રીજો).

उर. (સમાસનું પૂર્વપદ સં, ભદ્ર, અથવા સંખ્યાવાચક શબ્દ, અને ઉત્તરપદ માતૃ (માતા) હોય, તો ઉર પ્રત્યય આવે) ભદ્રમાતા – દ્વિમાતા – ષણ્માતા, ભાદ્રમાતુર – દ્વૈમાતુર – ષાણ્માતુર.

एय. ગંગા – વિધવા – રોહિણી, ગાંગેય – વૈધવેય – રૌહિણેય.

य. ગર્ગ – ગાર્ગ્ય.

## ૨. વિવિધ સંબંધના વિશેષણ.

अ. વિષ્ણુ, વૈષ્ણવ (વિષ્ણુભક્ત); વ્યાકરણ, વૈયાકરણ; ચિત્રા (નક્ષત્ર), ચૈત્ર

आल – आट. વાક (વાચા), વાચાલ – વાચાટ.

इक. લોક, લૌકિક; માસ, માસિક; વર્ષ, વાર્ષિક; નિશા (રાત્રિ), નૈશિક, સમય, સામયિક; કાલ, કાલિક; ધર્મ, ધાર્મિક; ઇતિહાસ, ઐતિહાસિક; પુરાણ, પૌરાણિક; દેવ, દૈવિક.

इत. દુઃખ, દુઃખિત, હર્ષ, હર્ષિત; લજ્જા, લજ્જિત.

इन्. (પ્રથમા નરજાતિ ઈ,— નારીજાતિ इनी,— નાન્યતર इन्). માલા, માલિન્ (નર૦ માલી – નારી૦ માલિની); શાસ્ત્ર, શાસ્ત્રિન્ (શાસ્ત્રી). ૫૪ ૫૮ મા જોવું.

इन. મલ, મલિન (મેલા) – મલિની (મેલી).
इम. અંત, અંતિમ ; પશ્ચ, પશ્ચિમ – પશ્ચિમા.
इय. યજ્ઞ, યજ્ઞિય (યજ્ઞ સંબંધી); રાષ્ટ્ર, રાષ્ટ્રિય (સૈન્ય – લોક સંબંધી).
इल. પંક (કાદવ), પંકિલ (કાદવનો).
ईन (नारी० ईना). કુલ, કુલીન (કુલનો) – કુલીના (કુલની).
ईय. પર્વત, પાર્વતીય (પર્વતનું); રાષ્ટ્ર, રાષ્ટ્રીય; અનેકીય (અનેકનું); દ્વિતીય, તૃતીય, ઈ૦ (બીજું, ત્રીજું ઈ૦).
कीय. સ્વ, સ્વકીય (પોતાનું); પરકીય (પરનું). કદાચ = હિંદુસ્થાની ષષ્ઠીનો પ્રત્યય का,– અને ગુજરાતી કેરો.
एय. પુર, પૌરેય (પુર-ગામના લોક); પૌરુષેય (પુરુષગુણ).
तन. (વિશેષે કરી કાલવાચક શબ્દને લાગે). સદા, સદાતન; સના, સનાતન (સદાનો), અદ્ય, અદ્યતન (આજનો); પુરા, પુરાતન (પૂર્વનો).
म. આદિ, આદિમ ; મધ્ય, મધ્યમ ; અધ(સ્), અધમ.
मत्. (પ્રથમા નર૦ માન્, – નારી મતી, – નાન્ય૦ મત્). ધી (બુધી), ધીમાન્ – ધીમતી – ધીમત્. નામને અંતે કે ઉપાંતે મ, અ, આ, હોય, તો મ ને સ્થળે વ થાય; ધન, ધનવાન્ – ધનવતી – ધનવત્. વિદ્યાવાન.
य. તાલુ, તાલવ્ય ; દંત, દંત્ય ; ગ્રામ, ગ્રામ્ય; મુખ, મુખ્ય; ગો, ગવ્ય.
लु. દયા, દયાલુ ; કૃપા, કૃપાલુ ; કરુણા, કરુણાલુ.
विन्. (પ્રથમા નર૦ વી, – નારીવ વિની, – નાન્ય૦ વિન્), તેજસ્, તેજસ્વી – તેજસ્વિની – તેજસ્વિન્.
वल. (કદાચ=ગુજરાતી વાળો). શિખા, શિખાવલ (શિખા – ચોટલીવાળો).
श. કપિ (વાનર), કપિશ (વાનર રંગનો). [કદાચ=ગુજરાતી શ; પીળુ, પીળાશ ; કાળું, કાળાશ].

૩. ભાવવાચક નામ

अ. ગુરુ (ભારે) ગૌરવ ; પુરુષ, પૌરુષ , શુચી, શૌચ
ता. સત્વ, સત્વતા ; દુષ્ટ, દુષ્ટતા ; કૃષ્ણ (કાળું), કૃષ્ણતા
त्व. પુરુષ, પુરુષત્વ ; મિત્ર, મિત્રત્વ; દૃઢ, દૃઢત્વ ; સત્, સત્ત્વ. (=પણું.)
य. કવિ, કાવ્ય.

૪. અપભ્રંશ, અથવા મૂળમાંથી નીકળ્યા પછી ગુજરાતીમાં આવેલા પ્રત્યય.

अल. દેવ, દેવલ; (દેવાલય ? — અથવા દેવકુલ; ૧૦૭ જો)

आई. (ભાવવાચક નામ. નારીજાતિ.) ઊંડ, ઊંડાઈ; ચોકસ, ચોકસાઈ; લાંબું, લંબાઈ; મોટું, મોટાઈ; ગરીબ, ગરીબાઈ; ઠગ, ઠગાઈ = દુષ્ટતા.

आण. (ભાવવાચક નામ. નારી.) ઉંચું, ઉંચાણ; ઊંડું, ઊંડાણ; પોલું પોલાણ.

आणो. (વિશેષણ). ઉપર, ઉપલાણો = ઉપરાણો.

आयत. પગ, પગાયત (પગાત).

गार. = કાર. (સમાસમાં આવે છે). કુંભ, કુંભકાર — કુંભાર — કુંભાર; સાહુ, સાહુકાર — સાહુકાર; સુવર્ણ (સોનું), સુવર્ણકાર — સોનાર (સોની); — ચર્મ, (ચામડું) ચર્મકાર — ચમાર (ચામડિયો).

आरो = કાર. પૂજાકાર — પૂજારો; રંગકાર — રંગારો.

आळ — आळो = કાળ. સમાસમાં ઘટિકા — ઘડી + કાળ = ઘડીઆળ; ઉષ્ણ કાળ, ઉન્હાળો; શીતકાળ, શીઆળો.

आळ — आळो = વાળો — આળુ (વિશેષણ). રૂપ, રૂપાળો; દાઢી, દાઢીઆળો. રેતી, રેતાળ — રેતાળુ; પત્થર, પત્થરાળુ; સાહી, સાહીઆળ.

आश (ભાવવાચક નામ). મીઠું, મીઠાશ; કડવું, કડવાશ; ખાટું, ખટાશ; ચીકણું, ચીકાશ.

इष्ट. (= ઈંગ્રેજી est) આ પ્રત્યયને પૂર્વે શબ્દના અંત્યસ્વરનો લોપ થાય છે. • પાપી — પાપ, પાપિષ્ટ; ગર્વી — ગર્વ, ગર્વિષ્ટ; ક્રોધી — ક્રોધ, ક્રોધિષ્ટ ઈ વિના પણ આ પ્રત્યય આવેછે; દુષ્, દુષ્ટ.

ई. = ઈન — ઈન (વિશેષણ). સુખ, સુખી; દુઃખ, દુઃખી — દેશ, દેશી; ગુજરાત, ગુજરાતી; કાઠીઆવાડ, કાઠીઆવાડી. હિંદુસ્થાનીમાં પણ એજ પ્રત્યય આવેછે; ગુલાબ, ગુલાબી; મુલુક, મુલકી.

ई. (નારીજાતિ પ્રત્યય. સં० ઈ, અને આનો અપભ્રંશ). ઘોડો, ઘોડી; દેવ, દેવી. અલ્પાર્થે — લોટો, લોટી; વાટકો, વાટકી; ટેકરો, ટેકરી

ई. (ભાવવાચક નામ) ખેતર, ખેતી; સાહેબ, સાહેબી; સરદાર, સરદારી.

ईओ — इयो. દુઃખ, દુખીઆ — દુખિયો; સુખ, સુખીઆ — સુખિયો. ભૂમિ, ભોમીઆ, ભોમિયો; કચ્છ (જલ સમીપ ભૂમિ) કાછીઆ — કાછિયો;

નિશાળ, નિશાળીઆ – નિશાળિયો. મૂળે વિશેષણ, પણ વિશેષ્યાર્થે વપરાય છે.

ईलो. (વિશેષણ=સં० इन्, इल्.) રસ, રસીલો (રસિક); હઠ, હઠીલો. =વાળો, નાતીલો = નાતવાળો. આ પ્રત્યય અને ભૂત કૃદંત પ્રત્યય એકજ મૂળના હશે.

एक. (અલ્પાર્થ.) કંઇ, કંઇએક – કંઇક; કેટલું, કેટલાએક – કેટલાક; થોડું, થોડુંએક – થોડુંક; ઘણું, ઘણાએક – ઘણાક – ઘણુંક; પાંચ, પાંચેક; દશ, દશેક.

एर. (સંસ્કૃત ગૃહનો અપભ્રંશ). માતૃગૃહ (માનું ઘર), માએર; પિતૃગૃહ (બાપનું ઘર), પિએર.

एरो. (વિશેષણના અર્થમાં વધારો કરાવેછે). ઘણું, ઘણેરૂં; ઝાઝું, ઝાઝેરૂં; મોહુ, મોટેરૂં; નાહાનું, નાહાનેરૂં.

ओ. (સં० સ. મૂળે દર્શકસર્વનામ. પ્રથમા અને ષષ્ઠી વિભક્તિના પ્રત્યયમાં, અને વિશેષ્યને અર્થે વપરાયલા વિશેષણમાં આવેછે.) કોઈ જન, કુલ, કે જાતિના મૂળ ગામ કે સ્વસ્થાનના નામની સાથે મળે છે; વડનગર, વડનગરો; ખેરસદ, ખેરસદો.

સ્વાર્થને અર્થે પણ આવેછે; મૂર્ખ, મૂર્ખો; વાર, વારો.

ओटो. લાખ, લખોટો.

कार. (=સં० કાર. કરનાર). સરકાર; સાહુકાર; ખદકાર.

को, यको. એક, એકકો; દશ, દશકો; શૈ, રાયકો.

की. એક, એકકી; બે, બેકી.

गर (=સં० કર કરનાર). ચૂડ, ચૂડગર; ડબુ – ડબ, ડબગર; જાદુ, જાદુગર. હિંદુસ્થાની શબ્દને પણ આ પ્રત્યય લાગે છે; સોદા (વ્યાપાર) સોદાગર; જર (સુવર્ણધાટ), જરગર (સોની).

गरो. કહ્યુ, કહ્યાગરો; કામ, કામગરો; વાત, વાતગરો.

गाळ – गाळो (=કલ). લગ્નકાલ, લગ્નગાળો; કેરીકાલ, કેરીગાળો; વચકાલે, વચગાળે (એ શબ્દ સ્થળાર્થે પણ વપરાય છે).

डो०. અ.) અલ્પાર્થે — વૈરાગી, વૈરાગડો ; મહાદેવ, મહાદેવડો ; ગામ, ગામડું ; મુખ, મુખડું — મોહડું ; પલંગ, પલંગડી ; ઝૂમ્પો, ઝુમ્પડો.

આ ) સ્વાર્થે. બાઈ, બાઈડી ; ભાઈ, ભાઈડો ; રાખ, ગખોડી ; દોર, દોરડો—'ડી—'ડું.

ઇ ) જાનાર્થે. શીંક, શીંગડી, હાથ, હાથોડી ; દેખાવ, દેખાવડો ; ઉકર, ઉકરડો ; ભમર, ભમરડો ; શી, શીંકડો.

ઈ.) વિશેષણ. ગામ, ગામઠી. (=ઠી. ગામઠી).

तो — दो. (=સં० त ) દર્પણ, દર્પણાતો —'દો, ઉતાર, ઉતરાતો —'દો.

त्र (સ્થળાર્થ.). અત્ર ; તત્ર, કુત્ર ; વગેન (વડોદરૂ — વડોદા — બરોડા)

थीयु પગ, પગથીયુ.

पण — पणु. (સં० त्वन्, मन) ભાવવાચક નામ. ઘરડો, ઘરડપણ —'પણું ; આંધળો, આંધળાપણું ; અધો, અધાપણું ; અવળુ, અવળાપણું.

पो. = પણું. અધો, અધાપો ; ખળ, ખળાપો ; રાંડ, રંડાપો.

मो०. સખ્યાપૂરણાર્થ પ્રત્યય (સં० म ) પાચ, પાચમો ; સાત, સાતમો.

वट — वटो (સં० ता ?) ભાગવટ — ભગવટો, ઘર, ઘરવટ ; નાણું, નાણાવટ ; સાચુ, સાચવટ.

वटी. નાણું, નાણાવટી ; કેકુ — કુકુ, કુકાવટી

वाड. દેશાર્થે — કાઠીઆ, કાઠીઆવાડ ; મારવાડ. ફળીઆનો અર્થે — કોળીવાડ, ઢેડવાડ ; વાણીઆવાડ. ભાવાર્થે — સગવાડ = સગાઈ.

वाडी. ફુલવાડી ; આંબાવાડી ; ઉમરવાડી.

वाडो. ભટ, ભટવાડો ; ઢેડ, ઢેડવાડો.

वाळ (=સં० પાલ ) કોટપાલ—કોટવાળ ; ગોપાલ—ગોવાળ

वाळ (=કર્તૃ.). રખેવાળ (રાખનાર).

वाळी (ભાવાર્થ) રખેવાળી, કોટવાળી.

वला. રાજવલા — રાજવલા (=રાજવાડા)

ल — लो. એક, એકલ, દો (=બે) દોકલ. એક, એકલો —'લી —'લુ

लो० (અ પાર્થે). આદ, આદલો — આ ગો, પાઠી, પાટલો —'લી.

लो०. (વિશેષ્યાર્થે વિશેષણ). પંગો, પાંગળો; અંધો, આંધળો; ગાહે, માહેલો.

लुं. પગ, પગલું; ડગ, ડગલું; બગ, બગલું.

वो. (અલ્પાર્થે) છોડ, છોડવો. ઝાડ, ઝાડવું; ઘાટ, ઘાટવો; જૂઆળ, જૂઆળવો.

शाळ—शाळा. ઘોડો, ઘોડશાળ; ધર્મ, ધર્મશાળા; પાઠ, પાઠશાળા.

शाली. ભાગ્ય, ભાગ્યશાળી; વરા, વગશાળી.

शलुं. કણ, કણગલું.

નગર—નેર, ગામ, પુર, ઇત્યાદિ શબ્દ નગરોનાં નામને છેડે આવે છે; ચંપાનગર—ચંપાનેર, વડગામ, શાહાપૂર. હિંદુસ્થાનીમાં, અબાદ; અહમદ કે અબાદ, અહમદાબાદ = અહમદનું નગર.

૫. કેટલાએક પ્રત્યયો હિંદુસ્થાનીમાંથી આવ્યા છે.

अंदाज. (ફેંકનાર) ગોલંદાજ (ગોળા ફેંકનાર); તીરંદાજ.

आ. ચશ્મ (આંખ) ચશ્મા; હપ્ત (સાત) હપ્તા—હપ્તો (સપ્તાહ—સાત દિવસ).

आवर. જોર, જોરાવર.

इ = ગુજરાતી અપભ્રંશ. મુલ્ક, મુલકી. ईचा. બાગ, બગીચા.

खाना. બબરચી—બબરચીખાના.

खोर (ખાનાર). હલાલખોર; હરામખોર.

गार (= સં० કાર). ગુનાહ, ગુનાહગાર.

गिरी. લુચ્ચો, લુચ્ચેગિરી; ગુલામ, ગુલામગિરી.

गी. તાજુ, તાજગી; માંદો, માંદગી; ગંદુ, ગંદગી.

गीर (= સં० ગ્રહ). જહાન (જગત), જહાનગીર (જગત ગ્રહિ—જગત ઝાલનાર); આલમ્ (સર્વ), આલમ્ગીર (સર્વગ્રહિ, સર્વજીત).

ची—जी. તબુરચી—'જી; મસાલચી—'જી; પખાલચી—'જી.

जादा. (જનિત, પુત્ર) શાહાજાદા (રાજજનિત—રાજપુત્ર); ખાન (ઘર), ખાનજાદા (ઘરમા જન્મેલો).

दान. (= સં० જ્ઞાન જ્ઞ, જાણનાર). હિસાબદાન (ગણિતજ્ઞ—ગણિત જાણનાર); કદરદાન (સ્વભાવ જાણનાર).

दान—दानी. (પાત્ર, વાસણ) કલમદાન; મચ્છરદાની; પિકદાની.

दार (સં० ધૃ ધરવું). દુકાનદાર; જમિનદાર.

नामा (અથ – ખત). શાહાનામા; હુકમનામા
बंद (સં૦ બધ). હલારબંદ; કમરબંદ; નાલબંધ; છુપરબંધ.
बर (લાવનાર). પેગમ્ (સંદેશો), પેગમ્બર (સંદેશીઓ)
बाज (રમનાર). શતરંજબાજ, દારૂબાજ
बान (રાખનાર) મેહેરબાન
मंद. દોલતમંદ, અકલમંદ (= સં૦ મત્ – વત).
रेज. રંગ, રંગરેજ.
वान (= સં૦ વાન રાખનાર – ચલાવનાર). ,ગાડી, ગાડીવાન; દર (દ્વાર) દરવાન; સાર (ઉંટ), સારવાન [ વિગતવાર.
वार. ઉમેદ (આશા), ઉમેદવાર; તફસીલ (વિગત), તફસીલવાર, વિગત
स्तान — इस्तान. તુર્કસ્તાન; અરબસ્તાન; અફગાનિસ્તાન
अबाद (નગર). અહમદ + અબાદ, અહમદાબાદ, ફરાબાદ

૬. પ્રત્યય જેવા દેખાનાર ઘણા ખરા અક્ષર, ખરૂ જોતા, શબ્દ છે, માટે જ્યારે તેઓ બીજા શબ્દની સાથે મળેછે ત્યારે સમાસ થાય છે. એવા કેટલાએક ઉપર આવ્યા છે, બીજા થોડા દેખાડિયે છિયે.
आकृत; — નામાકિત, દેશાકિત, ગુણાકિત
आकुल, — ચિંતાકુલ, ભયાકુલ, નિદ્રાકુલ.
आतुर; — ક્રોધાતુર, શોકાતુર, કામાતુર.
चर; — જલચર, ભુચર, ખેચર, વનચર.
दायक; — દુ ખદાયક, સુખદાયક.
वाइयो (= વાસિયો), એકલવાઈયો = એકલવાસિયો

## समास

૩૪૫ મનમા વિચાર પૃથક હોય તો શબ્દ પૃથક બોલિયે છિયે; પણ જો મનમાં વિચાર સંયુક્ત જેવા થાય, તો શબ્દ પણ સંયુક્ત કરી વાપરિયે છિયે. શબ્દનો એવો સંયોગ સમાસ (સમ્ સાથે, અસ્ રેહવુ) કહેવાય છે, અને સંયુક્ત થએલા શબ્દ સામાસિક કહેવાય છે.

સામાસિક શબ્દના પદને* પૃથક કરીને તેમનો જૂદો જૂદો અર્થ દેખાડવો, એ સમાસનો વિગ્રહ (વેરી નાંખવું) કહેવાયછે; "સૂર્યપ્રકાશ" આ એક સામાસિક શબ્દ છે ; એના પૂર્વપદ અને ઉત્તરપદનું જૂદા કરીને દેખાડિયે કે તેમનો અર્થ "સૂર્યનો પ્રકાશ" એવો છે, ત્યારે સમાસનો વિગ્રહ થયો એવું જાણવું.

સંસ્કૃતમાં સામાસિક શબ્દ અતિ ઘણા છે, અને ઇચ્છા પ્રમાણે નવા નવા શબ્દ ગોઠવવામાં આવેછે. નવા શબ્દ ગોઠવવા વિષે ગુજરાતીમાં આટલી છૂટ નથી; તોપણ, સંસ્કૃતમાંથી લીધેલા ઘણા સામાસિક શબ્દની સાથે, કેટલાએક નવા શબ્દ ગુજરાતીમાં ચાલેછે ; એમ ભૂસર, દ્વીપકલ્પ, ભૂમધ્યસમુદ્ર, ગુરૂત્વાકર્ષણ, સ્નેહાકર્ષણ, સૂક્ષ્મદર્શકયંત્ર, ઇ૦ ઘણા શબ્દ સંસ્કૃતના નિયમ પ્રમાણે ગોઠવાઇને ગુજરાતીમાં નવા ચાલેછે. જો વિદ્યાની વૃદ્ધિની સાથે ભાષાનો અભ્યાસ પણ ચાલે, તો વર્ષોવર્ષ નવા નવા સામાસિક શબ્દ ગોઠવવામાં આવશે.

૩૪૬. સામાસિક શબ્દના અનેક વર્ગ કરેલા છે ; જેમકે — દ્વંદ્વ, તત્પુરૂષ, કર્મધારય, દ્વિગુ, મધ્યમપદલોપી, અવ્યયીભાવ, અને બહુવ્રીહિ સમાસ. પછી વિવિધ સમાસના શબ્દ મળ્યાથી મિશ્ર સામાસિક શબ્દ થાય છે.

૩૪૭. **દ્વંદ્વ સમાસ.** આ સમાસમાં બે કે અધિક નામ બધાંય સમાન અધિકારનાં, અથવા એકજ વિભક્તિમાં આવેછે. એમની વચ્ચે જે સંબંધ છે તે વિશેષે કરીને સમાનાર્થ દર્શક વાક્યયોગી 'અને' કે 'તથા' નો છે, પણ કોઇ વેળા ભિન્નાર્થ દર્શક વાક્યયોગી 'કે' કે 'અથવા' નો છે. "તમારાં માબાપ ક્યાં છે?" એ વાક્યમાં 'માબાપ' આ શબ્દ સામાસિક છે; એનો અર્થ = મા અને બાપ. "એને કોઇ દીકરોદીકરી નથી," એ વાક્યમાં 'દીકરોદીકરી' આ સામાસિક શબ્દમાં સંબંધ = દીકરો કે દીકરી.

૩૪૮. આ સમાસમાં બધાં નામની વિભક્તિ તેનેતેજ હોય છે, પણ છેલા પદનેજ તૃતીયાદિના પ્રત્યયો લાગે છે ; પ્ર૦ દ્વિ૦ માબાપ, તૃ૦ માબાપે, ચ૦ માબાપને, પ૦ માબાપથી, ઇ૦, ગાયવાછુડાએ, ગાયવાછુડાને, ગાયવાછુડાથી, ઇ૦. જો પૂર્વપદને પ્રથમામાં ઓ ઉં પ્રત્યય લાગે (૮૨) તો પ્ર૦ દ્વિ૦ માં પ્રત્યય રહેછે, પણ ઇતર વિભક્તિમાં પ્રત્યયનો લોપ થાય છે, અને પ્રકૃતિના

* સમાસના પેહલા શબ્દને पूर्वपद, છેલા શબ્દને उत्तरपद, અને વચલા શબ્દને मध्यमपद કહેછે.

અલમ્વરની વૃદ્ધિ (અ નો આ) થાય છે; પ્ર૦ દ્વિ૦ દીકરોદીકરી, તૃ૦ દીકરાદીકરીએ, ચ૦ દીકરાદીકરીને, પ૦ દીકરાદીકરીથી.

૩૪૯. સંસ્કૃતમાં બે શબ્દનો સમાસ હોય તો ઉત્તરપદને દ્વિવચનનો પ્રત્યય લાગે, 'માતાપિતરૌ' (માતા અને પિતા); 'રામલક્ષ્મણૌ' (રામ અને લક્ષ્મણ),

ત્રણ કે અધિક શબ્દનો સમાસ હોય તો છેલા પદને બહુવચનનો પ્રત્યય લાગે, રાજા+અશ્વ+રથ=રાજાશ્વરથા (રાજાશ્વરથૌ) એવા સમાસને इतरेतरयोगद्वंद्व કહેછે. વળી, સમાસના છેલા પદને નાન્યતર એકવચનનો પ્રત્યય લાગે; 'હસ્તપદ' (=બે હાથ અને બે પગ). એવા સમાસને समाहारद्वंद्व કહેછે. આ ભેદ ગુજરાતીમાં નથી.

ગુજરાતીમા જે નામને પ્રથમામા ઓ, ઉં, નથી લાગતા (૮૧) તેઓ દ્વંદ્વ સમાસમા આવે તો પાસે પાસે લખાયછે; માબાપ, ધણીધણિયાણી, જળથળવાયુતેજાકાશ. એમના છેલા પદને કોઈ વેળા અનેકવચનનો પ્રત્યય લાગે, ગાયભેંસો

જે નામને પ્રથમામાં ઓ, ઉં, (૮૨) લાગેછે તેમના પ્રત્યય રહેછે, હળગાડું, દીકરોદીકરી, છોકરાછોકરી. અનેકવચનના પ્રત્યય પણ લાગેછે; રથઘોડા; છોકરાછોકરીઓ; બચાંબાળક, ગાડુંબળદિયા (એક ગાડું અને અનેક બળદિયા); ગાડાબળદિયા (અનેક ગાડાં અને અનેક બળદિયા)

ઘણાક દ્વંદ્વ સમાસના શબ્દ શુદ્ધ સંસ્કૃતને રૂપે, અથવા અપભ્રંશ થઈ ગુજરાતીમાં આવેછે; સુતસુતા, પુત્રપુત્રી, દમ્પતિ, જાયાપતિ, ધનીધનિની, (ધણીધણિઆણી), માવિત્ર – માવિત્રો (માતાપિતરૌ).

૩૫૦. વિશેષ્યને અર્થે વિશેષણ વપરાય તો તેમનો પણ દ્વંદ્વ સમાસ થાય છે; નાહાનુંમોટું – નાહાનામોટા – નાહાનામોટા; ખરૂંખોટું; ઉંચનીચ; કાળાગોરા, સાચુંજૂઠું; સાચાજૂઠા ઇ૦.

સંસ્કૃત પર+પર, અન્ય+અન્ય ની વચે આગમ સ્ આવી, સામાસિક શબ્દ પરસ્પર, અન્યોઅન્ય (૩૨. ૨) થાય છે. એક+એક નો એકમેક, અને એક+એક નો એકેક – અકેક થાય છે.

૩૫૧ માણસ પશુ આદિની સંજ્ઞા સામાન્ય નામ હોય (જેમકે–છોકરું મોરૂ), અને અનેકવચનમા બોલાય, તો તેમા, બે નામ નહિ છતા પણ, દ્વંદ્વ

સમાસનો અર્થ આવેછે; જેમકે, છોકરાં=છોકરોછોકરી – છોકરાછોકરીઓ; ઘોડાં = ઘોડાઘોડી.

સંસ્કૃતમાં એકજ જાતિનાં નામ સમાસમા આવે, તો કોઈ કોઈ વેળા પૂર્વપદનો લોપ થાય, અને ઉત્તરપદને દ્વિવચનનો અથવા અનેકવચનનો પ્રત્યય લાગે; પિતરો = માતાપિતરો (એ ઉપરથી ગુ૦ પિતરો = પૂર્વજ); પુત્રા = પુત્રી પુત્રા (છોકરાં).

૩૫૨. **તત્પુરુષ સમાસ.** આ સમાસમાં બેજ નામ આવેછે: પૂર્વપદની વિભક્તિ કદી પ્રથમા હોતી નથી, અને સંબોધનાર્થે પણ નહિ. આ સમાસમાં ઉત્તરપદ મુખ્ય છે. પૂર્વપદમાં તથા ઉત્તરપદમા જે સંબધ, તે પ્રથમાથી સપ્તમી સુધીની કોઈ પણ વિભક્તિનો સંબધ હોયછે. આ વિભક્તિનો અર્થ પૂર્વપદમાં હોયછે, માટે તેની વિભક્તિ પ્રમાણે તત્પુરૂષ સમાસના છ ભેદ થાયછે. સમાસનો વિગ્રહ કરતાં, જો ઉત્તરપદની વિભક્તિ દ્વિતીયા હોય, તો તે દ્વિતીયાતત્પુરૂષ છે; જો તૃતીયા હોય તો તૃતીયાતત્પુરૂષ; ચતુર્થી હોય તો ચતુર્થીતત્પુરૂષ; પચમી, ષષ્ઠી, સપ્તમી હોય, તો અનુક્રમે પચમીતત્પુરૂષ, ષષ્ઠીતત્પુરૂષ, અને સપ્તમીતત્પુરૂષ થાયછે; આ ભેદને વિભક્તિ પૂર્વપદ કહિયે; જેમકે —

દ્વિતીયાતત્પુરૂષ; – જ્ઞાનદાતા (= જ્ઞાન આપે તે); ગ્રંથકર્તા (=ગ્રંથ કરે તે); નિપાકર (= નિપા – રાત્રી કરે તે); ચુડગર – ચુડકર (=ચૂડા કરે તે); છુડીદાર (= છુડી ધરે તે); કુમાર – કુંભાર – કુંભકાર (કુંભ કરે તે). આ સમાસમાં પૂર્વપદ ઉત્તરપદનુ કર્મ છે, માટે ઉત્તરપદમા સકર્મક ક્રિયાપદનો અર્થ જોઈયે.

તૃતીયાતત્પુરૂષ; – લોભમોહિત (= લોભે મોહેલું); હસ્તકાર્ય (= હાથે કરેલું કાર્ય); આંખ્યસ્વપના (= આંખે સ્વપના), મુખ્યમાર (= મુખે મારેલો માર); શબ્દડામ (= શબ્દે દીધેલો ડામ). આ સમાસના સંબધમા કર્મણિ પ્રયોગનો અર્થ, એટલે ઉત્તરપદમાં સહભેદનો, અથવા ભૂતકૃદંતનો અર્થ આવે; દેવદત્ત (= દેવે આપેલુ); દાત્રછિન્ન (= દાતરડે વાઢેલું).

ચતુર્થીતત્પુરૂષ; – ચરણોદક (= ચરણને અર્થે પાણી); યૂપદારુ: (= યજ્ઞસ્તંભને લાકડું – યજ્ઞસ્તંભને અર્થે); યજ્ઞસ્તંભ (= યજ્ઞને સ્તભ – યજ્ઞને અર્થે); અશ્વઘાસ (= ઘોડાને ઘાસ), જનરથ (= જન – લોકને અર્થે રથ). એ સમાસમાં તાદર્થ્યનો સબધ છે, = અર્થે, કાજે, વાસ્તે, ઇ૦.

**પંચમીતત્પુરુષ**,— જાતિભ્રષ્ટ (=જાતિમાથી બ્હાર પડેલા); સ્વર્ગપતન (=સ્વર્ગમાથી પડવું); વ્યાઘ્રભય (વાઘથી – વાઘના કારણથી ભય), તરગચચલ (=તરંગ – મોજાથી – મોજા કરતા ચચલ કે અસ્થિર); લોભમોહ (લોભથી જે મોહ થાય છે તે); ક્રોધતાપ (ક્રોધથી તાપ); ભૂખપીડા (=ભૂખથી પીડા).

**ષષ્ઠીતત્પુરુષ**;— પ્રજાપતિ (પ્રજાનો પતિ); રાજપુત્ર (રાજાનો પુત્ર); રાજગ્રહ (રાજાનો ગ્રહ); પિતૃગૃહ (પિતાનુ ઘર – પિયેર);• માતૃગૃહ (માનું ઘર). આ સમાસના ઘણા શબ્દ ચાલેછે. ષષ્ઠીનો અર્થ સાધારણ સંબંધનો છે, માટે અમુક સામાસિક શબ્દ ષષ્ઠીતત્પુરુષ કે બીજી કોઈ વિભક્તિનો તત્પુરુષ છે, એ કહેવાને કોઈ વેળા કઠણ પડે, 'ગ્રંથ કર્તા' દ્વિતીયા કે ષષ્ઠી તત્પુરુષ હોય; 'શબ્દકામ' તૃતીયા કે ષષ્ઠી ત૦ હોય; 'અભ્યાસ' ચતુર્થી કે ષષ્ઠી હોય; 'વ્યાઘ્રભય' પચમી કે ષષ્ઠી ત૦ હોય. એવા સમાસમા પ્રસંગનુ તાત્પર્ય શું છે તે જોઈને કેવો સમાસ છે તે ઠરાવવું; વિશેષે કરીને ષષ્ઠી નહિ પણ બીજો કોઈ સમાસ ખરો જણાવવામા આવશે

**સપ્તમીતત્પુરુષ**;— ગ્રામસ્થ (ગામમાં રેહનાર); દેશસ્થ (દેશે રેહનાર); અંતસ્થ (મધ્યે રેહનાર), ગૃહસ્થ (ઘરમા રેહનાર); સ્વર્ગવાસ (સ્વર્ગમાં વાસ), ગ્રામવાસ (ગામમા વાસ).

૩૫૩. વિશેષે કરીને તત્પુરુષનુ પૂર્વપદ વિભક્તિના પ્રત્યય રહિત, કેવળ પ્રકૃતિ રૂપે આવે, પણ કોઈ કોઈ વેળા સંસ્કૃત વિભક્તિનો પ્રત્યય રહેછે —

**દ્વિતીયા**;— વિધુતુદ (ચદ્રને દુખાવનાર); ભયકર (ભય કરનાર – ઉપજાવનાર); અરિંદમ (અરિ – શત્રુને દમનાર).

**તૃતીયા**;— ઓજસાકૃત (ઓજસે – બળે કરેલુ), સહસાકૃત (સહસે – શેહથી કરેલું)

**ચતુર્થી**;— પરસ્મૈપદ (બીજાને અર્થે પદ); આત્મનેપદ (પોતાને અર્થે પદ).

**પંચમી**;— પશ્ચાત્તાપ (પછીથી તાપ). એ શબ્દને અવ્યયીભાવમા ગણેછે.

**ષષ્ઠી**;— દિવસ્પતિ (દિવ – સ્વર્ગનો પતિ – ઈંદ્ર); વાચસ્પતિ (વાચાનો પતિ – દેવોનો ગુરુ – ગુરુ).

**સપ્તમી**;— કર્ણેજપ (કાને – કાનમાં જપનાર – બોલનાર – ચાડીખાનાર); ખેચર (આકાશે ફરનાર – પક્ષી), યુધિષ્ઠિર (યુધે સ્થિર); જલેશય (જળે

ઊંઘનાર – માકુણું); કર્તરિપ્રયોગ (કર્તરિ પ્રયોગ); કર્મણિપ્રયોગ (કર્મે પ્રયોગ); ભાવેપ્રયોગ (ભાવે પ્રયોગ); કરણેપ્રયોગ (કરણેપ્રયોગ).

૩૫૪. કોઈ કોઈ વેળા, મુખ્ય શબ્દ, જે કે વિશેષે કરી ઉત્તરપદ હોય છે, તે સમાસનું પૂર્વપદ થાય છે; રાજહંસ (હંસનો રાજા); રાજદંત (દાંતના રાજા – આગલા દાંત); પૂર્વરાત્ર (રાતનો પૂર્વભાગ); પૂર્વકાય (કાયાનો ઉપલો ભાગ).

૩૫૫. જો પૂર્વપદ કેવળ ઉપસર્ગ કે અવ્યય હોય, અને સમાસ એકજ શબ્દ જેવો થએલો હોય, તો તે સમાસને પણ તત્પુરૂષમાં ગણેછે; પરિ+અટન=પર્યટન, પ્ર+નીત=પ્રણીત, કુ+વાસના=કુવાસના, પરા+જય=પરાજય — જો પૂર્વપદ અ – અન્, કે ન હોય તો સમાસને નઞ્તત્પુરુષ કહેછે; અવિચાર, અનર્થ, નપુંસક.

૩૫૬. **कर्मधारय समास.** આ સમાસ તત્પુરૂષનો એક ભેદ ગણેલો છે. બીજા તત્પુરૂષમાં અને કર્મધારયમાં આ ફેર છે કે કર્મધારયનાં પૂર્વપદ અને ઉત્તરપદમાં જે સંબંધ છે તે વિશેષ્ય વિશેષણનો છે, પણ બીજા તત્પુરૂષના પૂર્વપદ અને ઉત્તરપદમાં મુખ્ય શબ્દનો અને વિભક્તિનો સંબંધ છે. કર્મધારયનું પૂર્વપદ ઉત્તરપદનું વિશેષણ છે; તે ગુણવાચક શબ્દ, અથવા ગુણવાચકને અર્થે બીજુ કોઈ નામ હોય; પરમેશ્વર, પરમાર્થ, પરમાત્મા, મહાદેવ, મહર્ષિ, મહાર્થ, સત્કાર્ય, સદાચાર, સદ્ગુણ, પુણ્યકર્મ.

૩૫૭. પૂર્વપદમાં 'મહત્' આવે તો તેનો 'મહા' થાયછે; ઉત્તરપદનો અત્યાક્ષર ન્ હોય તો, ન્નો લોપ થાયછે; મહત્ – મહા+રાજન્=મહારાજ, મહત્ – મહા+ઉક્ષન (બળદ) = મહોક્ષ. તોપણ સુ+રાજન્ = સુરાજ (૩૫૮); અને ગુજરાતીમાં ઘણાય લોક 'મહારાજા' કહેછે.

ઉત્તરપદનો અત્યાક્ષર ઈ હોય તો તેનો લોપ થાય છે; મધ્ય+રાત્રિ= મધ્યરાત – મધરાત.

૩૫૮. કર્મધારયના કેટલાએક ભેદ કરેલા છે. થોડા જણાવિયે છિયે.

ઉપમાનપૂર્વપદ; – એમા પૂર્વપદ ઉત્તરપદ વિષે કંઈ ઉપમા – સરખાપણું દેખાડેછે; ચંદ્રમુખ (ચંદ્રના જેવું મુખ); રાજગુણ (રાજાના જેવો ગુણ); મૃગાક્ષ (મૃગના જેવી આંખ), કમળનેત્ર (કમળ જેવી આંખ).

ઉપમાનોત્તરપદ ;– એના ઉત્તરપદમા ઉપમાર્થ છે; નરસિંહ (સિંહના જેવો નર); પુરૂષવ્યાઘ્ર, પુરૂષસિંહ (વાઘ, સિંહ જેવા પુરૂષ – ઉત્તમ, મોટો પુરૂષ) વાઘ, સિંહ, હાથી, વૃષભ, ઈંદ્ર, ઇ૦ મોટા બલિષ્ટ પ્રાણીની ઉપમા આપતા, બળ, પરાક્રમ, શૂરાપણુ, ઈ યાદિનો અર્થ થાય છે. અને એમજ પાન, રગ, કમલ, ચદ્રની ઉપમા આપતા, રૂપ, સૌંદર્ય, કોમળતાનો અર્થ આવેછે.

વિષય પૂર્વપદ ;– પૂર્વપદનો વિષય વિષે કે સબધી ; દેવબુદ્ધિ (દેવ વિષે–દેવ છે એવી બુદ્ધિ)

અવધારણ પૂર્વપદ ;– પૂર્વપદ વિષે મનની ધારણા, વિદ્યાધન (વિદ્યા એજ ધન છે, એવી ધારણા); ભવસાગર (ભવ – સસાર એજ સાગર).

અહંકાર, અહંકૃતિ, અહંમતિ, વિશ્વજીત, ઇ૦ શબ્દ પણ કર્મધારયમા ગણે છે; કેમકે એમના પૂર્વપદમા કોઈ પણ રીતિએ વિશેષણાર્થ કંઈ આવેછે

૩૫૯. પૂર્વપદમા ઉપસર્ગાદિ પૂર્વગ શબ્દ વિશેષણાર્થે આવે તો કર્મધારયે સમાસ થાય છે; સુપથ (સારો માર્ગ); સુદિન (સારો દિવસ); દુરાચાર (ખોટો આચાર). સમાસમા કુનો કોઈ વેળા કા, અને કોઈ વેળા કદ થાય છે; કુ + પુરૂષ = કાપુરૂષ, કુ + રૂપ = કદરૂપ

૩૬૦. કોઈ કોઈ વેળા વિશેષ્યને અર્થે વિશેષણ ઉત્તરપદમા આવે; પરમધાર્મિક, પરમાદ્ભુત. પૂર્વપદમા વિશેષણાર્થે વિશેષ્ય આવે; મલ (મેલ) + દ્રવ્ય = મલદ્રવ્ય (મેલુ દ્રવ્ય).

૩૬૧. કોઈ વેળા મુખ્ય શબ્દ પૂર્વપદ થયે તેનુ વિશેષણ ઉત્તરપદ થાય છે, પુરૂષોત્તમ (ઉત્તમ પુરૂષ); રાજાધમ (અધમ રાજા); વિપ્રગૌર (ગૌર બ્રાહ્મણ)

૩૬૨. **દ્વિગુ સમાસ.** આ સમાસ કર્મધારયનો એક વર્ગ ગણાય છે. એનું પૂર્વપદ સખ્યાર્થ વિશેષણ હોય છે; દ્વિપથ (બે માર્ગની જગ્યા), ત્રિલોક, ત્રિભુવન, ચતુર્વેદ, ચતુર્યુગ, પચગવ્ય, ષટ્કર્મ, સપ્તર્ષિ, સપ્તધાતુ, અષ્ટાધ્યાયી. દ્વિગુ સમાસમાં સદા સમૂહપણાનો અર્થ આવેછે; ત્રિલોક = ત્રણ લોકનો સમૂહ, ચતુર્વેદ = ચારે વેદનો સમૂહ. આ સમાસ વિશેષણને અર્થે પણ વપરાય; બત્રીસગુણ પુરૂષ, ત્યારે તો તે બહુવ્રીહિ સમાસ થાય છે

૩૬૩. **मध्यमपदलोपी.** સમાસનો વિગ્રહ કરીને અર્થ ખુલો દેખાડતાં, જો પૂર્વપદની અને ઉત્તરપદની વચ્ચે એક કે અનેક શબ્દ લાવવા પડે, તો તે સમાસની મધ્યેથી કોઈ પદનો લોપ થયો એવું દેખાય, માટે તે મધ્યમપદલોપી સમાસ કહેવાયછે; કાળિદાસનાટક= કાળિદાસ (કૃત– કરેલું) નાટક; સાકરભાત =સાકર( થી ભેળવેલું ) ભાત; અભિજ્ઞાન શકુંતલા= અભિજ્ઞાન (સ્મૃત) શકુંતલા = સંકેત કે ચિન્હે કરી (ઓળખાએલી – સંભારણમાં આવેલી) શકુંતલા.

૩૬૪. **अव्ययीभाव.** પૂર્વપદ અવ્યય હોય તો અવ્યયીભાવ સમાસ થાય છે;– યથાશક્તિ (શક્તિ પ્રમાણે); યથાવિધિ (વિધિ–આજ્ઞા પ્રમાણે); યથાસુખ (સુખે); સકોપ (કોપ સાથે–કોપથી); સાદર (આદર સાથે– આદરથી); અનુક્ષણ (ક્ષણે ક્ષણે); પ્રતિમાસ (માસે માસે); પ્રતિવર્ષ (વર્ષોવર્ષ); સમક્ષ (આંખ આગળ); અસંશય (સંશય વિના).

સંસ્કૃતમાં એ સમાસને નાન્યતરનો પ્રત્યય લાગેછે; सकोपं, सादरं, प्रतिमासं, यथासुखं, अनुक्षणं; પણ ગુજરાતીમાં આ પ્રત્યયનો લોપ થાય છે. અવ્યયીભાવ સમાસ પ્રાયઃ ક્રિયાવિશેષણને અર્થે વપરાય છે.

૩૬૫. **बहुव्रीहि.** જે કોઈ સમાસ (દ્વંદ્વ, તત્પુરૂષ, કર્મધારય, દ્વિગુ, મધ્યમપદલોપી, અવ્યયીભાવ) વિશેષ્યને અર્થે નહિ, પણ વિશેષણને અર્થે વપરાય, તો તેનું ઉત્તરપદ વિશેષણ થાય છે, અને સમાસ બહુવ્રીહિ કહેવાય છે. બીજા સમાસના જે જે ભાગ થાય છે, તેજ બહુવ્રીહિના પણ થાય છે.

દ્વંદ્વ બહુવ્રીહિ;– મરણવ્યાધિશોક પ્રાણી (જે પ્રાણીને મરણ વ્યાધિ અને શોક છે તે); શુભાશુભ (જેમાં શુભ અને અશુભ ગુણ છે તે).

દ્વિતીયા બહુવ્રીહિ;– ભયંકર શત્રુ (ભય ઉપજાવનાર શત્રુ).

તૃતીયા બહુ૦;– ઓજસાકૃત કાર્ય (બળે કરેલું કાર્ય); દેવદત્ત શાસ્ત્ર (દેવનું આપેલું શાસ્ત્ર). આ સમાસનું ઉત્તરપદ કર્મણિ કૃદંત છે, માટે કહેવાય કે તૃતીયાતત્પુરૂષ બહુવ્રીહિને સમાન છે.

ષષ્ઠી બહુ૦;– રાજમાર્ગ નિયમ (રાજ માર્ગનો જે નિયમ તે); રાજપુત્ર ગુણ (રાજાના પુત્રનો જે ગુણ).

સપ્તમી બહુ૦;– વનેચર પશુ (વને ચરનાર પશુ); ગ્રામસ્થ બ્રાહ્મણ (ગામે રહેનાર બ્રાહ્મણ).

ગુણવાચકપૂર્વપદ બહુ૦ (=કર્મધારય) ;– મહાબલ યોદ્ધા (=મહાબળી– બલના યોદ્ધા); મહામન રાજા (મહા મનનો રાજા); પીતાંબર યતિ (પીળાં વસ્ત્ર પેહરનાર જતિ); ગોળાકાર પદાર્થ. (જેનો આકાર ગોળ છે, તે પદાર્થ).

ઉપમાનપૂર્વપદ બહુ૦;– સિંહરૂપ પતિ (જે પતિને સિંહના જેવું રૂપ છે તે); કમલનેના સુંદરી (જે સ્ત્રીને કમલ જેવી આંખ છે તે).

અવધારણપૂર્વપદ બહુ૦;– યશોધન વિદ્વાન (યશજ ધન છે એવું ધારનાર વિદ્વાન).

નઞ્ બહુ૦;– અયાન પ્રજા (જે પ્રજાને યાન નથી તે); અનંત કાલ (જે કાલને અંત નથી તે).

અવ્યયીભાવ બહુ૦;– સફલ ભૂમિ (ફલ સાથેની– ફલવાન ભૂમિ); સજીવ જંતુ (જીવ સાથે– જીવવંત જંતુ); સુમુખ જન (જેને સારૂં મુખ છે તે જન); દુષ્કર કાર્ય (કરવા કઠિણ તેવું કાર્ય); સનાથ સ્ત્રી (નાથ સાથેની સ્ત્રી).

ષષ્ઠીવિભક્તિ વિશેષણ સમાન છે, માટે જો કોઈ પણ વિશેષ્ય સમાસની વિભક્તિ પછી થાય તો તેનો અર્થ બહુવ્રીહિ સમાસને સમાન ગણાય.

૩૬૬. **संयुक्त समास.** બે કે અધિક સામાસિક શબ્દ એકઠા મળીને એક લાંબો સામાસિક શબ્દ થાય, ત્યારે સંયુક્ત સમાસ થયો એવું કહિયે. સંસ્કૃતમાં બહુજ લાંબા સંયુક્ત સામાસિક શબ્દ થાય છે; કોઈ વેળા વીસ કે ત્રીસ (કોઈ કહેછે કે, દોઢસો) ની સંખ્યા સુધી પદ મળીને એક સામાસિક શબ્દ થાય. એવા લાંબા સમાસોમાં જોડનારની ચતુરાઈ દેખાય, પણ ઉપયોગ અલ્પ છે. તોય ચાર પાંચ કે છ પદના સમાસ સંસ્કૃતમાં બહુ વાપરવામાં આવેછે, અને તેથી ભાષા દીપતી દેખાય છે. ગુજરાતીમાં સંયુક્ત સમાસ થોડાજ વપરાય છે;–

પૂર્વજન્મકૃત કાર્ય (વિગ્રહ, પૂર્વના જન્મમાં કરેલાં કાર્યો);– ૧ લું + ૨ જું પદ (પૂર્વ + જન્મ) = ગુણવાચક પૂર્વપદ તત્પુરૂષ – કર્મધારય; ૧લું ૨જું + ૩જું પદ (પૂર્વજન્મ + કૃત – પૂર્વ જન્મમાં કરેલાં) = સપ્તમી તત્પુરૂષ. પણ આ ષષ્ઠીતત્પુરૂષ વિશેષણને અર્થે પરપદ "કાર્ય"ની સાથે આવેછે, માટે સપ્તમી બહુવ્રીહિ સમાસ થયો;–

એકરાત્રનિર્વાહોચિત (વિગ્રહ, એક રાત્રિના નિર્વાહને ઉચિત);– ૧લું +૨જુ પદ (એક+રાત્રિ)=દ્વિગુ સમાસ; ૧લું ૨જુ+૩જુ (એક રાત્ર)+ નિર્વાહ – એક રાત્રિનો નિર્વાહ)=ષષ્ઠી તત્પુરૂષ; ૧લું ૨જુ ૩જુ+૪થું (એક રાત્રનિર્વાહ+ઉચિત —'નિર્વાહને ઉચિત)=ચતુર્થી તત્પુરૂષ; જો છેલું પદ વિશેષણાર્થે વપરાય, અને તેની આગળ પરપદ આવે તો બહુવ્રીહિ સમાસ થાય;–

કાલાંતરાવૃત્તિશુભાશુભ (વિગ્રહ, કાલના અંતરની આવૃત્તિ – ગતિમાં શુભ અને અશુભ);– ૧લું+૨જુ પદ (કાલાંતર – કાલનો અંતર)=ષષ્ઠી ત° ૧લું ૨જું+૩જું પદ (કાલાંતર+આવૃત્તિ – કાલાંતરની આવૃત્તિ)=ષષ્ઠી તત્પુરૂષ; ૧લું ૨જુ ૩જુ+૪થું ૫મું પદ (કાલાંતરાવૃત્તિ+શુભાશુભ—'આવૃત્તિમાં શુભાશુભ)=સપ્તમી તત્પુરૂષ; ૪થું+૫મું (શુભાશુભ – શુભ તથા અશુભ) =દ્વંદ્વ; છેલું પદ 'અશુભ'=અ+શુભ, માટે નગ્તત્પુરૂષ – અથવા અવ્યયીભાવ સમાસ છે. આગળ પરપદ આવે તો આખો શબ્દ=બહુવ્રીહિ.

## समासनुं कोष्टक.

१. द्वंद्व. अ) માબાપ, ગાડુંબળદિયા, રથઘોડા, છૈયાંછોકરાં.
आ) બઈબોડું, સારુંગુંગું, નહાનામોટા.
इ) એકવીસ, પચીસ (એ દ્વિગુમાં પણ ગણાય).
ई) દ્વંદ્વ સમાન અનેકવચન, છોકરાં, ઢોરાં.

२. तत्पुरुष. १ अ) विभक्तिपूर्वपद. દ્વિ° કુંભાર, તૃ° દેવદત્ત, ચ° અસ્વઘાસ, પં° વાઘભય, ષ° રાજમાર્ગ, સ° ગ્રામસ્થ.
आ) विभक्ति उत्तरपद. રાજહંસ, રાજ્દત.
इ) नञ्. અવિચાર, અનર્થ, નપુંસક
२ कर्मधारय. अ) गुणवाचक पूर्वपद. મહારાજ, સદ્ગુણ.
आ) गुणवाचक उत्तरपद. પુરૂષોત્તમ.
इ) उपमान पूर्वपद. કમલનેત્ર, મૃગાક્ષ. (આ શબ્દ વિશેષણાર્થે વપરાય તો બહુવ્રીહિ.)
ई) उपमान उत्तरपद. નરસિંહ.

उ) विषयपूर्वपद. દેવબુદ્ધિ.

ऊ) अवधारणपूर्वपद. વિદ્યાધન, ભવસાગર.

ए) विशेषणसम अव्ययपूर्वपद. સુગુણ, દુર્ગુણ, કુકર્મ, કાપુરૂષ, કદ્રૂપ.

ऐ) विशेषणसम इतरपूर्वपद. અહંકાર, વિશ્વજીત.

ओ) अर्थयुक्ताव्ययपूर्वपद. પર્યટન, પ્રણીત.

૩ संख्यापूर्वपद = द्विगु. દ્વિપ, ત્રિગુણ, ચતુર્વેદ.

૪ मध्यमपदलोपी કાળીદાસનાટક, અભિજ્ઞાન સકુંતલા.

૩. अव्ययीभाव. अव्ययपूर्वपद. યથાશક્તિ, સકોપ, પ્રતિવર્ષ.

૪ मिश्र. જો એક સામાસિક શબ્દમાં ઉપરના બે કે અધિક પ્રકારના સમાસ મળે તો મિશ્રસમાસ થાય છે.

विशेषण. बहुव्रीहि. ઉપર વર્ણવેલા કોઈ પણ સમાસ વિશેષ્યાર્થે નહિ પણ વિશેષણાર્થે વપરાય તો બહુવ્રીહિ થાયછે.

નર નગર દેશાદિની સંજ્ઞામાં વિવિધ સામાસિક શબ્દ આવે. રામભાઈ, ગંગારામ દયાલજી; વડગામ, શાહાપુર, શ્રીનગર, જૂનાગઢ, વિકાનીર; સિંધુનદ, ગંગાનદી; ગંગોત્રી, ગોમુખ, સ્તંભાવતી — સ્તંભતીર્થ (ખંભાત), કાઠિઆવાડ

## वाक्य विन्यास.

૩૬૭. શબ્દના જે સમુદાયે કરીને મનનો એક સંપૂર્ણ વિચાર, કે અભિપ્રાય, જણાવિયે છિયે તે વાક્ય છે. વાક્યમાં શબ્દની ગોઠવણી શી રીતિએ થાય છે, એટલે વાક્યના નિયમ કેવા છે, તેનું વર્ણન વાક્યવિન્યાસમાં આવેછે (પૃષ્ઠ ૩).

૩૬૮. મનના પ્રત્યેક વિચાર કે અભિપ્રાયમાં બે વિષયો તો જોઈયેજ; પેહેલો, કોઈ પણ વિષય જેના સબંધી મન વિચાર ચલાવી શકેછે, — એને વિશેષ્ય કહિયે; બીજો, આ વિશેષ્ય સબંધી મન શું જાણેછે કે ધારેછે તે, — એને વિશેષક કહિયે. રત્ન અને લાલ, આ બે શબ્દ છે; એકકનો અર્થ

એક વિશેષ્ય છે, જેના સંબંધી મનમાં જૂદા જૂદા વિચાર હોય. એમની વચે કોઈ સંબંધ ધારતા હઈયે તો હો ક્રિયાપદ વાપરીને, રત્ન લાલ છે એવું કહિયે; એવું કેહતાં એક વાક્ય સંપૂર્ણ થાય છે. આ વાક્યમાં 'રત્ન' વિશેષ્ય, 'લાલ' વિશેષક, અને 'છે' સંબંધક છે. તર્ક શાસ્ત્રમાં પ્રત્યેક વાક્યના આ ત્રણ ભાગ, કે પક્ષ, ગણાય છે, વિશેષ્ય પક્ષ (રત્ન) – વિશેષક પક્ષ (લાલ) – અને વિશેષ્ય વિશેષકમાં સંબધ દર્શાવનાર (છે).

પણ વ્યાકરણમાં વિશેષક ક્રિયાપદમાં ભળેલા હોય છે. રત્ન અને ચળકાટ, આ બે વિષયોમાં સંબંધ જણાવતાં, 'રત્નમાં ચળકાટ છે' એવું કહિયે' અથવા વિશેષકનો અર્થ ક્રિયાપદમાં લાવીને 'રત્ન ચળકેછે' એવું કહિયે.

કર્તરિપ્રયોગમાં ક્રિયાપદનો કર્તા વાક્યનો વિશેષ્ય છે, અને કર્મણિપ્રયોગમાં કર્મ વિશેષ્ય છે. વિશેષ્યના વચન, પુરૂષ, અને (ઘણીક વાર) જાતિ પ્રમાણે ક્રિયાપદનાં રૂપ કરેછે, માટે તે ક્રિયાનાથ કેહવાય છે. 'રાજા કરે'(કર્તરિ) 'રાજા' વિશેષ્ય, કે ક્રિયાનાથ; રાજાએ કામ કરવું (કર્મણિ) 'કામ' વિશેષ્ય, કે ક્રિયાનાથ છે. બધા પ્રયોગમાં ક્રિયાનાથ પ્રથમા વિભક્તિમાં હોય છે, પણ પ્રથમા કર્તા કેહવાય છે, માટે વાક્યના વિશેષ્ય પક્ષને કર્તૃપક્ષ પણ કહેછે; અને વિશેષકની સાથે ક્રિયાપદ ઘણું કરીને ભળેલું હોય છે, માટે વિશેષકપક્ષને ક્રિયાપક્ષ પણ કહેછે.

૩૬૯. ક્રિયાપદ અકર્મક હોય તો વાક્યમાં બેનો * શબ્દ હોય; રત્ન ચળકે, રાજા ચાલે. પણ ક્રિયાપદ સકર્મક હોય તો તેની સાથે કર્મ આવેછે; રાજા રાજ્ય કરેછે, વાણિયો વ્યાપાર કરે. સકર્મકનું કર્મ વિશેષકપક્ષમાં, કે ક્રિયાપક્ષમાં, ગણેલું છે.

૩૭૦. વાક્યના વિશેષ્યને ગુણવાચક શબ્દ, અને ક્રિયાપદને ક્રિયાવિશેષણ લાગે. એવું થાય છે ત્યારે વાક્ય વધારેલું છે; અને એવું નથી ત્યારે વાક્ય મૂલિક – એટલે મૂળ શબ્દનું બનેલું છે;–

| | વિશેષ્ય. | વિશેષક. |
|---|---|---|
| મૂલિક વાક્ય. | ઘોડો | દોડે |
| વધારેલું વાક્ય. | ચપલ ઘોડો | વેગે દોડે. |

* ઓછા શબ્દ વાક્યમાં દેખાય તો એક કે અનેક શબ્દ અધ્યાહાર્ય છે (૨૫૭*).

ક્રિયાપદ સકર્મક હોય તો વાક્યમાં કર્મ (વિશેષણ વિના, કે વિશેષણ સાથે) આવે.

મૂલિકવાક્ય. માણસ વિચાર કરે.
વધારેલું વાક્ય. પવિત્ર માણસ ચોખ્ખાઈથી વિચાર કરે.
— " — પવિત્ર માણસ બધા વિચાર ચોખ્ખાઈથી કરે.

એમ એક વાક્યમા વિશેષ્ય અને તેનું ગુણવાચક, ક્રિયાપદ અને તેનું ક્રિયાવિશેષણ, અને સકર્મક ક્રિયાપદ હોય તો તેનું કર્મ અને કર્મનો ગુણવાચક શબ્દ આવે.

૩૭૧. વાક્યમાં નામને અર્થે સર્વનામ આવે; 'હું તે કરૂં.' અથવા, ક્રિયાપદનું સામાન્ય રૂપ કે કૃદંત આવે 'શીરા મેલાપણું છે'= શીરાનું (એ) મેલાપણું, અથવા મેલું થવું છે; અથવા શીશ ચડવું કે શીશ તપવું (એ) મેલાપણું છે અથવા વિભક્તિ આવે, 'શીરાનવામાં મેલાપણું છે.'

૩૭૨. ગુણવાચકનો અર્થ વિશેષ્ય નામની વિભક્તિમાં અથવા નામયોગીમાં આવે. સમજણું માણસ સુખી છે = સમજણથી ચાલનાર માણસ = સમજણ સાથેનું માણસ.

૩૭૩. વાક્યના બધા ભાગમાં વિવિધ પ્રકારથી ફેર થઈ શકેછે.

અ.) કર્તૃપક્ષમાં; ક્રોધ મેલાપણું છે = ક્રોધિત થવું મેલાપણું છે = કોઈ માણસ ક્રોધે ભરેલું હોય (એ) મેલાપણું છે.

આ.) વિશેષણમાં; જ્ઞાની પુરૂષ સુખી છે = જ્ઞાનવાળો પુરૂષ સુખી છે = જ્ઞાનનો પુરૂષ સુખી છે = જે પુરૂષમા જ્ઞાન છે તે સુખી છે.

ઇ.) ક્રિયાવિશેષણમાં; તે જ્ઞાનથી ચાલેછે જ્ઞાનથી ચાલેછે = તે જ્ઞાન પ્રમાણે ચાલેછે = જ્ઞાનીએ ચાલવું જોઈયે તે પ્રમાણે તે ચાલેછે.

૨૭૪. વાક્યના વર્ગ. વાક્યના કોઈ બે વર્ગ ગણે છે, અમિશ્ર અને મિશ્ર. કોઈ ત્રણ વર્ગ, શુદ્ધ, સંયુક્ત, અને સાન્વય.

૨૭૫. શુદ્ધ. જે વાક્યમાં એકજ કર્તૃવાચકપદ, અને એકજ ક્રિયાપદ આવે, તે શુદ્ધ, અથવા અમિશ્ર કહેવાય છે. શુદ્ધના કોઈ અલ્પ, કોઈ વિવર્દ્ધિત છે. અ.) અલ્પના બે વિભાગ છે; એક અત્યલ્પ, બીજો અનત્યલ્પ.

૧. અત્યલ્પ, – વેણી ઉઠી ; ગોવિંદ બોલે ; રાજા આજ્ઞા કરે ; પ્રજા સેવા કરેછે (એમાં કર્તા સત્વવાચકનામ છે). — હું છુ ; તેઓ આવતા હતા ; તમે કામ ચલાવોછો ? (એમાં કર્તા સર્વનામ છે). — દુષ્ટો માર ખાવાના છે ; કરૂણાલુ દયા દેખાડેછે (એમાં વિશેષ્યને અર્થે વિશેષણ કર્તા છે.) — સભ્યતા શોભેછે ; અહંકાર દીપતો નથી (એમાં કર્તા ભાવવાચક-નામ છે.) — શીખ્યું સારૂં છે; જૂઠુ બોલવું અધર્મ છે (કર્તા, સામાન્ય કૃદત.)

૨. અનત્યલ્પ. એમાં વિષયપદની સાથે, કે ક્રિયાપદની સાથે અર્થમાં બહુ મળી જનારા વિશેષણાદિક શબ્દ આવેછે ; જેમકે ચતુરસુજાન પુરૂષ વિચાર કરે ; તે સકલગુણસંપન્ન પંડિત છે ; મન સદા શીતળ રાખ્યું રાજાને શોભેછે. ક્રૂર રીતિએ બળ ચલાવવું રાક્ષસી સ્વભાવનુ લક્ષણ છે. — જ્યારે બે વિશેષ્યનામ મળી એક જેવાં થાય છે, ત્યારે વાક્ય અનતિ-અલ્પજ છે ; જેમકે, ખંડેરાવ મહારાજ રક્ષા કરેછે.

આ.) વિવર્દ્ધિત, એટલે ઉમેરેલા. વાક્યમાં ઉમેરો વિવિધ રીતિથી થાયછે —

१. समानार्थ शब्दोए करीने ; "ખંડેરાવ ગાયકવાડ, વડોદરાના મહારાજા, મુંબઈ ગયા હતા."

२. बीजा शब्दोनो अर्थ जणावनारा शब्दोए करीने ; "શીળતા – મોટા લોકોની શોભા – રાજામાં દેખાય છે." "સહુથી ઉત્તમ ઉપાય – મીઠાશથી તેની સાથે વાત કરવી – કોઈને સુઝ્યો નહિ." "બાપુ – તમારી સાથે જેણે આજ વાત કરી હતી તે – કાલે ફરી આવશે"

३. गुणविशेषणे करीने ; "ધાર્મિક માણસે નિયમિત ઉદારપણું આચરવું." "તેણે એક વિલાયતી ઘોડો રાખ્યો."

४. षष्ठीविभक्तिए करीने ; સરકારનો અધિકાર પ્રજાને માથે છે.

५. *नामयोगिनी साथे संधायला शब्दोए करीने ; બુદ્ધિ રહિત* શ્રમ નિષ્ફળ છે. મારા બધા ચાકર સુધાં, હું આવ્યો છું.

६. विविध विभक्तियी संधायला विषयपदोए करीने ; ગામના દશ મતાદારોમાંથી કોઈ બે જણને મોકલજો.

७. क्रियाविशेषणे करीने ; "તે જાગે નહિ એટલામાં, હું તેને હાર કરી આપુ." બુદ્ધિથી કામ કરવું જોઈયે.

ટીકા. વાક્યની વિવૃદ્ધિ કોઈ વેળા કર્તૃપક્ષમાં, કોઈ વેળા વિધેયકપક્ષમાં – વિષયપદ વિષે, કે ક્રિયાપદ વિષે – થાય; કોઈ વેળા વાક્યના બેહુ પક્ષમાં.

૩૭૬. 'સંયુક્ત. એટલે 'બળેલું. શુદ્ધ વાક્યમાં એકજ અભિપ્રાય છે; પણ સંયુક્ત વાક્યમાં બે કે અધિક અભિપ્રાય એવા બળેલા હોય છે, કે જાણે એકના પેટામાં બીજો આવે;' અથવા એની સાથે એવા બળેલા હોય, કે અર્થ પૂર્ણ થવા સારુ બેહુ જોઈયે.

अ.) એક વિચારના પેટામાં બીજા આવે એવાં વાક્ય.

"આપણે (પોતે કેવા અપરાધી છિયે એ જાણી) બીજાપર ક્ષમા રાખવી.

"તેણે (પોતાના ધંધા ઉપર મેહેનત કરીને) તે વર્ષ સારાં કાહાડ્યાં.

आ.) એક અભિપ્રાય સંપૂર્ણ કરવા સારુ બીજો જોઈયે એવાં વાક્ય. એવામાં કે, તે, એ, એવું, એટલે, એવા સંયોજક શબ્દો – એટલે વાક્યના પૂર્વભાગના અર્થનો સ્વીકાર કરનારા, કે તેને દર્શાવનારા આવે;–

"એ નાહનું પાપ છે, એવું કહેવા લાગ્યા." "ચોર કંઈ નાઠો એ "કોઈએ દીઠું નહિ." "કોણ નથી જાણતુ કે જુઠું બોલવું પાપ છે?"

૩૭૭. सान्वय.* જ્યારે બે કે અધિક વાક્યોમાં એવો નિકટ સંબંધ નથી, કે તેઓ સંયુક્ત થઈ જાય, તોયપણ, જો તેમના જૂદા જૂદા અર્થોમાં એવા સંબંધ હોય, કે તેઓ વાક્યયોગી શબ્દોએ કરીને સધાય, ત્યારે સંધાયલાં વાક્ય બધાં મળીને એક સાન્વય વાક્ય થાય છે. સાન્વયને, સહગામી વાક્ય પણ કહેવાય;–

"આ માણસે પાપ કરયું ન હતું, અને એના માબાપે પણ કરયું ન હતું."

"તેણે પ્રતિવાદીનું મોહ બંધ કરયું એટલુંજ નહિ, પણ તેનું મન હા વાળે એવું કરયું."

"આ પુસ્તકોમાં જે લખેલું છે, તે કુરાનને અનુકૂલ, અથવા પ્રતિકૂલ છે; જો અનુકૂલ, તો અનુપયોગી, કેમકે તેમનો અર્થ કુરાનમાં છેજ; પણ જો પ્રતિકૂ, તો પાખંડી, કેમકે કુરાનને વિરુદ્ધ ઠરે; માટે, ગમે તે રીતિએ જોતાં, એમને બાળીનાંખવાં ઘટે."

*सान्वय, स – अनु – અય, સાથે વળગી પછવાડે આવનાર – સંબંધ રાખનાર.

કોઈ વેળા વાક્યયોગી અધ્યાહાર્ય હોય :—

"તન રોગી, શિર શત્રુતા, ધન આવે ને જાય,
જો હોય સંપ કુટુંબમાં શીતળ રહે સદાય." સંપલક્ષ્મી૦

એટલે—તન રોગી, (કે) શિર શત્રુતા, (કે) ધન આવે ને જાય, (પણ) જો કુટુંબમાં સંપ હોય (તો) શીતળ રહે સદાય.

૩૭૮. અતિઅલ્પ વાક્યની વૃદ્ધિ વિવિધ રીતિએ થાય; જે૦—

**શુદ્ધ.** અત્યલ્પ. આપણે મનોયત્ન વાપરિયે છિયે.
અનત્યલ્પ. આપણે મનોયત્ન અનર્થ વાપરિયે છિયે.
વિવર્દ્ધિત. આપણે મનોયત્ન—કર્ત્તાનો ઠરાવેલો એક ધર્મ—અતિશેપણાથી, બહુધા, અનર્થ વાપરિયે છિયે.

**સંયુક્ત.** આપણે (આપણા યત્નમાં અતિશેપણું કરીને) બહુધા મનો- યત્ન અનર્થ વાપરિયે છિયે.

**વિવર્દ્ધિત તથા સંયુક્ત.** મનોયત્ન, સુખાદિક વિવિધ ઉપયોગને અર્થે કર્ત્તાની દયાથી માણસને માથે રત્નરૂપી કરી ઠરાવેલો જે ધર્મ, તેમાં અતિશેપણું રાખવાથી, આપણે, તેને કોટે વળગેલા સાપ જેવો કરી નાંખીને, બહુધા અનર્થ વાપરિયે છિયે.

**સાન્વય.** માણસ સુખ તથા વિવિધ ગુણ પામે, માટે કર્ત્તાએ દયાથી મનોયત્ન ઠરાવ્યો છે; એ ધર્મ તો આપણે માથે રત્નરૂપી છે; પણ તે બહુધા સાપ જેવો થઈ જઈને આપણી કોટે વળગે છે; કેમકે આપણે, તેમાં અતિશે- પણું કરીને, તેને અનર્થ રીતિએ વાપરિયે છિયે.

૩૭૯. પ્રત્યેક સંયુક્ત વાક્યના બે ભાગ હોય છે; એક મુખ્યવાક્ય, અને બીજું ઉપવાક્ય. ઉપવાક્ય મુખ્યના પેટામાં રહેછે, અથવા તેની સાથે નિકટ મળી રહેછે. પેટામાં રહેનારું ઉપવાક્ય તે, ઘણા ખરા પ્રસંગમાં, મુખ્યમાં ક્રિયાવિશેષણ જેવું હોય.

૩૮૦. જ્યારે જૂદાં જૂદાં વાક્ય એકમાં મળીને સાન્વય થાય છે, ત્યારે એકેક જૂદું વાક્ય સાન્વયના એક ખંડ જેવું થાય છે. એકેક ખંડમાં આવે તે વાક્યનાં કોઈ શુદ્ધ, કોઈ સંયુક્ત વાક્ય હોય. સાન્વયમાં કોઈ એક મુખ્ય વાક્ય નથી, પણ બધાએ સમાન અધિકારના—જાણે સહભાગીઆ જેવા—હોયછે.

એમ્મા એ રીતિએ સાથે આવેછે, માટે એમને સાન્વયનાં સહગત (અથવા સંગત) વાક્ય કહેવાય.

સહગત વાક્યોમાં પરસ્પર જે સંબંધ છે તે તેમને સાંધનારા વાક્યયોગી શબ્દ ઉપર જણાય છે; માટે વાક્યયોગીના જેટલા વર્ગ છે તેટલા સહગત વાક્યના સંબંધ વિષે પણ થાય છે (૩૧૮ – ૩૨૧).

## વાક્યમાં શબ્દના અનુક્રમાન્વયાધિકાર વિષે.

૩૮૧. પ્રત્યેક વાક્યમાં શબ્દની ગોઠવણી વિષે વિચાર કરતાં, તેમના અનુક્રમ, અન્વય, તથા અધિકાર, આ ત્રણ જોવા જોઈયે.

અનુક્રમ,— કર્તૃપક્ષ પેહેલો અને વિધેયકપક્ષ પછી આવે; વિધેયકમાં વિષયપદ પેહેલું અને ક્રિયાપદ છેલું આવે. વાક્યના મુખ્યક્રિયાપદને કોઈ અનુગ શબ્દ વળગે તો તે છેલો આવે.

૩૮૨. વિશેષણ. વિશેષણ પેહેલું, પછી વિશેષ્ય; "સારો રાજા યથાર્થ આજ્ઞા ચલાવે."— "તે રાજા આ આજ્ઞા ચલાવે."— ષષ્ઠી વિભક્તિનું પણ એજ સ્થળ છે; "દેશનો રાજા પોતાની આજ્ઞા ચલાવે"— ષષ્ઠી તથા વિશેષણ બેહુ વપરાય, તો ષષ્ઠી પેહેલી, આવે; "દેશનો સારો રાજા પોતાની યથાર્થ આજ્ઞા ચલાવે."— એમાં ક્રિયાવિશેષણ લાગે તો ષષ્ઠીની તથા વિશેષણની વચે આવે; દેશનો બહુ સારો રાજા પોતાની પૂરી યથાર્થ આજ્ઞા ચલાવે."— તત્પદાપેક્ષકાદિ સર્વનામ એમાં આવે તો ષષ્ઠીની આગળ આવે; "દેશનો આ બહુ સારો રાજા પોતાની તે પૂરી યથાર્થ આજ્ઞા ચલાવે."

કોઈ વેળા વિશેષ્ય પેહેલું, અને વિશેષણ પછી જેવું દેખાય; પણ એવા વાક્યના વિધેયકપક્ષમાં એક વિશેષ્ય અધ્યાહાર્ય છે; જે નામ કર્તૃપક્ષમા છે તેજ વિધેયકપક્ષમાં ફરી ન આવે, માટે અધ્યાહાર્ય થાય છે; આ રાજા સારો (રાજા) છે; સારો રાજા આ (રાજા) છે.

૩૮૩. બે વિષયપદ વચે કોઈ સંબંધ, વિભક્તિએ કરીને, અથવા નામયોગીએ કરીને થાય, તો કંઈ એક, અને કંઈ બીજું વિષયપદ પેહેલું આવે.

બાપુ પોતાને હાથે કામ કરેછે. — પોતાને હાથે બાપુ કામ કરેછે.

હું તને એક રૂપિયો આપુ. — એક રૂપિયો હું તને આપુ

મેં મારા મનથી તે શોધી કાહાડ્યું. — મારા મનથી મેં તે શોધી કાહાડ્યું.
હું ઘરમાં કામ કરૂંછું. — ઘરમાં હું કામ કરૂંછું.
તે તમારી પાસે આવેછે. — તમારી પાસે તે આવેછે.
પણ સ્થળ ફરવાથી અર્થ પણ કંઈ ફરેછે.

૩૮૪. **ક્રિયાવિશેષણ** પેહલું, પછી ક્રિયાપદ. "તમો ભલે પધાર્યા." "તમે કામ સારી પેઠે કરોછો." કોઈ વેળા કર્મસૂચક વિષયપદ એમની વચ્ચે આવે; "તમે સારી પેઠે કામ કરોછો."

૩૮૫. **સંયુક્તક્રિયાપદમાં**, વિકૃત પેહલું, પછી વિકારક; "ચડી બેઠો." "પડી ગયો."—એમજ સામાન્ય કૃદંત પેહલું; "કેહેવા આવ્યો."—કૃદંત પેહલો પછી સહાયકારક; "થતુ નથી;" "થયું હોય."

૩૮૬. **સંયુક્તવાક્યમાં** અ.) પેટામાં આવનારૂં ઉપવાક્ય મુખ્યના કર્તૃદર્શક શબ્દની આગળ આવે; "કૃષ્ણદાસ, ચોરી કરવાનો વિચાર મનમાં રાખીને, બોજાને ત્યાં ગયો."

બે કે અધિક ઉપવાક્ય આવતાં પણ એ નિયમ રહેછે;— "પૂર્વે, સંસ્કૃતના રક્ષણ કરનારા દેવોએ, સંસ્કૃતને વિકાર પામતી જોઈને, આગળથી ચેતી, એના વ્યાકરણ અને કોશાદિ ગ્રંથ રચી, એના પરિણામનો અટકાવ કર્યો છે." ગુજરાતી ભાષાનો ઈતિહાસ. પૃ૦ ૧૧.

પણ પૂર્વે આવેલા કોઈ વાક્યના અર્થની સાથે આગળ આવનારા વાક્યના ઉપવાક્યનો કંઈ સંબંધ હોય, અથવા બીજું કંઈ ઘટતું કારણ હોય, તો ઉપવાક્યને પેહલું લવાય; "જ્યારે પાંડવોના ભાગમાં ઈંદ્રપ્રસ્થ (આગ્રા)ની પૃથ્વી આવી, ત્યારે તહિં અસુર લોકોની વસ્તી હતી. તેને ઉજ્જડ કરીને, પાંડવોએ પોતાની વસ્તી વસાવી." ગુ૦ ભા૦ ઈ૦ પૃ૦ ૪.

આ.) એ, તે, એટલે, એવું — પૂર્વના ભાગનો અર્થ સ્વીકારનાર શબ્દ—સંયુક્તવાક્યમાં આવે, તો ઉપવાક્ય પેહલું અને મુખ્ય પછી; "તેનું મન બગડેલું છે, એવું તે જાણતી હતી."—પણ વાક્યમાં કે આવે, તો મુખ્ય પેહલું, અને ઉપવાક્ય પછી આવે; તે જાણતી હતી, કે તેનું મન બગડેલું છે.

પૂર્વાપર શબ્દ વપરાય તો પેહલા ખંડમાં ઉપવાક્ય અને બીજામાં મુખ્ય આવે;— "જે હું તમને કહુંછું, તે હું બધાને કહુંછું."

કોઈ વેળા, એવા સંયુક્ત વાક્યના બેહુ ખંડ મળીને એક વિસ્તારેલા સંયુક્ત વાક્યનું ઉપવાક્ય થાય; "જે હું તમને કહુંછુ તે હું બધાને કહુંછુ, કે જાગતા રહો." જે આંઈ છે તે તઈ છે, એટલે દુઃખ.

૩૮૭. ઉપવાક્ય કર્ત્તાને અર્થે, કે કર્મને અર્થે, કે વિશેષણને અર્થે વપરાય, તોય સ્થળ તેનેતેજ રહેછે;–

કર્ત્તાને અર્થે; "ઇતિહાસમાં ન્હાની ન્હાની વાતોનું વર્ણન આવવું, એ નહિ ધરે."— કર્મને અર્થે; "તમે લખતા હતા, એ હું નહોતો જાણતો."

ગુણવિશેષણને અર્થે; "મનના ઊંડાણમાં ગુપ્ત રહી આંસુએ કરીને જણાવવામાં નહિ આવે, એવાં કોઈ દુઃખ છે."

ક્રિયાવિશેષણને અર્થે; "ભારે વિપત્તિ આવી માથે પડી હોય, એવું દેખાતુ."

૩૮૮. સાન્વય વાક્યમાં, સહગત વાક્યનો અનુક્રમ વિવિધ ધોરણે હોય. પણ બહુધા– પેહલા થયલા કાર્યનું વર્ણન પેહલું, પછીનાનું પછી આવે,– કારણ પેહલું, તેના ફળ પછી; "આ માણસ દુઃખી હતો, માટે તેણે બૂમ પાડી, અને પ્રભુએ સાંભળીને એને તાર્યો;"– "સાંભળવાની તમારી ઇચ્છા હોય, તો કાલ આવજો; અને જો આવશો, તો હું સંભળાવીશ." પણ કેમકે ઇત્યાદિ, અર્થના વાક્યયોગીનો નિયમ એથી ઉલટો છે;– "પ્રભુએ તેનું સાંભળીને તેને તાર્યો; કાંજે તેણે બૂમ પાડી હતી; અને તેણે બૂમ પાડી; કેમકે તે દુઃખી હતો."

વિવક્ષિત વાક્યોમાં અનુક્રમનો નિયમ નિશ્ચય નથી. સ્પષ્ટતાને અર્થે, અને અલંકારની શોભાને અર્થે, લખનારની રૂચિ તથા યુક્તિ પ્રમાણે, વિવિધ ગોઠવણી થાય. પણ સાધારણે, સમાનાર્થ શબ્દોમાં, અધિકારીનું નામ પેહલું, પછી તેના અધિકારનું; "વિક્ટોરિઆ રાણી;" "ગાયકવાડ મહારાજ." અનેક માનોક્ત શબ્દ હોય તો તેઓ પૂર્વે આવે;– "પ્રજાનો પ્રતિપાલ, દીનદયાલ, વિશ્વપતિ, વિજયસિંહરાજા." જાતિનું નામ પેહેલું; નાગર બ્રાહ્મણ છગનલાલ; ઠક્કર ગંગારામ;– પટેલ જાદવરાય.

૩૮૯. પ્રશ્નાર્થ શબ્દો વિશેષણ જેવા વપરાય, તો વિશેષણને સ્થળે આવે; "શી વાત છે?" "વાત શી છે?"– પણ વિશેષણાર્થે નહિ વપરાય, તો વાક્યની આદિએ, કે અંતે આવે; "શું, વાત એવી હોય?" "વાત એવી

હોય શું?" "વારૂ, એવું કરિયે?" "એવું કરિયે વારૂ?"– કોણ (=કોજન) વિશેષ્ય છે; "અહિં કોણ આવશે?" "કોની વાતો સાંભળિયે?"– એમજ વિશેષ્ય નામ અધ્યાહાર્ય હોય તો; "શું થાય?"

૩૯૦. निषेधार्थ શબ્દો ક્રિયાપદને પૂર્વે કે આગળ આવે; તું ના કર; મા કર; કરીશ મા; કરતો ના; ના કરતો; ઈ૦.

૩૯૧. નાણાં, કેતાબ, ઈત્યાદિનાં નામ સંક્ષેપથી લખાય ત્યારે બીજા નામની પૂર્વે લખાય; રૂ. ૧૦, પૈ. ૨.—મી૦ (મીસ્તર) રાબસન. પ૦ (પટેલ) જાદવરાય. માપાની સંખ્યા પૂર્વે લખાય; દસ સેર ચોખા; ૨ ગજ રેશમ.

૩૯૨. कवितामा, જ્યાંલગ અર્થની ગુચવણ થતી નથી, ત્યાંલગ શબ્દનો અનુક્રમ કવિની રૂચી પ્રમાણે થાય. ગદ્યનો સાધારણ એક નિયમ એ છે કે ક્રિયાપદ છેલું આવે, પણ કવિતામાં ફેર થાયછે;–

"પ્રગટ જગત જેણે કરયુ, ધરૂંછુ તેહનું ધ્યાન,
કહુંછુ લક્ષ્મી સંપની કથા, સુનો સહુ કાન."
"વસુ વિષ્ણુને અર્ધે અંગ, નહિ ચરચા લાયક તુજસંગ."

૩૯૩. अन्वय (પછીથી – મળવુ આવવું, સંબધ, મળ). विशेषण तथा विशेष्य. વિશેષ્યનાં જાતિ, વચન, વિભક્તિ પ્રમાણે વિશેષણનાં હોય (૯૧); કાળો ઘોડો, કાળી ઘોડી, લાલ* ઘોડાં આવેછે. (ગુણવાચક).
કિયો પુરૂષ, પેલી સ્ત્રી, આ છોકરાં. (વિશેષણ સર્વનામ).
ચાલતો વિચાર, ચડતા લોક, બનતી વાત, પડતુ ઘર. (કૃદંત).
રાજાનો અધિકાર, પ્રજાની ઈચ્છા, ઘરનુ કામ, તેમના ઘોડા. (ષષ્ઠી).

૩૯૪. अनेक विशेषणनो. અ.) કેવળ સમૂહ, કે ગણ, એવા હોય કે એકેક વિશેષણ તેજ વિશેષ્યને સમાન રીતે લાગે, તો એકેક વિશેષણનો અન્વય તે વિશેષ્યની સાથે હોયછે; તે ગામમાં એક સારો, ડાહ્યો, વિવેકી, વિદ્વાન, બ્રાહ્મણ છે; દેશમાં કેટલાએક મોટા, કુળીન, સમજણા, પૈસાવાળા લોક છે.

આ). ષષ્ઠી વિભક્તિએ થનારાં કેટલાએક વિશેષણ એવાં હોય, કે એકેક પોત પોતાની આગલ જે આવનાર શબ્દ, તેની તે ષષ્ઠી છે, તો એકેક

* विशेषण अविकारी (९० इ) होय तो प्रत्यय लागे नहि खरो, तोपण अर्थने धोरणे तेमनो अन्वय विशेष्यनी साथे थायछे.

પોતાના આગળના નામની સાથે અન્વય દેખાડેછે; – મારા ઘરનાં કામની વાતોનો વિચાર; તેની જાતિના ઘોડાની બુદ્ધિનો ભેળ એવો છે.

ઇ.) પષ્ઠીની તથા નામની વચ્ચે બીજુ વિશેષણ આવે, તો તેઓ બેઉ વિશેષ્યનો અન્વય થાયછે ; – મારો સારો ઘોડો; મનનો ઉંડો વિચાર.

૨૯૬. अनेक विशेष्य अ). અનેક નામનો સમૂહ એકજ વિષયની સંજ્ઞા હોય, તો તેમને લાગે તે વિશેષણ તે સમૂહમાંના હરકોઈ નામની સાથે જે અન્વય રાખે, તેજ તે બધાની સાથે રાખે; સૃષ્ટિનો કર્તા, પાલક, નાયક, તથા ન્યાયાધીશ.

आ). સંજ્ઞા એકજ વિષયની છતાં નામ જૂદી જૂદી જાતિનાં હોય, તો–૧)– अनेक संज्ञाने विशेषण लागे,– મારી વૃત્તિ, મારૂં કામ, મારો અધિકાર, મારો ધર્મ, એમજ છે; – २.) अनेक वचन अने नान्यतर जातिनो प्रत्यय विशेषणने लागे; – મારાં વૃત્તિ, કામ, અધિકાર, તથા ધર્મ એમજ છે; – ३.) विशेषण समूहनी पेहली संज्ञानी साथे अन्वय राखे;– મારી વૃત્તિ, કામ, અધિકાર, તથા ધર્મ એમજ છે.

ઇ.) સમૂહનાં વિશેષ્ય નામ જુદા જુદા વિષયની સંજ્ઞા હોય તો;–

१ एकज जातिनां अनेक नाम होय, तो विशेषण तेज जातिनुं, पण एकवचनमा, अथवा अनेकवचनमां आवे; – મારો ધંધો વેપાર; તેની ખેતીવાડી ; તેનું ખરચ ખુટણ; તેનું લેણદેણ. અથવા; તેનાં લેણદેણ; મારાં કામકાજ.

२ जूदी जूदी जातिना नाम होय, तो विशेषणने अनेक वचने नान्यतर प्रत्यय लागे;– મારાં માબાપ ; કેવાં સ્ત્રી પુરૂષ; તેમનાં દિકરા દિકરીઓ ; રાજાનાં હાથી, ઘોડા, ઘોડી, રથ, પાલખી.

३ एकेक विशेष्यने कोइ विशेषण लागे, पण बधाने एक सामान्य विशेषण होय तो अन्वय विकल्प छे ; – રાજાનાં –કે રાજાનો મોટો હાથી, કાળો ઘોડો, પીળી ઘોડી, વિલાયતી રથ, અને જડિત પાલખી.

४ समूहना नाममा के आदि भिन्नार्थदर्शक वाक्ययोगी होय, तो विशेषणनो अन्वय समूहना पेहला नामनी साथे छे; તે માણસની ભેંસ, બળદિયું, કે ઘોડો લઈને આવજો.

ટીકા. કોઈ કહેછે કે, સમૂહમાં નિકટ સંબંધ હોય, તોય જ્યાને લાગનાર વિશેષણનો અન્વય પેહલા નામની સાથેજ જોઈયે; જેમકે – "રાજાનો ઘોડો, રથ, પાલખી." આ રૂઢિ વાક્યના તર્કને યોગ્ય રીતિએ મળતી નથી.

૩૯૬. સર્વનામ. વિશેષ્ય સર્વનામને જાતિદર્શક પ્રત્યય લાગતા નથી, તો પણ જે નામને સ્થળે તેઓ વપરાય છે, તેની જાતિ તેમને લાગેછે;– હું (ગોપાળ) સારો છું; હું (ગંગા) સારી છું; તે (કામ) સારૂં છે.

અનેક સર્વનામનો સમૂહ આવે તો અનેક વિશેષ્ય નામના નિયમ એને પણ લાગેછે. હું, તું, તે, રામભાઈના પુત્રો (નર); હું તું, તે, રામભાઈની પુત્રીઓ (નાર); હું, તું, તે, રામભાઈનાં પુત્ર પુત્રી (નાન્યતર).

૩૯૭ क्रियापदनां शुद्ध रूपने, અને નિશ્ચયાર્થના દ્વિત્વવર્ત્તમાન કાલને, પુરૂષના તથા વચનનાજ પ્રત્યય લાગે, અને અન્વય ક્રિયાનાથની સાથે છે.

શુદ્ધ રૂપના કોઈ કર્તરિ, કોઈ કરણે પ્રયોગમાં વપરાયછે. કર્ત્તરિપ્રયોગમાં કર્તાની વિભક્તિ પ્રથમા હોયછે; અને તેનાં વચન તથા પુરૂષ પ્રમાણે ક્રિયાપદના પ્રત્યય કરેછે. કરણેપ્રયોગમાં, કર્તા કરણ (તૃતીયા) વિભક્તિએ, અથવા કરણને અર્થે પંચમીએ, આવે. આ પ્રયોગમાં ક્રિયાપદ સકર્મક હોય, તો કર્મ ક્રિયાનાથ થાયછે; અને તેની વિભક્તિ પ્રથમા (અને કોઈ વેળા, કર્મને અર્થે વપરાયલી ચતુર્થી) હોયછે. પણ જો ક્રિયાપદ અકર્મક હોય, તો તેનો ભાવાર્થ ક્રિયાનાથ થાયછે; ક્રિયાપદનો ભાવાર્થ સદા એકવચનને, અને નાન્યતર હોયછે; માટે કરણે પ્રયોગમાં ક્રિયાપદ એકવચનના પ્રત્યયને સ્વીકારેછે.

૩૯૮. कर्तरि. अ.) અકર્મક;– હું છું; તું છે; તે હોય છે; आ.) સકર્મક;– હું કરૂં; તું કરે; તેઓ કરેછે; અમે કરિયે છિયે;–

करणे. अ.) અકર્મક;– (= ભાવે પ્રયોગ) મારાથી કરાય છે; મારાથી અવાશે નહિ; आ.) સકર્મક (=કર્મણિ);– મારાથી કામ કરાયછે; (૧૭૭).

૩૯૯. क्रियापदने अर्थे जे कृदंत वपराय તે વિશેષણ છે; માટે તેના વિશેષ્ય (ક્રિયાનાથ) ની સાથે જાતિનો પણ અન્વય ગણે. મિશ્ર રૂપોમાં સહાયકારક ક્રિયાપદ વર્ત્તમાનકાલમાં હોય, તો શુદ્ધ રૂપની પેઠે ક્રિયાનાથની સાથે અન્વય રાખેછે.

कर्त्तरि. अ.) અકર્મક;– હું (ગોપાળ) હતો; હું (ગંગા) હતી; તે

(ગાડ) હતું ; આ.) સકર્મક ;— હું (ગોપાળ) ભણ્યો ; ગંગા ભણી ; છોકરૂં બોલ્યું ; ગોપાળ લાવ્યો હતો ; હું લાવવાનો છુ ; હું લાવેલો છું; હું કરતો નથી;

करणे. अ.) અકર્મક ;—મારાથી ઉઠાયું; મારાથી ઉઠાતુ નથી ; પંચમીને સ્થળે કવિતામાં, અને સાધારણ બોલીમાં તૃતીયા ઘણી વાર આવે. आ.) સકર્મક ;—તેણે બોધ કર્યો ; તેણે બોધ કરેલો છે ; વચને-વચનથી તે બંધાયો છે ; વચને-વચનથી અમે બંધાયલા છિયેં ;

૪૦૦ સંયુક્ત વાક્યમાં પૂર્વે આવનાર ઉપવાક્યનો અર્થ સ્વીકારનાર તત્પદાપેક્ષક સર્વનામ, તે પૂર્વવાક્યના ભાવાર્થની સાથે અન્વય રાખીને નાન્યતર* થાયછે, અને પછી મુખ્ય વાક્યના ક્રિયાપદનો ક્રિયાનાથ થાયછે ; "તમારૂં અહિં આવવું એ સારૂં નથી;" "કપટથી અહિં આવીને મીઠી મીઠી વાતો કરવી, અને પછી તહિં જઈને ચાડી ખાવી, એ તને ઘટતું નથી ;" "તમારા મનનો વિચાર બાપને જણાવવો, એ સારૂં છે."

૪૦૧. બે કે અધિક નામ, બધાએ એકવચનનાં હોય, અને તેમને સાંધનાર વાક્યયોગી, અથવા, કે, ઇત્યાદિ બિજાર્થ કે વિભાગદર્શક હોય, તો ક્રિયાપદ એકવચનનું હોય ; કોઈ ઘોડું, કે બળદ આવેછે. પણ સમૂહમાંનું એક નામ અનેકવચને હોય તો ક્રિયાપદ છેલાનો અન્વય રાખેછે ; એક જન કે દશ જન આવેછે (અનેકવચન). અહિં થઈને કોઈ બળદિયું, કે ગાયો ગઈઆ ; ત્યાં એક બાઈ, કે બે છોકરા બેઠા છે ; અહિં કાલે એક માણસ કે દશ માણસ આવ્યાં હતાં.

એવું બોલતાં કોઈ વેળા ભાષણ વિરૂપ દેખાય, અથવા જો અર્થમાં ધુચવણ હોય, તો એકેક નામની સાથે ક્રિયાપદ આવે ; "આ છોકરો આવ્યો હશે, અથવા પેલાં છોકરાં આવ્યાં હશે."

૪૦૨. ક્રિયાપક્ષમાં આવનાર વિશેષણની રીતિ એવીજ છે; "આ છોકરો અથવા પેલાં છોકરાં જુદાં છે ;" કે, આ છોકરો જુદો છે, અથવા પેલાં છોકરાં જુદાં છે.

૪૦૩. તથા ઇત્યાદિ સમાનાર્થ દર્શક વાક્યયોગીએ કરીને સંધાયલાં બે કે અધિક નામ કર્તૃપક્ષમાં આવે, તો ક્રિયાપદ અને વિશેષકપક્ષમાં કૃદંત અનેકવચનનાં થાયછે ; જાતિ દર્શાવે એવું હોય, તો નાના એકજ જાતિનાં હોય

તો તેનો પ્રલય કૃદંતને લાગે; પણ જો નામોની જાતિ જૂદી જૂદી હોય, તો કૃદંત નાન્યતરજાતિએ અનેકવચનમાં આવે; — મારો બાપ તથા મારો ભાઈ આવ્યા છે; મારો દીકરો તથા દીકરી બેહુ આવ્યાં છે; મારો ભાઈ તથા તેનું એક નાહનું બાળક મરી ગયાં છે.

વિશેષકપક્ષમાં વિશેષણ કે ષષ્ઠી વિભક્તિ આવે, તો તેનો અન્વય નામોની સાથે ઉપરના નિયમ પ્રમાણે છે; મારો ભાઈ તથા તમારો છોકરો મોટા થયા છે; ઉંટ, હાથી, તથા ઘોડો એઓ કામના છે; આ છોકરો છોકરી મોટાં થવાનાં છે; આ વાડી અને ખેતર તમારાં છે!

૪૦૪. બે કે અધિક નામ એકજ વિષયની જૂદી જૂદી સંજ્ઞા હોય, તો તેમનો અર્થ એકવચનનો છે, માટે અર્થ પ્રમાણે ક્રિયાપદ કૃદંત આદિ શબ્દ ફરે; સૃષ્ટિનો કર્તા તથા પાળક મોટો છે; ગામનો ગુરૂ તથા કવિરાજ આવ્યો છે.

બે કે અધિક નામ મળીને કોઈ વિષયપદની સંજ્ઞા થાય તો તે એકજ નામ છે; જેમકે, દલપતરામની રચેલી ચોપડી, "સંપ અને લક્ષ્મી વચે સંવાદ," તે સારી છે.

૪૦૫. સુધાં, સાથે, એવા અર્થના સંયોજક શબ્દ આવે, તો તેમનાથી ક્રિયાપદને કંઈ અસર લાગતી નથી; રાજા, પોતાના સર્વ સૈન્ય સુધાં, આવ્યો; હું, મારા કુટુંબના બધાં માણસની સાથે, તહિં ગયો.

૪૦૬. કર્તૃપક્ષમાં બે સર્વનામ, અથવા એક સર્વનામ અને બીજું નામ આવે, અને તેમની વચે "તથા" ઈત્યાદિ સમાનાર્થ વાક્યયોગી આવે, તો ક્રિયાપદ અનેકવચનનો પ્રલય સ્વીકારે; અને સર્વનામ પ્રથમ પુરૂષનું હોય, તો ક્રિયાપદ પ્રથમ પુરૂષમાં આવે; સર્વનામ દ્વિતીય પુરૂષનું, તો ક્રિયાપદ દ્વિતીય; અને તૃતીય પુરૂષનું સર્વનામ, તો તેજ પુરૂષનું ક્રિયાપદ થાય છે; —

| | | |
|---|---|---|
| હું અને તું (આપણે) જઈએ. | હું અને તમે જઈએ. | હું અને ગોપાળ જઈશું. |
| હું અને તે જઈશું. | હું અને તેઓ જઈશું. | હું અને આ માણસો જઈશું |
| તું અને તે જશો. | તું અને તેઓ જશો. | તું તથા બેહન જશો. |
| અમે અને તે જઈએ. | અમે અને તેઓ જઈએ. | અમે અને તારો ભાઈ જઈશું. |

ભિન્નાર્થ દર્શક વાક્યયોગી કે, અથવા, ઈ૦ આવે, તો છેલા સર્વનામનાં, કે બીજા નામનાં જાતિ વચન પ્રમાણે ક્રિયાપદનાં ફરે; હું કે તે જશે; તે કે હું જઈશ; હું કે તમે જશો; તમે કે હું ગયો; હું કે ગોપાળ ગયો. આવાં

વાક્ય તો દીપતાં નથી, એ કરતાં ક્રિયાપદ બે વાર વાપરવું સારૂં છે ; જેમકે– તે જશે, કે હું જઈશ; હું જઈશ, કે તમે જશો.

૪૦૭. કોઈ વેળા, સર્વનામ, અને તેની સાથે, તેને સમાનાર્થે, વપરાયલા વિશેષ્યનામ, કે વિશેષ્યને અર્થે વપરાયલા વિશેષણ, કે વિશેષ્ય ની સાથે વિશેષણ, એકજ અર્થ આવે, અને એકજ ક્રિયાપદના અધિકાર તળે હોય, તોપણ, સર્વનામ પ્રથમા વિભક્તિમાં રહે, અને નામને કે વિશેષણને, ક્રિયાપદના અધિકાર પ્રમાણે, વિભક્તિ, અથવા નામયોગી શબ્દ લાગે ;' અને એમજ અમ, તમ, વિભક્તિ રહિત રહેછે ; જેમકે – હું બાળકપર દયા કર ; હું નાહનાપર દયા કર ;– હું નાહના બાળકપર દયા કર ; અમ પાપીઓપર દયા કર ; તમ બધા ભુંડાઓ હું સંહાર કરીશ ; તુ દુષ્ટને હું શિક્ષા કરીશ. છેલા ઉદાહરણને બદલે, "તને દુષ્ટને શિક્ષા કરીશ" ઘણું કરીને કહેછે.

' જો સર્વનામને તેની સાથેના નામની વિભક્તિ લગાડિયે, તો અર્થ ફરી જાય; "હું નાહના બાળકપર દયા કર," એનો અર્થ એક, અને "મારા નાહના બાળકપર દયા કર," એનો અર્થ જુદો છે.

જેવો, સરખો, ઇ૦ શબ્દ સર્વનામ અને કોઈ બીજા નામની વચે આવે, તો સર્વનામને પ્રત્યય લાગે નહિ; "અમારા જેવા બાળકપર દયા કર;" "તમારા સરખા દુષ્ટોનો હું સંહાર કરીશ." પણ અહિં તો સર્વનામનો પ્રત્યય, "જેવા" ઇત્યાદિના અધિકાર તળે છે.

૪૦૮. જો તત્પદાપેક્ષ સર્વનામ, જે – તે, અનેક નામને દર્શાવે, તો તેઓ અનેકવચનના પ્રત્યય વિના આવે ; ગોપાળ અને બાપુ, જે આજ સવારમાં આવ્યા હતા, તે ફરી આવ્યા છે. એવા પ્રસંગમાં પ્રત્યય નહિ વપરાય તોય પણ અનેકવચનનો અર્થ રહેછે.

૪૦૯. પૂર્વાપર સર્વનામ એક બીજાની સાથે અર્થનો તથા વચનનો અન્વય રાખેછે, તો પણ વિભક્તિ વિષે, પૂર્વ સર્વનામ પૂર્વ ખંડમાં જે ક્રિયાપદ કે બીજે શબ્દ હોય, તેને આધીન રહેછે ; અને અપર સર્વનામ ઉત્તર ખંડના ક્રિયાપદનો કે બીજા શબ્દનો અધિકાર રાખે ;– જેઓ અહિં છે તેઓ તહિં છે; જેઓને સાંભળવાનુ હોય, તેઓએ સાંભળવું; જે હુ તમને કહુંછુ, તેનું ધ્યાન રાખજો; જે જેનું હોય તે તેને મળે.

૪૧૦. **માનાર્થે** નામ એકવચનને અર્થે, અને રૂપે પણ, વપરાય, તોય તે અનેકવચનનું હોય તેમ તેની સાથે ક્રિયાપદ વિશેષણાદિનો અન્વય છે; મહારાજ, તમે (કે આપ) મારે ઘેર પધારશો? તમે રામ છો.

બોલનાર પોતા સંબધી બોલે તો પણ એમજ રૂઢિ;- અમે (બોલનાર એકજ હોય તોય) આજ ગામ જવાના છિયે.

પણ વાક્ય વધારેલું હોય, તો નામની પૂર્વેના વિશેષણ કે ષષ્ઠી એકવચનમાં આવે; શું, તમે આખા દેશનો રાજા થઈ જવાનું કરોછો. પણ અનેકવચનનો અર્થ હોય, તો "દેશના રાજા" એવું આવે. માનાર્થે એક હોય તો "મારો કાકો આવ્યા," અનેક હોય તો મારા કાકા આવ્યા. તેમજ "મારો બાપ આવ્યા;" કોઈ "મારા બાપ આવ્યા" કહેછે, પણ અશુદ્ધ છે; ઘણા "મારો બાપો આવ્યા" કહેછે.

૪૧૧. સ્ત્રીનાં નામ એકવચને હોય પણ વિશેષણ ઈત્યાદિ માન્યતર અનેકવચનનો પ્રત્યય લેછે; "આજ રાણીજી પધારયાં;" "મા પણ હતાં કે શું;" "ઠાકોર વિજયસિંહનાં ઠકરાણાં આઠ;" મા તથા બેહેન આવ્યાં છે; "મા તો જરાક મરોડથી બોલતાં હતાં." જયકુમારી વિજય પૃ૦ ૭૧.

પણ નામની પૂર્વે વિશેષણ, કે ષષ્ઠી આવે, તો તે નારીજાતિનો પ્રત્યય લેછે; મારી મા તથા મારી બેહેન આવ્યાં છે.

૪૧૨. **ક્રિયાવિશેષણને** જાતિવચનદર્શક પ્રત્યયો લાગે તો તે વાક્યના ક્રિયાનાયનો અન્વયી થાય છે –

**કર્ત્તરિ**; અકર્મક. ગીરધરભાઈ આજ વેહેલો આવ્યો,- માનને અર્થે, વેહલા આવ્યા; ગંગા કાલે મોડી આવી હતી,- માનને અર્થે, મોડાં આવ્યાં; એ કામ વેહલું થશે; તેઓ બહુ ઉતાવળા આવેછે. **સકર્મક.** તે પોતાનું કામ ઉતાવળો કરેછે;- ઉતાવળે કરેછે પણ કહેવાય.

**કરણે**; **અકર્મક.** મારાથી આ કામ વેહલું બન્યું; આજ મારાથી વેહલું અવાયું. **સકર્મક.** મેં આ કામ સારૂં કરયુ; તેનાથી તે પુરૂષ સાજો કરાયો; તેણે આ કામ ઉતાવળુ કરયુ

આ રૂઢિથી કોઈ વેળા ઘુચવણ થાય છે; માટે સંભારવું, કે વિશેષણ વિધેયપદને લાગે તો તે ગુણવાચક, અને ક્રિયાપદને લાગે તો ક્રિયાવિશેષણ છે.

૪૧૩. સામાસિકનામને છેડે વિભક્તિનો પ્રત્યય લાગેછે; જે૦, "કામક્રોધલોભમોહમદમત્સરનો ત્યાગ કરવો;" શબ્દ જૂદા જૂદાસ થાય તોયપણ તેમનો સંબંધ સામાસિક હોય તો એજ રીતિ ચાલેછે; "કામ, ક્રોધ, લોભ, મોહ,-મદ, મત્સરનો ત્યાગ કરવો." શબ્દ પૃથક કહેવાય છે, ત્યારે તેનને છેડે બહુધા કોઈ સમાનાર્થદર્શક શબ્દ આવેછે; કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એમનો (કે, આ દુર્ગુણનો) ત્યાગ કરવો.

૪૧૪. સમાસમાં આવનાર શબ્દ, ઓ, ઊં, પ્રત્યયનો સ્વીકારનાર અકારાંત હોય, તો પ્રત્યય ઉડી જઈને પ્રકૃતિના અંત્યસ્વરની વૃદ્ધિ થાય છે;– "મારા ઘોડા વાછુરડા બળદિયાથી." અર્થ સ્વીકારનાર કોઈ સર્વનામ છેડે આવે, તો નામને પ્રથમાનો પ્રત્યય રહેછે; "મારો ઘોડો, વાછુરડો, બળદિયું, એ બધાંથી મને લાભ થાય છે."

૪૧૫. એ પ્રત્યય તૃતીયાને અર્થે, કે સપ્તમીને અર્થે વપરાય, તો તે અકેક નામને લાગે;– હાથે પગે, જોર કરીને તે ખાડામાંથી નીકળ્યો; તેને માથે બરડે પગે ઘા વાગ્યા છે.

૪૧૬. કોઈ વેળા એકજ નામ હોય, તોય તેની આગળ તત્પદાપેક્ષક સર્વનામ વપરાય છે; ગોપાળ એ મારો મિત્ર છે,=ગોપાળ મારો મિત્ર છે; પ્રભુ તે સૃષ્ટિનો કર્તા છે,=પ્રભુ સૃષ્ટિનો કર્તા છે.

૪૧૭. નામની સાથે ત્યાં, ઘાં, ઈત્યાદિ વપરાય, તો નામ ષષ્ઠી – સપ્તમીનો પ્રત્યય સ્વીકારે છે; "રાજાને ત્યાં;" "મારે ઘાં." એનું કારણ એ છે કે આ શબ્દો મૂળે સપ્તમીમાં છે (૧૧૬ અને પૃ૦ ૭૫).

૪૧૮. અમુક જાતિનું જ્યાર્થ નામ હોય, પણ તેમાંના એકનું નામ બીજી જાતિનું હોય, તો વાક્યના સંબંધ પ્રમાણે ક્રિયાપદનો અન્વય કર્તાની સાથે છે;– ભરતખંડની નદિઓમાં (જ્યાં, નારીજાતિ) બ્રહ્મપુત્ર (એક નામ, નરજાતિ) કોઈ ન્હાનો નથી; ઉત્તર હિંદુસ્થાનના નદોમાં (જ્યાં, નરજાતિ) ગંગા-(એક નામ નારીજાતિ) મોટી છે.

૪૧૯. પ્રશ્નમાં જે પ્રશ્નાર્થ શબ્દ આવે, તેની વિભક્તિ ઉત્તરમાં આવનાર શબ્દની પણ હોય છે;– પ્ર૦ એ કામ કોણ કરેછે? ઉ૦ હું કરૂંછું; તમે શું કર્યું? મેં એ કર્યુ; કોણે કર્યુ? ગોપાળે.

૪૨૦. अधिकार. વાક્યવિન્યાસનો ત્રીજો ભાગ અધિકાર કહેવાય છે; એમાં વિભક્તિનો વિચાર આવેછે. જે વિભક્તિ ક્રિયાપદની સાથે સંબંધ રાખેછે તેઓ કારક કહેવાય છે*. કારકમાં કર્ત્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, અને અધિકરણ આ છ ગણાય છે. પષ્ઠી વિભક્તિ કારકમાં ગણેલી નથી, પણ તે સામાન્ય સંબંધ કહેવાય છે. સંબોધન, તે પ્રથમાને સમાન છે.

૪૨૧. कर्त्ता=પ્રથમા. અકર્મક ક્રિયાપદની સ્થિતિ ગતિનો અનુભવી, અને સકર્મકના વ્યાપાર ચલાવનારનું નામ આ વિભક્તિમાં આવેછે.

૪૨૨. कर्त्तरि प्रयोगमा પ્રથમા વિભક્તિ કર્ત્તા હોય છે. अकर्मक ; ગોપાળ છે; ઘોડો આવ્યો. सकर्मक. હું કરૂં; તે બોલ્યો; બ્રાહ્મણ વેદ ભણે.

૪૨૩. करणे प्रयोगमा ખરો કર્ત્તા તૃતીયા કે પચમીમાં, અને કર્મ પ્રથમામાં આવેછે. કોઈ વૈયાકરણો તૃતીયાને, અને ઘણા ખરા પચમીને, કર્ત્તા કહેવાને રાજી નથી હોતા; પ્રથમાનેજ કર્ત્તા ગણેછે. માટે જ્યારે સહ્ણભેદમાં (કરણે સકર્મક પ્રયોગમાં) કર્મ પ્રથમામાં આવેછે, ત્યારે એને વૈયાકરણીય કર્ત્તા કહેછે; માટે જેમ કર્ત્તરિપ્રયોગમાં પ્રથમા, ખરો કર્ત્તા, ક્રિયાપદનો નાથ છે, તેમ કરણે પ્રયોગમાં વૈયાકરણીય કર્ત્તા નાથ થાય છે; મેં કામ (કર્મ, વૈયાકરણીય કર્ત્તા) કર્યુ; મારાથી કામ કરાયું.

૪૨૪. જો વાક્યમાં અકર્મક ક્રિયાપદ આવે, અને વિધેયકપક્ષમાં નામ હોય તો તે પ્રથમામાં આવે; હું માણસ છુ; "જે તને સપ તે નૃપ બને, ન તને ચાકર થઈ ફરે." સંપલ.

ગતિવાચક ક્રિયાપદની સાથે મજલ, કેટલું દૂર, આ અર્થ જણાવનાર શબ્દ પ્રથમામાં આવે; "તમે આજ દશ ગાઉ ચાલ્યા;* "અમે કાલ બે મજલ ચાલીશું." આવા પ્રસંગમા અકર્મક ક્રિ૦ સકર્મક જેવું દેખાય; પણ ખુલાશો

* विभक्तिना प्रत्यय मूळे पृथक शब्द हता (२८७); पेहेलां अमुक प्रत्ययनो अमुक अर्थ हतो; पछी विकार थवा लाग्यो; जेम रूपमां पसारो, तेम अर्थमां घोळ चाल्यो. एक प्रत्ययनुं रूप कोइ बीजाना जेवुं थयुं, अने एक प्रत्ययनो अर्थ बीजा प्रत्ययनी साथे भळ्यो. कोइ वेळा, रूपनो समूळ लोप थयो, अने कोइ अर्थ छेक उडी गयो. माटे मूळार्थ शोधीने खरो अर्थ ठराववो. केवळ रूप उपर, के केवळ अर्थ उपर विभक्ति ठराणती नथी.

એ છે, કે સુધી, પર્યંત ઇ૦ અર્થનો કોઈ શબ્દ અધ્યાહાર્ય છે; અમે કાલે બે મજલ (સુધી, પર્યંત) ચાલીશું. (૪૩૪)

સ્થિતિગતિવાચકનો સમય ઇ૦ દર્શાવનાર શબ્દ પ્રથમામાં આવે;– "હું તમારી પાસે એક દહાડો રહ્યો;" "અમે તાંહાંથી આવતાં આઠ દિવસ ચાલ્યા (૪૩૪). અહિં પણ સુધી, પર્યંત આદિક કોઈ શબ્દ અધ્યાહાર્ય ગણવો.

૪૨૫. કોઈ વેળા અનેક નામનો ગણ વપરાય, તો તેમની વિભક્તિ પ્રથમા નહિ છતાં પણ પ્રથમાનો પ્રત્યય વપરાય છે; જૂઠો, ઠગારો, લુચ્ચો, તથા ચોરની સાથે વાત કરવી નહિ. પણ ખરો નિયમ એવો દેખાય છે, કે પ્રથમાનો પ્રત્યય પડતો મૂકીને પ્રકૃતિના અન્ત્યાક્ષરની વૃદ્ધિ વાપરવી;– જૂઠા, ઠગારા, લુચ્ચા, ચોરની સાથે ઇ૦; અથવા, પ્રથમા વિભક્તિમાં શબ્દોને રાખીને તેમને છેડે તત્પદાપેક્ષક કે દર્શક સર્વનામ વપરાય; જૂઠો, ઠગારો, લુચ્ચો, ચોર, એમની સાથે ઇ૦. (૪૧૩)

૪૨૬. આખું વાક્ય (ઉપવાક્ય) ક્રિયાનો કર્તા હોય, તો તેની વિભક્તિ પ્રથમા છે; તમે નિત્ય મોડા આવોછો (એ) સારૂં નથી.

**૪૨૭. કર્મ.** સકર્મક ક્રિયાપદનો કર્તા જે વિષયને ઉપજાવે, અથવા જેને વાપરે, અથવા જેનાપર ક્રિયાનો વેપાર પોહોંચાડે, તે તેનું કર્મ કહેવાય છે (૧૩૨, ૧૩૩).

૪૨૮. વિષયસાધક તથા વિષયધારક ક્રિયાપદને એકજ કર્મદર્શક શબ્દ હોય છે, અને વિશેષે કરીને તેની વિભક્તિ દ્વિતીયા હોય છે. કોઈ વેળા ચતુર્થી પણ થાય, પણ એનો વિચાર ચતુર્થીના પ્રકરણમાં આવે.

પ્રદાયકક્રિયાપદને બે કર્મ હોય છે; એક પાસે, કે ઉપસ્થ કર્મ, અને બીજુ છેટું કે અનુપસ્થ કર્મ* કહેવાય છે ખરા, કે ઉપસ્થ, કર્મની વિભક્તિ દ્વિતીયા, અને છેટા અથવા અનુપસ્થની વિભક્તિ ચતુર્થી હોય છે; જેમકે, હું તેને (અનુપસ્થ કર્મ) રૂપિયો (ઉપસ્થ કર્મ) આપું; હું તને (અનુપસ્થ) વિદ્યા (ઉપસ્થ) શીખવું; હું ગોપાળને (અનુપસ્થ) લાકડી (ઉપસ્થ) મારૂં.

૪૨૯. કર્તરિ પ્રયોગમા પાસે કે ઉપસ્થ કર્મ દ્વિતીયા હોય, પણ કરણે પ્રયો-

* उपस्थ (उप – પાસે, स्थ – રહેનાર) પાસેનું – निकट. अनुपस्थ (अन् – નહિ, उपस्थ) છેટું.

ગમાં તેની વિભક્તિ પ્રથમા (વૈયાકરણીય કર્તા ૪૨૩) થાય છે. પણ કરણે સકર્મક પ્રયોગમાં અનુપસ્થકર્મની વિભક્તિ બદલાતી નથી; જેમકે, મેં તને રૂપિયો આપ્યો; મારાથી તને રૂપિયો અપાયો. મેં તને લાકડી મારી; મેં તને વાત કહી; મારાથી તને વાત કહેવાઈ.

૪૩૦ ક્રિયાપદનો અર્થ પ્રદાયક નહિ છતાં, જો કર્મ ચતુર્થીમાં હોય તો કેવળ સદ્યભેદમાં વિભક્તિ બદલાય છે;" હું તેને (અહિં "તે"ને સ્થળે "તેને") વાપરૂંછું; મેં તેને વાપરવું છે." પણ સદ્યભેદમાં, "મારાથી તે (તેને નહિ) વપરાય છે." દ્વિતીયામાં જે કર્મ તે ક્રિયાપદની સાથે એવું નિકટ મળી જાય કે જાણે તે ક્રિયાપદનો એક ભાગ જેવો થાય છે, ત્યારે ચતુર્થીમાં જે નામ છે તે ઉપસ્થ કર્મ જેવું થાયછે. એવું થાયછે, ત્યારે, કરણે પ્રયોગે, કેવળ સદ્યભેદમાં તેની વિભક્તિ ફરેછે; "હું તને રાજા ઠરાવુંછું"; "મેં તને રાજા ઠરાવ્યો"; "મારાથી તું રાજા ઠરાવાયો." "હું તને દીકરો કહુંછુ;" "મેં તને દીકરો કહ્યો;" "મારાથી તું દીકરો કહેવાયો." ચતુર્થી વિષેના પ્રકરણમાં જોવું.

૪૩૧. ધરાવ ઈત્યાદિ ક્રિયાપદ, જેઓ કોઈને નામ આપવાનો અર્થ દેખાડેછે, તેઓને દ્વિતીયામાં બે વિષયપદ લાગેછે; જેમકે, "રાંજા નામ ધરાવીને, રાખ્યો મને ગરીબ." સં૦ લક્ષ્મી ૧૩૬. હું તને ગોપાળ નામ ધરાવુંછું; મેં તને ગોપાળ નામ પાડ્યું. "તારૂં ગોપાળ નામ પાડ્યુ" પણ કહેછે.

૪૩૨. કોઈ કહેછે કે નિર્જીવ પદાર્થ ક્રિયાપદનું કર્મ હોય, તો તેની વિભક્તિ દ્વિતીયા, પણ માણસાદિક પ્રાણી હોય તો તે ચતુર્થી. પ્રથમ દ્વિતીય સર્વનામને દ્વિતીયાને સ્થળે ચતુર્થીના પ્રત્યય લાગેછે; "હું તને જોઉંછું," "તું મને જુએ છે." તૃતીય સર્વનામમાં, હું તેને (માણસને) જોઉંછું. વસ્તુ વિષે કોઈ વેળા તે, કોઈ વેળા તેને; હું તે (તે કામ) જોઉંછુ; હું તેને (તે ઝાડને) જોઉંછું.

એમજ "હું એક ચાકર રાખીશ, કે ચાકરને રાખીશ; મેં આજ એક ગાડી રાખી, માટે ગાડીને વાસ્તે એક ઘોડો, અને ઘોડાને વાસ્તે એક નોકર (કે નોકરને) રાખીશ. એવા પ્રસંગમાં દ્વિતીયા વધારે ચાલે.

૪૩૩. અનુપસ્થકર્મનો અર્થ અધિકરણના અર્થને કંઈ મળેછે; કેમકે ક્રિયા તેને તાં, તેના ઉપર આવી થંભી, કે આવી પોહોંચી છે, એવો અર્થ થાય છે. અનેક ભાષામાં ચતુર્થીની સાથે અધિકરણાર્થ બહુધા મળેછે, માટે

તે સેહુન્તે કર્મ થાયછે. એમજ સાતમી, અને તેને મળતા અર્થના નામયોગી શબ્દ, કોઈ વેળા ક્રિયાપદનાં અનુપસ્થ કર્મ જેવા થાયછે; જેમકે, હું પીપમાં પાણી ભરૂંછું; "હું તારા પર રોષ મૂકુંછું."

૪૩૪. રસ્તાનો ટપ્પો, મજલ, વેળા, સમય, ઇત્યાદિ અર્થના શબ્દ સકર્મક ક્રિયાપદની સાથે આવે, તો દ્વિતીયા વિભક્તિમાં આવે; —"હું આજ બે મજલ કરીશ;" "અમે રોજ માર્ગના ચોરા ગાઊ કાપીનાંખ્યા"; "આ કામને વાસ્તે તેઓ દશ દિવસ માગેછે." (૪૨૪)

૪૩૫. ક્રિયાવિશેષણને અર્થે, સકર્મક ક્રિયાપદની સાથે, દ્વિતીયા વપરાય; તું આ કામ સારૂં કરેછે (સારી પેઠે). એનો અન્વય કર્મની સાથે (૪૧૨).

૪૩૬. જા, આવ, પોહચ—આવા અર્થના ક્રિયાપદની સાથે કોઈ વેળા દ્વિતીયા વપરાયલી હોય એવું દેખાય: હું ગામ જાઉંછુ;" "તે મુંબઈ આવશે;" "તે સુરત ગયો છે." એ રૂઢિ સંસ્કૃત नरो ग्रामं गच्छतिની સાથે મળતી જેવી દેખાય. તોપણ, ગામ સ્થળાદિક નામની વિભક્તિ ગુજરાતીમાં સપ્તમી છે; કેમકે નામની સાથે વિશેષણ આવે તો તેને એ પ્રત્યય લાગેછે;—હું પોતાને ગામ ગયો; તે તેને દેશ પોહચ્યો છે. અધિકરણ વિષેના પ્રકરણમાં જોવું. વળી, દેશ ગામ ઇત્યાદિ નામની સાથે એ પ્રત્યય વપરાય છે; "કોઈ દેશીઓને વિદેશે ચલાવ્યા, ઇનામો પગારો દઈને રીઝાવ્યા." સંપ.

૪૩૭. करण. તૃતીયા વિભક્તિનું નામ. એના અનેક અર્થ થાયછે.

અ.) શસ્ત્રાર્થ, જે હથિયારે કે ઇંદ્રિયે કરીને કર્તા ક્રિયા સાધે તે કરણ કહેવાયછે;— હું એ કામ મારે હાથે કરૂંછું; હું તને લાકડીએ મારીશ; આપણે આંખે જોઈયે છિયે, અને કાને સાંભળિયે છિયે. "તમે ફળવાન થાઓ, અને તમારે વંશે પૃથ્વી ભરપૂર કરો;" "જાણે આભ છવાઈ ગયો, જેમ આષાડનો મેઘ;" ડકપૂર મહાત્મ્ય પૃ૦ ૫૩. "વિજેસંગ કહે કહે શું થાય." ડકપૂર.

આ.) કોઈ મનસ્થ વિચાર, કે કોઈ પદાર્થ, કે કોઈ ક્રિયા, શસ્ત્ર નહિ છતાં પણ, શસ્ત્ર હોય એવું ધારવામાં આવે, તો તેની પણ વિભક્તિ તૃતીયા હોય; તે પોતાની સ્વેચ્છાએ અહિં આવ્યો; તે ક્રોધે બહુ તપ્ત થયો છે; બાપડો ક્રમોતે મુઓ; તે તાવે માંદો પડ્યો છે; સંપ સદાયે રાખિયે, ભામનીને ભરતાર, મધુરે વચને માગિયે, દંપતિને અનુસાર;" સં૦ ૧૨૯; "જેણે ન સેવ્યો સંપ, મુએ વણ મોતે તે તે," સં૦ ૮૫.

૮.) એની સાથે કારણનો અર્થ પણ ભળેછે;—"જેને ખાધે વિષ ચડે, તેને જો કોઈ ખાય;" પદમાવતિ. "હરીભક્તને શું કહિયે, એ સુપગ ભૂખે ના મરે;" ઉદ્ધ૦. "ત્રીયા, ઘણું ન તાણિયે, તાણ્યે તૂટી જાય." સંપ૦ ૧૪૯.

૯.) કર્તાનો અર્થ. આ અર્થ, કરણે પ્રયોગમાં, સકર્મક ક્રિયાપદના ભૂતકૃદંતની સાથે તૃતીયા વિભક્તિ વપરાય છે;—મેં કર્યું; મેં કહેલું છે.

अकर्मक क्रियापदनी साथे, अने सकर्मकनी साथे, कर्ताने अर्थे तृतीया विभक्ति नहि वापरवानी रूढि गुजरातीमां हती होय एवुं देखायछे; ने तृतीयाने स्थळे पंचमी चालेछे; जेमके, माराथी थयु, माराथी रहेवायु, माराथी करायु; पण साधारण लोकोमां "मैं थाय नहि," "मैं रेहावानुं नथी;" "मैं केम करेवाय." कोइ एने अशुद्ध गणे, पण एमां संस्कृतनुं रूप लोकोमां रह्युं छे; मया क्रियते, माराथी (मूळमां, साधारण लोकोनी रीति प्रमाणे, मैं) करायछे; त्वया गम्यते, ताराथी (तैं) जवायछे; मया भ्राता घातितः, माराथी (मैं) भाइ मरायो=मैं भाइ(ने) मार्यो. रिपुना बद्धः, रिपुथी (रिपुए) बंधायो. उच्यते मया, माराथी (मैं) कहेवायछे. तेन कथ्यते, तेनाथी (तेणे) कहेवायछे. कविताओमां पण मूळने मळती रीति मळे. (१७७)

૪૩૮. કોઈ વેળા તૃતીયાને ઠેકાણે પંચમી સકર્મક ક્રિયાપદના વિશેષ ભૂતકૃદંતની સાથે આવે; "માણસોથી તે ધિક્કારેલો તથા તજેલો હતો;" "દેવથી મારેલા." ઇંસાપા. ૫૩; ૩-૪. પણ અહિં તૃતીયા હોત તો સારું.

૪૩૯. કર્તાને અર્થે ષષ્ઠી વિભક્તિ પણ વિશેષ ભૂત કૃદંતની સાથે વપરાયછે; મારૂં કરેલું કામ=મેં જે કર્યું તે—મેં કરેલું કામ. એ રૂઢિ સંસ્કૃતમાંથી ગુજરાતીમાં આવી; राज्ञः (=राजा) मतो विप्र., રાજાનો (=રાજાએ) માનેલો વિપ્ર.

શાસ્ત્રાર્થે તૃતીયા, કર્તાને અર્થે તૃતીયા, પંચમી, તથા ષષ્ઠી, બધી કોઈ વેળા એકજ વાક્યમાં આવે; બે તૃતીયા,—તેણે પોતાને હાથે એ કામ કર્યુ છે; પંચમી+તૃતીયા,—તેનાથી પોતાને હાથે એ કામ બન્યું; ષષ્ઠી+તૃતીયા,—એ તેનું પોતાને હાથે કરેલું કામ છે.

૪૪૦. જે મૂલ્યે કંઈ વેચાતું લેવાય છે તેની વિભક્તિ તૃતીયામાં આવે; પૈસે ઇંગ્સાફનું વેચાણ વધારે થવા માંડ્યું છે;" "મેં એક ઘોડો પચાસ રૂપિયે રાખ્યો"; મેં અઢી રૂપિયે દોઢ મણ ચોખા રાખ્યા. (૪૫૭)

૪૪૧. કરીને, આ નામયોગીની સાથે તૃતીયા વપરાય છે;—તેણે કરીને એવું થયું છે. તેથી કરીને પણ કોઈ કહેછે, પણ મૂળ જોતાં, એ અશુદ્ધ છે (૨૨૨).

૪૪૨. કોઈનું નામ શું છે તે કહેતાં તેની સૂચના આપે તે શબ્દની વિભક્તિ તૃતીયા છે; "ગોપાળ એવે નામે (કે એવે નામે કરી, કે એવે નામે કરીને) એક છોકરો."

૪૪૩. જે માર્ગે થઈને કોઈ જાયછે તેની વિભક્તિ ઘણું કરીને તૃતીયા થાય છે; તે ચોર પેલે માર્ગે (=માર્ગે થઈને – માર્ગથી) નાશી ગયો. પણ કોઈ વેળા એવા પ્રસંગમાં એ પ્રત્યય સપ્તમીના જેવો દેખાયછે; જેમકે, સતને માર્ગે ચાલો = સતના માર્ગમાં ચાલો; ભુંડાની ચાલે (= ચાલમાં) ચાલશો મા.

૪૪૪. જાતિ, અધિકાર, ઈત્યાદિ, જેણે કરીને કોઈનું વર્ણન કરાય છે, તે તૃતીયામાં આવે; આ માણસ જાતિએ બ્રાહ્મણ છે; આ સાહેબ અધિકારે મામલતદાર છે; આ છોકરો કેવળ નામે વિદ્યાર્થી છે. એને બદલે પંચમી પણ વપરાય; ગોપાળ તો કેવળ નામથી વિદ્યાર્થી છે.

૪૪૫. સામાન્ય કૃદંત અગત્યને અર્થે વપરાય છે, ત્યારે તેની સાથે તૃતીયા વિભક્તિ આવેછે; તેણે કરવું. પ્રથમ દ્વિતીય પુરૂષનું સર્વનામ એક કે અનેક વચનને અર્થે આવે તો પષ્ઠી-તૃતીયા વપરાય છે; મારે – તારે – અમારે, – તમારે કરવું (૧૧૧. ૧૧૫. ૧૧૮).

૪૪૬. કવિતામાં, તૃતીયાનો પ્રત્યય અધ્યાહાર્ય હોય; –
જાણી હકીગત તેને ભ્રાત (ભ્રાતે). સં૦ ૬૧ "એજ વચન આપ્યું મહાદેવ (દેવે). સં૦ ૪૨. "સેવ્યો એકે સંપ, મુવો તે રાવણ સાથે; તજ્યો વિભીષણ (–ણે) સંપ, છત્ર માંડયું નિજમાથે." સં૦ ૮૦.

૪૪૭. સંપ્રદાન, = ચતુર્થી. એ વિભક્તિ અકર્મક તથા સકર્મક, ક્રિયાપદની સાથે વપરાયછે. ક્રિયાપદ અકર્મક હોય તો કોઈ વિષયને ત્યાં કંઈ આવી પોહોચ્યું, સકર્મક હોય તો લાવી પોહચાડેલું, એવા અર્થ થાયછે. માટે સંપ્રદાનના અર્થમાં અધિકરણનો અર્થ કંઈ ભળેછે.

કોઈ કોઈ પ્રસંગમાં, ચતુર્થીનો અર્થ દ્વિતીયા સાથે મળેલો દેખાયછે, પણ જુજે એઓમા બહુજ અંતર છે; દ્વિતીયા કેવળ સકર્મકની સાથે, ચતુર્થી બેહુ વર્ણનાં ક્રિયાપદની સાથે વપરાય, – દ્વિતીયામાં અધિકરણનો અર્થ હોય કે ન હોય, ચતુર્થીમાં અધિકરણાર્થ વિશેષ છે; માટે જ્યારે એક સકર્મક ક્રિયાપદની સાથે બેહુ

વિભક્તિ વપરાયછે, ત્યારે, પોત પોતાના મૂળ લક્ષણ પ્રમાણે, દ્વિતીયા ઉપસ્થ, અને ચતુર્થી અનુપસ્થ કર્મ થાયછે ( ૪૨૩. ૪૨૯. ).

૪૪૮. કોઈ વિષયની પાસે કંઈ હોય, કે અકર્મક ક્રિયાના વ્યાપારથી કોઈને કંઈથયું, મળ્યું, લાગ્યું, વળગ્યું એવું જણાવવાનું હોય તો તે વિષય ચતુર્થીમાં આવે; મને રોગ છે; મને સુખ થયું; મને રૂપયો મળ્યો; મને ભામેછે; મને ભાવેછે; મને દેખાયછે; મને જણાયછે; મને ભૂખ લાગે; મને શોગે છે; તેને દયા ઘટેછે; તેને લાભ રહેછે; તેને તાવ આવેછે; એને રંગ ચડેછે.

એની સાથે એવાં વાક્ય મળવાય; "તે બાઈ તેને રહેશે" (એટલે ખરી કે પતિવ્રતા): "હે રાજા, રાજ્ય તને રહેશે" (એટલે તને સ્થિર – તારા હાથમાં); "એ વિના તેને ચાલે નહિ;" "એ તેને ખપે છે."

બીજાં ઉદાહરણ;–

"મોટે માગ્યા સાતજ માલ, એને ગોદ થયા તત્કાલ;
મોટે માગી પંદર ગાય, એને એથી બમણી થાય." સં૦ ૯૭
"નવ પામ્યા શોધ સીતા તણી; કયમ જઈએ સુગ્રીવ ભણી?
એને ક્રૂર સ્વભાવ છે સહી, તે આપણને મૂકે નહિ." રામાયણ.
"લક્ષ્મીને બીજ ચાર, અમારે વીરા છે." હુંનરખાં ૪૯.

૪૪૯. સમ, તુલ્ય, બરાબર, સરખું, ઘટતું, યોગ્ય, જોઈતું, અનુસરતું, પ્રિય, વાહલું, ઈત્યાદિ વિશેષણની સાથે ચતુર્થી વપરાયછે;– "ઘનનો સ્વાદ સરસ ઘણો, સાકરને અનુસાર (અનુસરતો)." સં૦ ૮૨.

૪૫૦. સકર્મક. પ્રદાયક ક્રિયાપદ દે, આપ, કહે, બોલ, માર, શીખવ, ભણાવ, જણાવ, મોકલ, ઈત્યાદિને અનુપસ્થ કર્મ ચતુર્થીમાં લાગેછે;– હું તને વચન આપું; હું તને વાત કહું; હું તમને એ કાહું છું; તે મને લાકડી મારે છે; મેહતાજી છોકરાને વિદ્યા શીખવે છે; સંદેશીઆએ રાજાને સમાચાર જણાવ્યો; સરકારને અરજી મોકલું છું.

૪૫૧. ઘણાં ક્રિયાપદ ઉપસ્થ કર્મની સાથે મળીને એક સંયુક્ત અર્થ ઉપજાવે છે; હું તને વિનતિ કરૂંછું; પાટીને રંગ ચહડાવ્યો?

૪૫૨. આવાં ઘણાં બીજાં ક્રિયાપદ અનુપસ્થ કર્મને અર્થે તૃતીયાનો નહિ, પણ ષષ્ઠીનો સ્વીકાર કરેછે; હું તેનો વિચાર કરૂંછું; એ વાતનો શોધ કરૂં;

૪૪૨. કોઈનું નામ શું છે તે કહેતાં તેની પ્રચના આપે તે શબ્દની વિભક્તિ તૃતીયા છે; "ગોપાળ એવે નામે (કે એવે નામે કરી, કે એવે નામે કરીને) એક છોકરો."

૪૪૩. જે માર્ગે થઈને કોઈ જાયછે તેની વિભક્તિ ઘણું કરીને તૃતીયા થાય છે; તે ચોર પેલે માર્ગે (=માર્ગે થઈને – માર્ગેથી) નાશી ગયો. પણ કોઈ વેળા એવા પ્રસંગમાં એ પ્રત્યય સપ્તમીના જેવો દેખાયછે; જેમકે, સતને માર્ગે ચાલો = સતના માર્ગમાં ચાલો; ભુંડાની ચાલે (= ચાલમાં) ચાલશો મા.

૪૪૪. જાતિ, અધિકાર, ઈત્યાદિ, જેણે કરીને કોઈનું વર્ણન કરાય છે, તે તૃતીયામાં આવે; આ માણસ જાતિએ બ્રાહ્મણ છે; આ સાહેબ અધિકારે મામલતદાર છે; આ છોકરો કેવળ નામે વિદ્યાર્થી છે. એને સ્થળે પંચમી પણ વપરાય; ગોપાળ તો કેવળ નામથી વિદ્યાર્થી છે.

૪૪૫. સામાન્ય કૃદંત અગત્યને અર્થે વપરાય છે, ત્યારે તેની સાથે તૃતીયા વિભક્તિ આવેછે; તેણે કરવું. પ્રથમ દ્વિતીય પુરૂષનું સર્વનામ એક કે અનેક વચનને અર્થે આવે તો ષષ્ઠી-તૃતીયા વપરાય છે; મારે – તારે – અમારે, – તમારે કરવું (૧૧૧. ૧૧૫. ૧૧૮).

૪૪૬. કવિતામાં, તૃતીયાનો પ્રત્યય અધ્યાહાર્ય હોય; –
જાણી હકીગત તેને ભ્રાત (ભ્રાતે). સં. ૬૧ "એજ વચન આપ્યું મહાદેવ (દેવે). સં. ૪૨. "સૈન્યો એકે સંપ, સુગ્રીવ તે રાવણ સાથે; તજ્યો વિભીષણ (–ણે) સંપ, છત્ર માંડયુ નિજમાથે." સં. ૮.

૪૪૭. સંપ્રદાન, = ચતુર્થી. એ વિભક્તિ અકર્મક તથા સકર્મક, ક્રિયાપદની સાથે વપરાયછે. ક્રિયાપદ અકર્મક હોય તો કોઈ વિષયને ત્યાં કંઈ આવી પોહચ્યું, સકર્મક હોય તો લાવી પોહચાડેલું, એવો અર્થ થાયછે. માટે સંપ્રદાનના અર્થમાં અધિકરણનો અર્થ કંઈ ભળેછે.

કોઈ કોઈ પ્રસંગમાં, ચતુર્થીનો અર્થ દ્વિતીયા સાથે મળેલો દેખાયછે, પણ બુએ એઓમા બહુજ અંતર છે; દ્વિતીયા કેવળ સકર્મકની સાથે, ચતુર્થી બેહુ વર્ણનાં ક્રિયાપદની સાથે વપરાય, – દ્વિતીયામા અધિકરણનો અર્થ હોય કે ન હોય, ચતુર્થીમાં અધિકરણાર્થ વિશેષ છે; માટે જ્યારે એક સકર્મક ક્રિયાપદની સાથે બેહુ

વિભક્તિ વપરાયછે, ત્યારે, પોત પોતાના મૂળ લક્ષણ પ્રમાણે, દ્વિતીયા ઉપસ્થ, અને ચતુર્થી અનુપસ્થ કર્મ થાયછે (૪૨૩. ૪૨૯.).

૪૪૮. કોઈ વિષયની પાસે કંઈ હોય, કે અકર્મક ક્રિયાના વ્યાપારથી કોઈને કંઈથયું, મળ્યું, લાગ્યું, વળગ્યું એવું જણાવવાનું હોય તો તે વિષય ચતુર્થીમાં આવે; મને રોગ છે; મને સુખ થયું; મને રૂપયો મળ્યો; મને ભાસેછે; મને ભાવેછે; મને દેખાયછે; મને જણાયછે; મને ભૂખ લાગે; મને શોભે છે; તેને દયા ઘટેછે; તેને લાભ રહેછે; તેને તાવ આવેછે; એને રંગ ચડેછે.

એની સાથે એવાં વાક્ય મેળવાય; "તે બાઈ તેને રહેશે" (એટલે ખરી કે પતિવ્રતા): "હે રાજા, રાજ્ય તને રહેશે" (એટલે તને સ્થિર – તારા હાથમાં): "એ વિના તેને ચાલે નહિ;" "એ તેને ખપે છે."

બીજાં ઉદાહરણ:–

"મારે માગ્યા સાતજ માસ, ઓને ચોદ થયા તત્કાળ;
મારે માગી પદર ગાય, ઓને એથી બમણી થાય." સં૦ ૯૭
"નવ પામ્યા શોધ સીતા તણી; ક્યમ જઈએ સુગ્રીવ ભણી?
એને ક્રૂર સ્વભાવ છે સહી, તે આપણને મૂકે નહિ." રામાયણ.
"લક્ષ્મીને બૂજ ચાગ, અમારે વીરા છે." હુંનરખાં ૪૫.

૪૪૯. સમ, તુલ્ય; બરાબર, સરખુ, ઘટતુ, યોગ્ય, જોઈતુ, અનુસરતુ, પ્રિય, વાહલું, ઈત્યાદિ વિશેષણની સાથે ચતુર્થી વપરાયછે;– "ધનનો સ્વાદ સરસ ઘણો, સાકરને અનુસાર (અનુસરતો)." સં૦ ૮૨.

૪૫૦. સકર્મક. પ્રદાયક ક્રિયાપદ દે, આપ, કહે, બોલ, માર, શીખવ, ભણાવ, જણાવ, મોકલ, ઈત્યાદિને અનુપસ્થ કર્મ ચતુર્થીમાં લાગેછે;– હું તને વચન આપુ; હું તને વાત કહું; હુ તમને એ કહુંછુ; તે મને લાકડી મારે છે; મેહતાજી છોકરાને વિદ્યા શીખવે છે; સંદેશીઆએ રાજાને સમાચાર જણાવ્યો; સરકારને અરજી મોકલું છુ.

૪૫૧. ઘણાં ક્રિયાપદ ઉપસ્થ કર્મની સાથે મળીને એક સંયુક્ત અર્થ ઉપજાવે છે; હું તને વિનતિ કરૂંછુ; પાઘીને રંગ ચહડાવ્યા?

૪૫૨. આવાં ઘણાં ખરા ક્રિયાપદ અનુપસ્થ કર્મને અર્થ તૃતીયાનો નહિ, પણ ષષ્ઠીનો સ્વીકાર કરેછે; હું તેનો વિચાર કરૂંછુ; એ વાતનો શોધ કરૂં;

હું તારી વિનતિ કરૂંછું; દેવનું ભજન કરૂંછું. કોઈ ક્રિયાપદની સાથે ઉપરની એહ રીતિ ચાલે; — "રાજાને — રાજાનો અભિષેક કરેછે." ક્રિયાપદ અને નામ મળીને સંયુક્ત અર્થ ઉપજાવે તો ઉપસ્થ કર્મ ચતુર્થીમાં કે ષષ્ઠીમાં આવે.

૪૫૩. એવાં સંયુક્ત ક્રિયાપદનું નામ તથા ક્રિયાપદ, કોઈ વેળા, મળીને એક ક્રિયાપદ થાય છે, ત્યારે તે — અ.) ચતુર્થીનો સ્વીકાર કરેછે; સંયુક્તની સાથે અનુપસ્થ કર્મ ચતુર્થીમાં કે ષષ્ઠીમાં વપરાતું હોય, તોપણ ક્રિયાપદ ચતુર્થી માગે; — હું તેનો સ્વીકાર કરૂંછું = હું તેને સ્વીકારૂં છું; તેનું ભજન કરૂંછું = તેને ભજું છું; તેનો ત્યાગ કરૂંછું = તેને તજું છું; હું તેને માન આપુંછું, તેને માન્ય કરૂંછું, એટુ = તેને માનુંછું. આ.) ચતુર્થીને બદલે દ્વિતીયા પણ વપરાય છે; હું દેવને માનુંછું, — હું મારો અપરાધ માનુંછું; હું મારી બાયડીને તજી દેઈશ, — મારી કલ્પના તજી દેઈશ.

૪૫૪. કર્મણિ પ્રયોગમાં પ્રદાયક ક્રિયાપદ આવે તો — અ.) અનુપસ્થ કર્મ તૃતીયામાં, અને ઉપસ્થ કર્મ પ્રથમામાં આવે; —

| | | | |
|---|---|---|---|
| કર્તરિ | હું દીનને દાન આપું. | કર્મણિ. | મેં દીનને દાન આપ્યું. |
| | | | મારાથી દીનને દાન અપાયું. |
| | હું તને વાત કહું. | | મેં તને વાત કહી. |
| | | | મારાથી તને વાત કહેવાઈ. |
| | હું તને ઉપાય જણાવું. | | મેં તને ઉપાય જણાવ્યો. |
| | | | મારાથી તને ઉપાય જણાવાયો. |

ઉપસ્થ નામ અધ્યાહાર્ય હોય, તો અનુપસ્થ કર્મ ચતુર્થીમાં આવે; (ભાવાર્થે ક્રિયાનાથ થાય છે;) હું તને કહું છું; મેં તને કહ્યું; મારાથી તને કહેવાયું.

આ.) અથવા, ભૂતકાળના કૃદંતની સાથે કર્માર્થે ચતુર્થી, અને સહભેદમાં કર્માર્થ પ્રથમા આવે; —

| | | |
|---|---|---|
| હું તને પુત્ર કહું. | મેં તને પુત્ર કહ્યો. | મારાથી તું પુત્ર કહેવાયો. |
| હું તને રાજા ઠરાવું. | મેં તને રાજા ઠરાવ્યો. | મારાથી તું રાજા ઠરાવાયો. |

એવાં ક્રિયાપદને ખરા પ્રદાયકમાં ગણતાં વિચાર થાય છે. ઉપસ્થ કર્મની સાથે અર્થમાં મળીને તેઓ સંયુક્ત ક્રિયાપદ જેવાં થાય, ને જે નામ ચતુર્થીમાં

આવેછે તે સંયુક્તનું ઉપસ્થ કર્મ થાય છે ;— અથવા, ચતુર્થીમાં જે નામ છે તે ખરૂં ઉપસ્થકર્મ છે, અને અર્થની સંપૂર્ણતાને વાસ્તે દ્વિતીયામાં બીજું નામ આવેછે. કેટલીએક ભાષાઓમાં આવાં ક્રિયાપદને દ્વિતીયામાં બે નામ લાગેછે, त्वां राजानं स्थापयामि, તને (મૂળ, તું દ્વિતીયાને અર્થે) રાજા ઠરાવુંછું. પણ સકર્મકના ભૂતકાલ વિષે ધુંચવણ છે;— "મેં તને રાજા ઠરવ્યો;" અહિં "તને" આ પ્રથમાના અર્થમાં છે; સંસ્કૃતમાં मया स राजा स्थापितः કહેવાય (૧૯૪).

૬.) ભણાવ, માર, ઇત્યાદિક ક્રિયાપદની સાથે બે નામ આવે, તો (ઉપર ગ. ની રીતિએ,) ઉપસ્થ દ્વિતીયામાં, અને અનુપસ્થ ચતુર્થીમાં આવે; "હું તને વિદ્યા શીખવુંછું;" "મેં તને વિદ્યા શીખવી." હું તને લાકડી મારૂંછું,— મેં તને લાકડી મારી,— મારાથી તને લાકડી મરાઇ.

પણ ઉપસ્થકર્મ અધ્યાહાર્ય હોય, તો અનુપસ્થકર્મ ભૂતકાલના કૃદંતનો ક્રિયાનાય થાય છે; સહ્યભેદમાં એવું નથી થતું; હું છોકરાને ભણાવુંછું,— મેં છોકરાને (પ્રથમાને અર્થે=છોકરો) ભણાવ્યો,— મારાથી છોકરો ભણાવાયો; હું છોકરાને મારૂંછું,— મેં છોકરાને માર્યો,— મારાથી છોકરો મરાયો. આ ઉદાહરણોમાં, ચતુર્થીમાં જે નામ આવેછે તે પ્રથમાને સ્થળે છે. સંસ્કૃતમાં અને બીજી ભાષાઓમાં પ્રથમા વપરાય છે;— मया पुत्रः शिक्षितः; मया पुत्रः ताडितः. એની અસર હજી ગુજરાતીમાં દેખાય છે; કેમકે, સંસ્કૃતની પેઠે, કોઇ વેળા, "મેં એક છોકરો માર્યો" કહેવાય. (૧૯૪).

૪૫૫. પ્રદાયક નહિ છતાં, અને એકજ નામને સ્વીકારતાં પણ, કોઇ ક્રિયાપદ કર્મને દ્વિતીયાને અર્થે ચતુર્થીમાં લાવે છે; જેમકે, હું તને હાંકુંછું; હું ચોરને ઝાલુંછું. કરણે પ્રયોગમાં, ભૂતકાલે પ્રથમાને અર્થે ચતુર્થી, અને સહ્યભેદમાં પ્રથમા; મેં તેને ખાધું — મારાથી તે ખવાયું, ઇ૦. વિશેષે કરીને માણસાદિક પ્રાણી ચતુર્થીમાં અને નિર્જીવ પદાર્થ દ્વિતીયામાં (કરણે પ્રયોગમાં પ્રથમામાં) આવે; પણ એ વિષે નિયમ સ્થિર નથી; જેમકે,—

"તેડાવ્યા વિદેશથી કારીગરોને શીખાવ્યા સંચા જંત્ર દેશીજણોને;
પંડાર્યો વિષે શિલ્પ વિદ્યા ભણેલા, તેડાવ્યા વિદેશી અભ્યાસી બનેલા."
સં૦ ૩૩૯. (૩૯૪—૩૯૬.) આ છેલા પદમાં કેવળ છંદને લીધે પ્રત્યય

હું તારી વિનંતિ કરૂંછું; દેવનું ભજન કરૂંછું. કોઈ ક્રિયાપદની સાથે ઉપસર્ગ બેહુ રીતિ ચાલે; —"રાજાને – રાજાનો અભિષેક કરેછે." ક્રિયાપદ અને નામ મળીને સંયુક્ત અર્થ ઉપજાવે તો ઉપસ્થ કર્મ ચતુર્થીમાં કે પષ્ઠીમાં આવે.

૪૫૩. એવાં સંયુક્ત ક્રિયાપદનું નામ તથા ક્રિયાપદ, કોઈ વેળા, મળીને એક ક્રિયાપદ થાય છે, ત્યારે તે – અ.) ચતુર્થીનો સ્વીકાર કરેછે; સંયુક્તની સાથે અનુપસ્થ કર્મ ચતુર્થીમાં કે પષ્ઠીમાં વપરાતું હોય, તોપણ ક્રિયાપદ ચતુર્થી માગે; — હું તેનો સ્વીકાર કરૂંછું = હું તેને સ્વીકારૂં છું; તેનું ભજન કરૂંછું = તેને ભજુ છું; તેનો ત્યાગ કરૂંછું = તેને તજુંછું; હું તેને માન આપુંછું, તેને માન્ય કરૂંછું, બેહુ = તેને માનુંછું. આ.) ચતુર્થીને સ્થળે દ્વિતીયા પણ વપરાય છે; હું દેવને માનુંછું, — હું મારો અપરાધ માનુંછું; હું મારી બાયડીને તજી દેઈશ, — મારી કલ્પના તજી દેઈશ.

૪૫૪. કરણે પ્રયોગમાં પ્રદાયક ક્રિયાપદ આવે તો – અ.) અનુપસ્થ કર્મ તૃતીયામાં, અને ઉપસ્થ કર્મ પ્રથમામાં આવે; —

| | | | |
|---|---|---|---|
| કર્તરિ. | હું દીનને દાન આપુ. | કરણે. | મેં દીનને દાન આપ્યું. |
| | | | મારાથી દીનને દાન અપાયું. |
| | હું તને વાત કહું. | | મેં તને વાત કહી. |
| | | | મારાથી તને વાત કહેવાઈ. |
| | હું તને ઉપાય જણાવું. | | મેં તને ઉપાય જણાવ્યો. |
| | | | મારાથી તને ઉપાય જણાવાયો. |

ઉપસ્થ નામ અધ્યાહાર્ય હોય, તો અનુપસ્થ કર્મ ચતુર્થીમાં આવે; (ભાવાર્થે ક્રિયાનાથ થાય છે;) હું તને કહું છુ; મેં તને કહ્યુ; મારાથી તને કહેવાયું.

આ.) અથવા, ભૂતકાળના કૃદંતની સાથે કર્માર્થે ચતુર્થી, અને સહભેદમાં કર્માર્થે પ્રથમા આવે; —

| | | |
|---|---|---|
| હું તને પુત્ર કહું. | મેં તને પુત્ર કહ્યો. | મારાથી તું પુત્ર કહેવાયો. |
| હું તને રાજા ઠરાવું. | મેં તને રાજા ઠરાવ્યો. | મારાથી તું રાજા ઠરાવાયો. |

એવાં ક્રિયાપદને બ્મારા પ્રદાયકમાં ગણતાં વિચાર થાય છે. ઉપસ્થ કર્મની સાથે અર્થમાં મળીને તેઓ સંયુક્ત ક્રિયાપદ જેવાં થાય, ને જે નામ ચતુર્થીમાં

આવેછે તે સંયુક્તનું ઉપસ્થ કર્મ થાય છે ;– અથવા, ચતુર્થીમાં જે નામ છે તે ખરું ઉપસ્થકર્મ છે, અને અર્થની સંપૂર્ણતાને વાસ્તે દ્વિતીયામાં બીજું નામ આવેછે. કેટલીએક ભાષાઓમાં આવાં ક્રિયાપદને દ્વિતીયામાં બે નામ લાગેછે, ત્યાં राजानं स्थापयामि, તને (મૂળ, તું દ્વિતીયાને અર્થે) રાજા ઠરાવુંછું. પણ સકર્મકના ભૂતકાલ વિષે ઘૂંચવણ છે;– "મેં તને રાજા ઠેરવ્યો;" અહિં "તને" આ પ્રથમાના અર્થમાં છે; સંસ્કૃતમાં मया स राजा स्थापितः કહેવાય (૧૯૪).

ङ.) ભણાવ, માર, ઇત્યાદિક ક્રિયાપદની સાથે બે નામ આવે, તો (ઉપર ग. ની રીતિએ,) ઉપસ્થ દ્વિતીયામાં, અને અનુપસ્થ ચતુર્થીમાં આવે; "હું તને વિદ્યા શીખવુંછું;" "મેં તને વિદ્યા શીખવી." હું તને લાકડી મારૂંછું,– મેં તને લાકડી મારી,–મારાથી તને લાકડી મરાઈ.

પણ ઉપસ્થકર્મ અધ્યાહાર્ય હોય, તો અનુપસ્થકર્મ ભૂતકાલના કૃદંતનો ક્રિયાનાથ થાય છે; સહ્યભેદમાં એવું નથી થતું; હું છોકરાને ભણાવુંછું,– મેં છોકરાને (પ્રથમાને અર્થે=છોકરો) ભણાવ્યો,– મારાથી છોકરો ભણાવાયો; હું છોકરાને મારૂંછું,– મેં છોકરાને માર્યો,– મારાથી છોકરો મરાયો. આ ઉદાહરણોમાં, ચતુર્થીમાં જે નામ આવેછે તે પ્રથમાને સ્થળે છે. સંસ્કૃતમાં અને બીજી ભાષાઓમાં પ્રથમા વપરાય છે ;– मया पुत्रः शिक्षितः ; मया पुत्रः ताडितः. એની અસર હજી ગુજરાતીમાં દેખાય છે; કેમકે, સંસ્કૃતની પેઠે, કોઈ વેળા, "મેં એક છોકરો માર્યો" કહેવાય. (૧૯૪).

૪૫૫. પ્રદાપક નહિ છતાં, અને એકજ નામને સ્વીકારતાં પણ, કોઈ ક્રિયાપદ કર્મને દ્વિતીયાને અર્થે ચતુર્થીમાં લાવે છે; જેમકે, હું તને હાંકુંછું; હું ચોરને ઝાલુંછું. કરણે પ્રયોગમાં, ભૂતકાલે પ્રથમાને અર્થે ચતુર્થી, અને સહ્યભેદમાં પ્રથમા; મેં તેને ખાધું–મારાથી તે ખવાયું, ઇ૦. વિશેષ કરીને માણસાદિક પ્રાણી ચતુર્થીમાં અને નિર્જીવ પદાર્થ દ્વિતીયામાં (કરણે પ્રયોગમાં પ્રથમામાં) આવે; પણ એ વિષે નિયમ સ્થિર નથી ; જેમકે,–

"તેડાવ્યા વિદેશથી કારીગરોને શીખાવ્યા સંચા જન દેશીજણોને ;
પંદાર્થો વિષે શિદ્ધ વિદ્યા ભણેલા, તેડાવ્યા વિદેશી અભ્યાસી બનેલા."
સં० ૩૩૯. (૩૯૪–૩૯૬.) આ છેલા પદમાં કેવળ છંદને લીધે પ્રત્યય

પડતો મૂકાયો એવું નહિ કહેવાય, કેમકે સાધારણે એવી રૂઢિ ઘણીય ચાલે છે.*

૪૫૬. ઉપર કહેલું છે કે અનુપસ્થ કર્મની વિભક્તિ ચતુર્થી છે, વળી કે તેમાં અધિકરણનો અર્થ ભળ્યો છે. એના કોઈ પ્રમાણ નીચેના ઉદાહરણ ઉપર વિચાર કરે દેખાય. "ને" પ્રત્યયનો અર્થ તેને ત્યાં, તેના ઉપર, તેની પાસે, તેને પ્રત્યે, ઈત્યાદિને મળતો છે; — "પછી એક અરજી તયાર કરી, અને શેહેરના લોકોની સહિયો લઈ, સરકારને (= સરકારને ત્યાં — સરકારની પાસે) મોકલી." ઉત્તર જયકુમારી, પૃષ્ઠ ૬૬; હું તને (= તારા ઉપર — તારી પ્રત્યે) એક કાગળ લખીશ.

અનુપસ્થ કર્મની સાથે અધિકરણનો અર્થ મળેછે, એ એમાં પણ દેખાય કે જે ક્રિયાપદની સાથે ચતુર્થી વપરાતી નથી, તેમની સાથે અધિકરણના અર્થના કોઈ નામયોગી કે બીજો કોઈ શબ્દ વપરાય છે, — "હુ તારા ઉપર દોષ મૂકુછુ" = "હું તારે માથે દોષ ઠરાવુંછુ;" "હું તારા ઉપર — તારા વિષે શક આણુંછુ."

વળી એની સાથે, "અર્થે, વાસ્તે, કાજે," ઈત્યાદિક શબ્દ મેળવવા. આ શબ્દોની વિભક્તિ "એ" પ્રત્યયે સપ્તમી છે; હું તારે વાસ્તે (તારે કાજે - તારે અર્થે) આ ઘોડો મોકલુંછુ" કોઈ એ શબ્દોને ચતુર્થીના પ્રત્યય ગણેછે, પણ તેઓ પૃથક શબ્દ છે, પ્રત્યય નથી; જે નામની સાથે તેઓ આવેછે, તેના ઉપર અધિકાર રાખીને તેને ષષ્ઠીમા લાવેછે. તેઓમા અને ચતુર્થીમા આટલોજ સબંધ છે, કે બેઉમાં અધિકરણનો અર્થ છે. (૨૮૬-૨૮૧).

---

* कर्त्तरि प्रयोगमां द्वितीयाने अर्थे, अने करणि प्रयोगमां प्रथमाने अर्थे, चतुर्थी वापरवानी रूढि संस्कृतमां नथी. प्राकृतोमां क्या कालथी चालती आवी, एनो शोध अमो लाग्यो नहि. ए रूढिनु कारण शु हशे? मने एवु भासेछे, के द्वितीयानो प्रत्यय (प्र, ११०) पडता मुक्या पछी, द्वितीयामां अने प्रथमामां रूप विषे फेर नहि रह्यो; माटे, घोल मटाडवा सारु, अनुपस्थ कर्मना प्रत्यय उपस्थने स्थले वपरायो. पेहेलांथी प्रथम द्वितीय पुरुषना सर्वनाम विषे एवु थयु हशे; केमके "ते तु मारशे," एमां घोल छे, एटले=तु तेने मारशे, के=तने ते मारशे. माटे कर्म शु अने कर्त्ता कोण, ए जणाववाने अर्थ, द्वितीयाने स्थले चतुर्थी वापरवामां आवी. पछी, एक प्रसंगमां एवु थयु, तो बीजामां, ज्यां अगत्य आटलु न हतु त्यां पण, तेज रूढि चाली. कर्त्तरि प्रयोगमां आ रूढि पेहेली चाली होय, अने, लोकोने मोहडे चडी गया पछी, केटलाएक सकर्मक क्रियापदना भूतकाले कर्मणि प्रयोगमां, अर्थ विषे कइ घोटाळो नहि छतां पण, चाली; पण संप्रभेद वगरपणे त्यारे मळनो रूढि रहेछे.

૪૫૭. વસ્તુનું મૂલ્ય ભાગ્યે ચતુર્થીમાં આવેછે;– "ઘોડો પંદર રૂપિયાને જાય છે." એમાં "મૂલ્યે એ શબ્દ અધ્યાહાર્ય છે એવું ગણિયે, તો વાક્ય એવું થાય, – "આ ઘોડો પંદર રૂપિયાને મૂલ્યે જાય છે." આ ખુલાશો ખરો હોય તો "ને" પ્રત્યય ષષ્ઠી-તૃતીયાનો છે. મૂલ્યે તૃતીયામાં પણ આવે (૪૦).

૪૫૮. નિમિત્ત, હેતુ દેખાડનાર શબ્દને ચતુર્થીનો પ્રત્યય લાગેછે;– ઘોડાને ઘાસ; "હું કેહેવાને આવ્યો છુ." પ્રત્યય અધ્યાહાર્ય હોય તોય અર્થ રહે; "હું કેહેવા આવ્યો છુ." એની સાથે એને સમાનાર્થના શબ્દો, વાસ્તે, કાજે, ઈત્યાદિ વાપરે છે; "હું તને કેહવાને વાસ્તે – કેહવાને સારૂ આવ્યો."

૪૫૯. જે વેળાથી કોઈ આવ્યો, કંઈ થયું, ઈત્યાદિ જણાવે છે, તે શબ્દને ચતુર્થી બહુધા લાગેછે; મારા આવવાને પંદર વર્ષ થયાં.

૪૬૦. બે નગર કે બે સ્થળની વચે કેટલું છેટું છે, એ કહેતાં ને પ્રત્યય વપરાય; મુંબઈને અને સુરતને કેટલા મૈલનું છેટું છે; મુંબઈ ને અમદાવાદને ૩૦૬ મૈલ થાય;– એટલે મુંબઈથી અમદાવાદ ઈ૦.

૪૬૧. **અપાદાન,** = પંચમી. એનો અર્થ ચતુર્થી વિભક્તિથી ઉલટો, કે સામો છે. કોઈને ત્યાં પોહચવું, પોહચાડવું એવું નહિ, પણ કંઈને ત્યાંથી, કે કોઈને ત્યાંથી, વેગળું, જુદુ, પૃથક થવું – નિપજવું – નિકળવું, એવો અર્થ દેખાડે છે. એટલે કાંઈ સ્થળ, કે પદાર્થ મૂકીને ખશીજવું;– કોઈ સમયથી, વેળાથી થવું, આવવું. પછી લાક્ષણિક અર્થે, કોઈ ફળ, અસર, વૃત્તિ, કે કાર્યનું મૂળ, કે કારણ.

અ.) સ્થળ; "તેઓ આજ વિલાયતથી (= વિલાયત મૂકીને) નીકળ્યા" તેઓ ત્યાંથી આવ્યા છે; મુંબઈથી અમદાવાદ ૩૯૦ મૈલ છેટું છે; ત્યાંથી તે હાં સુધી ૨૦૦ થી તે ૩૦૦ મૈલ છે.

આ.) સમય; "હું કાલથી માંદો છુ; હું દશ દાહાડાથી આવ્યો છુ." એની સાથે કોઈ પ્રસંગનો અર્થ દેખાડનાર શબ્દ આવે; જેમકે, "તે જન્મથી આંધળો છે;" તેના રાજ્યાસને બેઠાથી દશ વર્ષ થયાં પછી. આ અર્થમાં ષષ્ઠી વિભક્તિ પણ વપરાય છે; જેમકે, હું કાલનો માંદો છુ, – દશ દાહાડાનો આવેલો છુ, – તે જન્મનો અંધો છે, – તેના રાજ્યાસને બેઠાને દશ વર્ષ થયાં પછે. આ છેલાં ઉદાહરણમાં "બેઠાને" તેને ચતુર્થી પણ ગણાય.

પડતો મૂકાયો એવું નહિ કહેવાય, કેમકે સાધારણે એવી રૂઢિ ઘણીય ચાલે છે.*

૪૫૬. ઉપર કહેલું છે કે અનુપસ્થ કર્મની વિભક્તિ ચતુર્થી છે, વળી કે તેમાં અધિકરણનો અર્થ ભળ્યો છે. એનાં કોઈ પ્રમાણ નીચેનાં ઉદાહરણ ઉપર વિચાર કરે દેખાય. "ને" પ્રત્યયનો અર્થ તેને ત્યાં, તેના ઉપર, તેની પાસે, તેને પ્રત્યે, ઇત્યાદિને મળતો છે; — "પછી એક અરજી તયાર કરી, અને શેહેરના લોકોની સહિયો લઈ, સરકારને (=સરકારને ત્યાં—સરકારની પાસે) મોકલી." ઉત્તર જયકુમારી, પૃષ્ટ ૬૬; હું તને (=તારા ઉપર—તારી પ્રત્યે) એક કાગળ લખીશ.

અનુપસ્થ કર્મની સાથે અધિકરણનો અર્થ મળેછે, એ એમાં પણ દેખાય કે જે ક્રિયાપદની સાથે ચતુર્થી વપરાતી નથી, તેમની સાથે અધિકરણના અર્થનો કોઈ નામયોગી કે બીજો કોઈ શબ્દ વપરાય છે; — "હું તારા ઉપર દોષ મૂકુંછું" = "હું તારે માથે દોષ ઠરાવુંછું;" "હું તારા ઉપર—તારા વિષે શક આણુંછું."

વળી એની સાથે, "અર્થે, વાસ્તે, કાજે," ઇત્યાદિક શબ્દ મેળવવા. આ શબ્દોની વિભક્તિ "એ" પ્રત્યયે સપ્તમી છે; હું તારે વાસ્તે (તારે કાજે—તારે અર્થે) આ પેંડો મોકલુંછું." કોઈ એ શબ્દોને ચતુર્થીના પ્રત્યય ગણેછે, પણ તેઓ પૃથક શબ્દ છે, પ્રત્યય નથી; જે નામની સાથે તેઓ આવેછે, તેના ઉપર અધિકાર રાખીને તેને ષષ્ઠીમાં લાવેછે. તેઓમાં 'અને ચતુર્થીમાં આટલોજ સંબંધ છે, કે બેહુમાં અધિકરણનો અર્થ છે. (૨૮૬–૨૯૧).

*कर्त्तरि प्रयोगमां द्वितीयाने अर्थे, अने करणे प्रयोगमां प्रथमाने अर्थे, चतुर्थी वापरवानी रूढि संस्कृतमां नथी. प्राकृतोमां क्रिया वाळ्यो चालती आवी, एनो शोध अमो लाग्यो नहि. ए रूढिनुं कारण शुं हशे? मने एवुं भासेछे, के द्वितीयानो प्रत्यय (सू, ११०) पडता मुक्या पछी, द्वितीयामां अने प्रथमामां रूप विषे फेर नहि रह्यो; माटे, बोल समजवा सारु, अनुपस्थ कर्मनो प्रत्यय उपस्थने स्थळे वपरायो. पेहेलाथी प्रथम द्वितीय पुरुषना सर्वनाम विषे एवुं थयुं हशे; केमके "ते तुं मार्यो," एमां घोटाळो छे, एटले=तुं तेने मार्यो, के=तने ते मार्यो. माटे कर्म शुं अने कर्त्ता कोण, ए जणाववाने अर्थे, द्वितीयाने स्थळे चतुर्थी वापरवामां आवी. पछी, एक प्रसंगमां एवुं थयुं, तो बीजामां, ज्यां अगत्य आटलुं न हतुं त्यां पण, तेज रूढि चाली. कर्मणि प्रयोगमां आ रूढि पेहेली चाली होय, अने, लोकोने कोठे पडी गया पछी, केवलात्मक सकर्मक क्रियापदना भूतकाळे कर्त्तरि प्रयोगमां, अर्थ विषे कंई घोटाळो नहि हतो त्यां पण, [illegible] मूळनी रूढि रहेछे.

૪૫૭. વસ્તુનું મૂલ્ય ભાગ્યે ચતુર્થીમાં આવેછે; – "ઘોડો પદર રૂપિયાને જાય છે." એમાં "મૂલ્યે એ શબ્દ અધ્યાહાર્ય છે એવું ગણિયે, તો વાક્ય એવું થાય, – "આ ઘોડો પદર રૂપિયાને મૂલ્યે જાય છે." આ ખુલાશો ખરો હોય તો "ને" પ્રત્યય ષષ્ઠી-તૃતીયાનો છે. મૂલ્ય તૃતીયામાં પણ આવે (૪૪૦).

૪૫૮. નિમિત્ત, હેતુ દેખાડનાર શબ્દને ચતુર્થીનો પ્રત્યય લાગેછે; – ઘોડાને ઘાસ; "હું કેહેવાને આવ્યો છું." પ્રત્યય અધ્યાહાર્ય હોય તોય અર્થ રહે; "હું કેહવા આવ્યો છુ." એની સાથે એને સમાનાર્થના શબ્દો, વાસ્તે, કાજે, ઈત્યાદિ વાપરે છે; "હું તને કેહવાને વાસ્તે – કેહવાને સારૂ આવ્યો."

૪૫૯. જે વેળાથી કોઈ આવ્યો, કંઈ થયું, ઈત્યાદિ જણાવે છે, તે શબ્દને ચતુર્થી બહુધા લાગેછે; મારા આવવાને પંદર વર્ષ થયાં.

૪૬૦. બે નગર કે બે સ્થળની વચે કેટલું છેટું છે, એ કહેતાં ને પ્રત્યય વપરાય; મુંબઈને અને સુરતને કેટલા મૈલનું છેટું છે; મુંબઈ ને અમદાવાદને ૩૦૬ મૈલ થાય; – એટલે મુંબઈથી અમદાવાદ ઈ૰.

૪૬૧. **અપાદાન,** = પંચમી. એનો અર્થ ચતુર્થી વિભક્તિથી ઉલટો, કે સામો છે. કોઈને ત્યાં પોંહચવું, પોંહચાડવું એવું નહિ, પણ કંઈને ત્યાંથી, કે કોઈને ત્યાંથી, વેગળું, જુદું, પ્રથક થવું – નિપજવું – નિકળવું, એવો અર્થ દેખાડે છે. એટલે કોઈ સ્થળ, કે પદાર્થ મૂકીને ખશીજવું; – કોઈ સમયથી, વેળાથી થવું, આવવું. પછી લાક્ષણિક અર્થ, કોઈ ફળ, અસર, વૃત્તિ, કે કાર્યનું મૂળ, કે કારણ.

અ.) સ્થળ; "તેઓ આજ વિલાયતથી (=વિલાયત મુકીને) નીકલ્યા" તેઓ ત્યાંથી આવ્યા છે; મુંબઈથી અમદાવાદ ૩૬૦ મૈલ છેટું છે; ત્યાંથી તે ત્યાં સુધી ૨૦૦ થી તે ૩૦૦ મૈલ છે.

આ.) સમય; "હું કાલથી માંદો છું; હું દશ દાહાડાથી આવ્યો છુ." એની સાથે કોઈ પ્રસંગનો અર્થ દેખાડનાર શબ્દ આવે; જેમકે, "તે જન્મથી આંધળો છે;" તેના શાસ્ત્રાસને બેઠાથી દશ વર્ષ થયાં પછી. આ અર્થમાં ષષ્ઠી વિભક્તિ પણ વપરાય છે; જેમકે, હું કાલનો માંદો છુ, – દશ દાહાડાનો આવેલો છુ, – તે જન્મનો અંધો છે, – તેના શાસ્ત્રાસને બેઠાને દશ વર્ષ થયાં પછે. આ છેલાં ઉદાહરણમાં "બેઠાને" તેને ચતુર્થી પણ ગણાય.

૬.) કારણ, મુળ ; "પાપથી દેશ, દુઃખ, મરણ થાયછે ;" તેના આવ્યાથી હું શેકાપો ; લોભથી ક્રોધ નિપજે છે.

૪૬૨. જે અર્થ ચતુર્થીની સાથે અધિકરણનો અર્થ બળેછે, તેથી સામે અર્થ પંચમીની સાથે બળેલા છે. અહિ પોંહચવું, પોંહચાડવું, એવા અર્થ ચતુર્થીમા ; કંઈથી નીકળવું કે કાહાડવું એવા અર્થ પચમીમા છે. એવા અર્થ વિવેકથી સમજિયે છિયે એટલુંજ નહિ, પણ અધિકરણના પ્રત્યયની સાથે, અથવા અધિકરણનો અર્થ દેખાડનાર શબ્દની સાથે, પચમીનો પ્રત્યય બહુજ વપરાય છે ; જેમકે, ઘેરથી, ઘરમાંથી, ઘરની નીચેથી, ઘરના ઉપરથી, ઘરની બાજુએથી, ઈ૦. થી પ્રત્યયના અર્થમાથી અધિકરણનો અર્થ વિજોગ. થતો નથી, માટે અધિકરણાર્થ દેખાડનાર કોઈ શબ્દ આપણે નહિ વાપરતા હોત, તો પણ અર્થ સમજાત ; પણ એવાને વાપરવાની રૂઢિ અર્થની સ્પષ્ટતાને લીધે ચાલી હશે ;– "ઘરથી નીકળ્યો," એ અર્થ સાધારણ અને ઢીલો ; ઘરમાંથી, ઘરની પાસેથી, ઈત્યાદિમા અર્થ વિશેષ થાય છે.

૪૬૩. બે વિશેષ્ય નામને સરખાવતાં તેમની સાથે એક વિશેષણ વાપરિયે છિયે, અને જે વિશેષ્ય બીજાની સાથે મેળવેલું કે સરખાવેલું છે, તેને પચમીનો પ્રત્યય લાગેછે ; "માગાથી તુ મોટો છે, અને તારાથી હું નાહાનો છુ."– થીને સ્થળે, કરતા પણ વપરાય છે ;– "મારા કરતાં તુ મોટો, અને તારા કરતા હું નાહાનો છુ" =ઈંગ્રેજી Comparative degree.

જુદો, અન્ય, પૃથક, અવળો, બમણો, ત્રણગણો, ઈત્યાદિ વિશેષણની પૂર્વેના શબ્દની સાથે થી પ્રત્યય વપરાય છે ; એઓમાં બે વિષયને સરખાવવાનો અર્થ આવે છે, માટે તેમની જોડેના નામને પચમી લાગેછે.

૪૬૪. અકર્મક ક્રિયાપદનુ કરણ (=કર્ત્તા) આ વિભક્તિમાં આવે ; "તે મારાથી થયુ ;" "એવું મારાથી બન્યું." (૧૭૭).

કોઈ ક્રિયાના કારણના પણ અર્થ એ વિભક્તિમાં આવે ; "હું તેથી બીહુંછુ." ડર, શરમા, નાશ, શેકા, ઉપજ, નીપજ, હરખા, સંતા, ઈત્યાદિની સાથે એ વિશે ચાલછે.

સઘર્મદનો કર્તા એ વિભક્તિમાં આવે ;– મારાથી ચલાય છે ; મારાથી કરાય છે ; મારાથી કામ ચલાવાય છે ; તેમનાથી તે વપરાય છે (૪૨૩)

એવે પ્રસંગે સંસ્કૃતમાં તૃતીયા વપરાય છે; પણ તૃતીયાનો અર્થ પંચમીને સમાન થવાનું મૂળ સંસ્કૃતમા દેખાય છે; जाड्येन — जाड्यात् बद्धः, જડપણે — જડપણાથી બંધાયો — બાંધેલો માટે આપણે "વચને — વચનથી બંધાયા," એવું કહિયે. કારણના અર્થમાં એ બે વિભક્તિનો સંબંધ છે, માટે તેઓ ભળીજાય છે; અનેક ભાષામાં એવું થાય.

બીજા પ્રસંગમાં પંચમી = તૃતીયા; માણસ મુખથી = મુખે બોલે; પગથી = પગે ચાલે; મેં તેને લાકડીથી = લાકડીએ મારયો; તે પગથી = પગે લંગડો છે.

ક્રિયાવિશેષણને અર્થે બેહુ વિભક્તિ વપરાય છે; "તેણે એ કામ બુદ્ધિએ = બુદ્ધિથી ચલાવ્યું.

જ્યારે સર્વનામ વપરાય છે, અને માણસ આદિક પ્રાણીથી કંઈ થાય એવું કહેવાનું હોય, ત્યારે ષષ્ઠી-પંચમી વપરાય છે; મારાથી — તારાથી — તેનાથી થયું; પણ કારણ કહેવું હોય તો, તેથી, એથી, ઇ० (૪૮૨.)

૪૬૫ પ્રત્યય અધ્યાહાર્ય; "જેને અન્નની ભૂખ, મુખ (મુખથી) મોતી કેમ માગે."

૪૬૬. अधिकरण, = સપ્તમી. ખરા અર્થમાં, કે લાક્ષણિકમાં કોઈનું સ્થળ કે સમય દેખાડનાર શબ્દ આ વિભક્તિમાં આવે. એ, માં, આ બે પ્રત્યયનો અર્થ કોઈ વેળા એકજ, કોઈ વેળા ભિન્ન છે; માં વિશેષે કરી = માહે, મધ્યે, અંદર; એ પ્રત્યયમાં આ અર્થ થોડો છે, પણ ઉપર, પાસે, બાજુએ, એવા અર્થ વિશેષ છે. કોઈ વેળા અર્થનો ફેર નથી; જેમકે, હું વાહણે બેશીને આવ્યો = વાહણમાં બેશીને આવ્યો. પણ, "મારે માથે દુઃખ છે," એનો અર્થ એક, અને "મારા માથામાં દુઃખ છે," એનો અર્થ બીજો છે. એમજ, "તે કૂઈમાં છે," અને "તે કૂઈએ છે," ભિન્ન ભિન્ન અર્થના વાક્ય હોય.

૪૬૭. ए प्रत्यय. સ્થળ, વસ્તુ, कायादि सूचक शब्दनी साथे = साधारणार्थे; મારે માથે ફોલ્લો થયો છે; મારે હાથે ઘા વાગ્યો છે: = ઉપર; તે ખાટલે પડ્યો છે; તેને કૂઈએ નાંખો = पास; તે વાડે ઉભો છે; તે વડે બેઠો છે; = મા; તે ઓડે રહ્યો છે; તે ગાડિયે બેસીને આવ્યો છે; "હું સુપને નહિ પામી સુખ;" "નાહે પીએ પુણ્ય નથી;" "નયણે ભરયાં નીર."

૪૬૮. समयार्थे. કોઈ ક્રિયા, કે કંઈ બીજાના સમય કે વેળા દેખાડનાર શબ્દને આ પ્રત્યય લાગેછે; "તેણે એવું કાલે, કે પરમદાહાડે, કે ચોથે દાહાડે, કરેલું હશે;" હું છઠે વર્ષે અહિં આવ્યો હતો;" "એ તો દશમે વર્ષે પ્રગટ થશે;" "ખ્રીસ્તાવતારને પૂર્વે હજારમે વર્ષે એવું બન્યું."

૪૬૯. એક ક્રિયાને આશ્રયે, કે સમયે, બીજી ક્રિયા થાય, તો જેને આશ્રયે તે થાય છે તે કૃદંતરૂપે અને સપ્તમી વિભક્તિમાં આવે;— "અંતર આંખ્યો ઉઘડે, તે ગુણને સાક્ષાત;" "નહિ જોર જાસ્તી કરે ભૂપ જોતે;" "તમે દેવાદાર થતેજ ડરો." કૃદંતની સાથે નામ આવે, તો તેની પણ વિભક્તિ સપ્તમી;— "થયે પ્રભાતે ઊઠિયો, આવ્યો ગંગા તીર;— "થતે પ્રભાતે ઉઠજો." અહિં એવાં વાક્ય પણ મેળવાય; "થવાને કાલે બન્યું;" "મેં અજાણે, કોઈએ મારા ભાઈને મારી નાંખ્યો"

આ પ્રત્યય પ્રાચીન સપ્તમીનો છે (૧૧૬-૨૫૨), ઉપરને અર્થે તે વપરાય; "નહિ જોર જાસ્તી કરે ભૂપ જોતે, = જોતાં;" "થયે પ્રભાતે, = પ્રભાત થતાં;" પૈરથી આવતાં તે પડી ગયો.

૪૭૦. ગતકાલે કોઈ ક્રિયા બની હોય, અને તેને કેટલી વેળા થઈ એવું કહેતાં, વેળા કહેનાર શબ્દને વિભક્તિ નહિ લાગતાં, ક્રિયા કહેનાર શબ્દ કૃદંતને રૂપે સપ્તમી વિભક્તિમા આવે; મારે અહિં આવે દશ વર્ષ થયાં છે; તેને મૂએ બે વર્ષ થયાં. આ ઉદાહરણોમા ક્રિયાપદ ભાવે કૃદંતને અર્થે વપરાયલું છે.

આ અર્થ તે પ્રત્યયથી પણ જણાવાય; મારે અહિં આવે, (આવ્યે) = મારે અહિં આવવાને, કે આવ્યાને; તેને થયે, = તેને થયાને.

ટીકા. મને ભાસે છે કે તે અહિં ચતુર્થીનો પ્રત્યય હશે (૧૧૨). તો, શું, એવે પ્રસંગે કેવળ એ વપરાય છે, ત્યારે તે આગમ ન વિના, ભાષામાં રહી ગયલો ચતુર્થીનો પ્રાચીન પ્રત્યય હશે?

જો આવા પ્રસંગમાં "એ"નો અર્થ ચતુર્થીનો નહિ હોય, તો તેની સાથેનો થી અધ્યાહાર્ય છે એવું જાણવું; મારે આવે, = આવેથી દશ વર્ષ થયાં.

૪૭૧. લાક્ષણિક અર્થે વપરાયલા શબ્દની સાથે, = ऊपर; મારે માથે અધિકારી છે; તારે માથે દોષ ઠર; મેં એ કામ મારે માથે રાખ્યું; = मा

"કર્મે મારે જે લખ્યું, થાશે તેંજ પ્રકાર;" "એ કામ મેં મારે હાથે રાખ્યું;" "હું આ ખેતર એમણ ઘેર બેઠીશ."

૪૭૨. કારણાર્થ; મેં અજાણે એવું કરયું; તે ક્રોધે બોલ્યો. પણ એમાં કારણ સમજતાં એ પ્રત્યય તૃતીયાનો પણ ગણાય.

૪૭૩. નિમિત્તાર્થ; "કહો, અહિં આવ્યા શે કામ;" "હજારો ખની મંડળી કામ જૂદે." સં० ૩૭-૨૪૬. (એ અર્થે પ્રત્યય પુરાતન ચતુર્થી હશે. ११२)

૪૭૪. આવ, જા, પોંહચ, વાગ, મોકલ, ચલાવ, એવા ક્રિયાપદની સાથે નામ સપ્તમીમાં આવે; તે બેટે ગયો હતો; તેઓ સ્થાનકે જઈ પોંહચે; મેં તેને પોતાને વતને મોકલી દીધો; "કોઈ વિદેશીઓને વિદેશે ચલાવ્યા," સં० २३૯; "એનું મન એવું ના થઈ રહ્યું હોય, તો કદાચિત તે ગુસ્સે થાય, અને આરે આવેલું વાહણ બુડે." જયકુમારી પૃ० १०७.

૪૭૫. ઘણી ખરી વાર એ પ્રત્યય લોપ થાય છે; "એથી ધન પરદેશનું આવે આપણે દેશ (દેશે);" હુનરખાં. બધો દેશ રાજાને હાથ (હાથે) આવ્યો; તે પોતાને ગામ (ગામે) ગયો; તેઓ મુંબાઈ (-એ) પોંહચ્યા; આ શોધ તેને હાથ (હાથે) લાગશે;- "થયે પ્રભાતે ઊઠિયો, આવ્યો ગંગા તીર" (તીરે). સં०; "ફરે છત્ર શીશ (શીશે) સોનાતણો." પદમાવતી.

૪૭૬. આવ ઈત્યાદિની સાથે સંસ્કૃતમાં દ્વિતીયા વપરાય છે; स ग्राम गच्छति, તે ગામ જાય છે. આ રૂઢિ ગુજરાતીમાં ચાલી નહિ; કેમકે નામની સાથે વિશેષણ આવે, તો તેને પ્રત્યય એ લાગેછે; તે પોતાને ગામ ગયો છે. આવા પ્રસંગમાં એ પ્રત્યય મૂળે ચતુર્થીનો હશે (११२); સંસ્કૃતમાં स ग्रामाय (ચતુર્થી) गच्छति, એવું પણ કહેછે. પણ મૂળે પ્રાચીન ચતુર્થી હોય કે ના હોય, ગુજરાતીમાં સપ્તમીનો અર્થ તેની સાથે એવો ભળી ગયો છે, કે આવા પ્રસંગમાં માં પ્રત્યય પણ વપરાય; "રામ લંકામાં ગયા હતા."

૪૭૭. કોઈનું મૂલ્ય કહેવાય છે ત્યારે તૃતીયા વપરાય છે ( ); "તે ઘોડો પચાસ રૂપિયે જાય છે;" પણ અહિં સપ્તમીનો અર્થ પણ હશે, કેમકે એ અર્થમાં, માં પણ વાપરેછે; આ ઘોડો પચાસ રૂપિયામાં જાય છે.

૪૭૮. નામયોગીને અર્થે વપરાયલાં ઘણાં ખરાં નામ એ પ્રત્યયને સ્વીકારે; કાજે, વાસ્તે, અર્થે, માટે, લીધે, ઈ०.

¹ ક્રિયાવિશેષણને અર્થે વપરાયલા શબ્દ પણ ए પ્રત્યયની સાથે બને છે; જેમકે, રૂ ઠેઠે છે; તમે ભલે પધાર્યા; તે મારી પેઠે ચાલેછે. ક્યારે, ત્યારે, ક્યાં, ત્યાં, ઈ૰ આ વર્ગમાં લાવવા. નામયોગી તથા ક્રિયાવિશેષણના અર્થમાં વપરાયલા શબ્દોમાં આ પ્રત્યયનો અર્થ ઝીણો પડી ગયો એટલુંજ નહિ, પણ કંઈ મરડાઈ ગયો, તો પણ, તેમનો અન્ત્યસ્વર સપ્તમીનો પ્રત્યય છે.

૪૭૯. મા પ્રત્યય. માંહે, મધ્યે, અંદર, એવો અર્થ એને વિશે વળગે છે; તે પોતાના ઘરમાં છે, તે આવીને આ ગામમાં વસ્યો છે; પાઠશાળામાં વિદ્યાભ્યાસ થાય છે. લાક્ષણિક અર્થમાં વપરાયલા શબ્દને પણ આ પ્રત્યય લાગે; રાજાના હાથમાં બધો દેશ આવ્યો; મારા હાથમાં એ કામ છે.

૪૮૦. બે પદાર્થને મેળવીને સરખાવિયે તો આ પ્રત્યય વાપરિયે છિયે;— આમાં ને તેમાં કેટલો ફેર છે? અંધારામાં અને અજવાળામાં શો સંબંધ છે?

૪૮૧. આ પ્રત્યય સપ્તમીનું એક પ્રાચીન રૂપ છે; માટે, આવતા = આવતે, આવતામાં (૧૧૬).

આ પ્રત્યયનો બીજો અર્થ છે, જેનો સંબંધ સપ્તમીની સાથે નથી; "બોલતાં આવડેછે?" "એ બેહુને મંત્ર મારતાં શીખવ્યો, પણ વાળતાં હવે શીખવતાં નથી." આ અર્થમાં આ = સંસ્કૃત तुम् (૧૧૬*. ૨૫૨).

૪૮૨. સંબંધ, = ષષ્ઠી. ભિન્ન ભિન્ન અર્થના બે વિશેષ્ય નામની વચ્ચે કોઈ પણ સંબંધ હોય, તો તે આ વિભક્તિએ જણાય છે, માટે એને સંબંધ કહેછે. આ સંબંધ નામ નામની વચ્ચેનો સંબંધ છે, માટે આ વિભક્તિ કારકમાં ગણેલી નથી.

૪૮૩. આ વિભક્તિએ કરીને એક વિશેષ્યનામ બીજા વિશેષ્યનામ વિશે કંઈ દેખાડેછે, માટે એનો અર્થ વિશેષણ સમાન છે. બધી ભાષાઓમાં એવો વિશેષણાર્થ આ વિભક્તિને લાગેછે, પણ ગુજરાતી આદિક ઉત્તર* હિંદુસ્થાનની ભાષાઓના આ વિભક્તિને જાતિવાચક પ્રત્યયો મળે છે, અને તેણે કરીને કેવળ ષષ્ઠીનો અર્થ નહિ, ઈતર વિભક્તિના પણ જણાવેલા છે. માટે ષષ્ઠીની સાથે જે બીજું નામ છે, તેની જાતિ, વચન, વિભક્તિ પ્રમાણે ષષ્ઠીના પ્રત્યય ફરે, અને ષષ્ઠી-પ્રથમા; ષષ્ઠી-દ્વિતીયા; ષષ્ઠી-તૃતીયા ઈ૰, કરવું પડેછે.

* દક્ષિણ હિંદુસ્થાનની દ્રાવિડ વર્ગની ભાષાઓમાં એવું નથી.

૪૮૪. સંબંધાર્થમાં બે ભેદ છે, સ્વાધારનિષ્ઠ, અને પરાધારનિષ્ઠ.†

સ્વાધારનિષ્ઠનો અર્થ એ છે, કે સંબંધ દેખાડનાર શબ્દ પોતે ગુણનો આધાર છે; જેમકે, "જનિતાની પ્રીતિ અજિત છે,"= જનિતામાં જે પ્રીતિ તે. "પ્રીતિ" આ ગુણનો આધાર જનિતા છે. એમજ, પાણીના પરપોટા; સોનાના શૃંગાર; મુસલમાનનું રાજ્ય; પુનાની લડાઈ.

પરાધારનિષ્ઠનો અર્થ એ છે, કે સંબંધ દેખાડનાર શબ્દ (જેને ષષ્ઠીનો પ્રત્યય લાગેછે તે), પોતે સંબંધનો આધાર નથી, પણ બીજું નામ તેનો આધાર છે; "શ્રમની અકળામણ;" શ્રમને અકળામણ લાગતી નથી, પણ બીજા કોઈને, શ્રમ કરનારને, લાગેછે; "રાજાની બીહિક;" જે રાજામાં છે તે નહિ, પણ રાજાનું બળ જાણીને પ્રજામાં જે છે તે.

ટીકા. જેમાં કોઈ ગુણ વળગ્યો હોય, અથવા જેનામાંથી કંઈ નિપજે છે, તે અર્થ સ્વાધારનિષ્ઠમાં છે; માટે એને બીજાં નામ પણ આપેલાં છે, એટલે ગુણવાચક, કે ઉત્પાદક, કે કર્તૃક ષષ્ઠી.—બીજા ઉપર કંઈ પરિણામ થયલું દેખાડેછે, માટે પરાધારનિષ્ઠ, તે કર્મવાચક કે પરિણામવાચક ષષ્ઠી કહેવાય છે. અમુક ષષ્ઠી સ્વાધારનિષ્ઠ કે પરાધારનિષ્ઠ હોય, તે વાક્યના અર્થ ઉપર જણાય; "માની પ્રીતિ," આનો અર્થ એવો હોય, કે "મામાં જે પ્રીતિ છે તે," તો તે સ્વાધારનિષ્ઠ છે; પણ "છોકરામાં માની ઉપર જે પ્રીતિ તે," એવો અર્થ હોય, તો પરાધારનિષ્ઠ છે.

૪૮૫. આવા બે વિભાગ છતાં પણ, અનેક ધોરણે બીજા કરેલાછે;—

गुणगुणीभाव संबंध. स्वभाव, के गुण विषेनो संबंध; માણસની બુદ્ધિ, માલિત્રોની માયા; હરણની ચપળતા.

कार्यकारणभाव संबंध; जेमांथी कंइ कराय छे, तेनो संबंध; સોનાની વીંટી, પથ્થરની મૂર્ત્તિ, માટીનાં વાસણ.

आधाराधेयभाव संबंध; વનનાં વૃક્ષ, સમુદ્રનાં માછલાં, આકાશનાં વાદળ.

प्रत्यर्थ संबंध; રાજાનું ચિત્ર, પત્રનો ઉતારો, પુસ્તકનું ભાષાંતર.

फल, परिणामनो संबंध; આંબાની કેરિયો, પાપનો દોષ, ક્રોધનો પરિણામ.

---

† स्वाधारनिष्ठः, स्व – आधार – निष्ठ, = पोतानामां आधार राखनार – रहेनार; पराधारनिष्ठः, पर – आधार – निष्ठ, = बीजामां आधार राखनार – रहेनार.

भागनो संबंध ; શરીરના અવયવો, ઝાડની ડાળિયો, હાથની આંગળીઓ, સભાનો સભાસદ. એને અવયવાવયવીભાવ પણ કહેછે.

सगानो संबंध ; બાપનો પુત્ર, માની પુત્રી, મારો ભાઈ.

सेव्यसेवकभाव संबंध ; રાજાના ચાકરો, ધણીના સેવકો.

संपत्तिनो संबंध ; મારું ઘર, તેનો ઘોડો, ખેડુતનું ખેતર.

૪૮૬. જો વિશેષણમાં વિશેષ્યનો અર્થ ભળ્યો હોય, કે અધ્યાહાર્ય હોય, તો વિશેષણ પણ બીજા નામને ષષ્ઠીમાં લાવે ; અન્નનો ભૂખ્યો ; પાણીનો તર્શ્યો ; ધનનો લોભી ; દ્રવ્યનો લાલચુ; સત્યનો ભાવિક ; જ્ઞાનનો પૂર્ણ; સમજણનો હીણો. વળી, એનું ઘોડું ; તેનું ઘણું.

૪૮૭. કોઈવેળા વિશેષ્યનામમાં ક્રિયાનો અર્થ ભળ્યો હોયછે, તેની સાથે જે નામ આવે તે ષષ્ઠીમાં આવે ખરું, પણ તેનો અર્થ અનુપપસ્થ કર્મને સમાન છે ; જેમકે, એનો શોધ કર,=એને શોધ; એનો વિચાર કર,=એને કે એનાપર વિચાર; એની સંભાળના કર=એને સંભાળ. (ચતુર્થી વિભ્નો પ્રકરણમાં જોવું.)

૪૮૮. ક્રિયાપદનું મૂળ, કે કોઈ પણ કૃદંત, નામને અર્થે વપરાય, તો તેની સાથેનું નામ ષષ્ઠીમાં આવે :– મૂળ ; મારે આવે શું થાય; મારે કહે શું થવાનું છે ; મારે એવું કરે શો અર્થ છે. કોઈ એવું ધારેછે કે અહિં "આવે-કહે-કરે" અશુદ્ધ લખેલા ભૂતકૃદંત છે, માટે આવ્યે-કહ્યે-કરયે લખવું.

वर्त्तमानकृदंत ; મારા આવતામાં, મારે આવતાં, મારે આવતે.

ભવિષ્ય કૃદંત ; તારા આવવાનાં ચિન્હ શાં છે ! આ કૃદંત મૂળે સામાન્ય રૂપની ષષ્ઠી છે (૨૫૧).

ભૂતકૃદંત. મારું કહ્યુ માન ; મારે બેઠે, મારે ગયે, શો અર્થ છે ; મારા ગયાથી શું થવાનું છે; મારા કરયાથી એ કામ થયું. એમાં કૃદંતનો અર્થ સામાન્ય કે ભાવરૂપને સમાન છે, અને ષષ્ઠીને કર્ત્તાનો અર્થ લાગેછે ; મારું કહ્યુ માન=હું જે કહુછુ, કે મેં જે કહ્યુ તે માન; મારે બેઠે શો અર્થ ; હું બેસું તો શો અર્થ; મારા કરયાથી એ કામ થયું=મેં કરયુ માટે. અને એમજ–

વિશેષણભૂત ; મારું કરેલું કામ ; તારી રચેલી ચોપડી.

ટીકા. ઉપરના કૃદંતમાં ક્રિયા વિષેની મનસ્થ ધારણા વિશેષ્યાર્થે લિપેલી છે,

માટે તેમનો અધિકાર બીજા નામ ઉપર ચાલીને તેને પષ્ઠીમાં લાવેછે, પછી, અન્વયના સાધારણ નિયમ લાગુ થાયછે.

સામાન્ય, કે ભાવેરૂપ. મારૂં આવવું, મારા આવવાથી, મારા આવવાને, ઇ૦. આ કૃદંત રૂપે વિશેષણ છે, તોપણ વિશેષ્યને અર્થે વપરાયછે માટે એની સાથેનું નામ પષ્ઠીમાં આવે. (૫૦૫)

૪૮૯. ગુજરાતી નામયોગી શબ્દ રૂપે વિશેષ નામ છે, માટે જે નામની સાથે તેઓ આવેછે, તેને તેઓ પષ્ઠીમાં લાવેછે. (૨૮૮–૨૯૧)

૪૯૦. સમય, કાલાદિક અર્થ દર્શાવનાર શબ્દની વિભક્તિ પષ્ઠીમાં અપાદાનને અર્થે, અને અધિકરણને અર્થે આવેઃ– અપાદાન; તે અહિં દશ વર્ષનો પડેલો છે; આ કામ બે દિવસનું થયું છે; એટલે=દશ વર્ષથી, બે દિવસથી. અધિકરણ; "આ મૂર્ખ દાહાડાનો (દાહાડે) સુએછે, અને રાતનો (રાત્રીએ) જાગેછે." "સાંજના (સાંજે) હંસો આવ્યા." પંચતંત્ર પૃ૦૮૮.

૪૯૧. પષ્ઠી ઉપર અધિકાર રાખનાર નામ અધ્યાહાર્ય હોય; ઘરનાં બધાં સારાં છે (એટલે બધાં માણસ).

૪૯૨. પ્રથમ દ્વિતીય પુરૂષનાં સર્વનામ, અને માણસાદિક પ્રાણીને અર્થે તૃતીય પુરૂષનું સર્વનામ, પંચમી વિભક્તિએ આવે, તો પષ્ઠી-પંચમીને રૂપે પ્રયોગ છે; પણ તૃતીય પુરૂષનું સર્વનામ કારણાદિક અર્થ દેખાડે તો કેવળ પંચમી વપરાયછે; અને એમજ નિર્જીવ વસ્તુનાં નામ વિષે થાયછે; જેમકે–તેનાથી (તે માણસથી) એ કામ થયું; પણ તેથી (કારણાર્થે) એ થયું; એમજ ઝાડથી, કૂતરાથી. ૪૬૪.

૪૯૩. કોઈનું નામ કહેવાયછે ત્યારે તેની સાથે જે શબ્દ હોય તેની વિભક્તિ પષ્ઠીમાં આવે; "ગૌતમ નામનો, કે એવા નામનો, એક મુની." આ રૂઢિ ગુજરાતીમાં નવી છે, અને ભાષાના સાધારણ નિયમને મળતી નથી. ઉપરનું ઉદાહરણ=ગૌતમ નામે–નામેકરી–નામે કરીને–એવે નામે–એવા નામે કરી–મુની હતો. સંસ્કૃતમાં, તૃ૦; गौतम नाम्ना,=ગૌતમ નામે.

**૨૯૨. સંબોધન**;– બોલાવવું, સંભાષણમાં નામ લેવું. એને દેશી વૈયાકરણો આઠમી વિભક્તિ કરતા નથી, પણ પ્રથમાજ છે એવું માનેછે. પણ પ્રથમામાં કર્તાનો અથવા કર્મનો સંબંધ છે, તે સંબોધનમાં નથી; માટે જો

પ્રથમામાં પ્રત્યય ઓ, ઉં, આવે તો તે પડનો લુકાય છે; પ્ર૦ "છોકરો, છોકરૂં; સંબોધન, છોકરા" (૮૨. ૧૧૭). અનેકવચનમાં, અને બીજા બધા નામના બેહુ વચનમાં, સંબોધન પ્રથમાના જેવુંજ છે.

યુરોપના વૈયાકરણો સંબોધનને વિભક્તિમાં ગણેછે, અને કહેછે કે સંબોધક સંબોધ્યની વચ્ચે, એટલે બોલાવનાર અને બોલાવવા યોગ્ય તેની વચ્ચેનો સબંધ તેથી જણાયછે, માટે એમાં વિભક્તિનો અર્થ છે.

૪૯૫. સંબોધનની સાથે કોઈ ઉદ્ગાર ઘણી ખરી વેળા વપરાય છે;-ઓ મા; અરે બાપ; બાપરે; હે રાજા; પ્ર૦. શબ્દ એક કે અનેકવચનમાં હોય, તો તે ઉદ્ગારનું રૂપ ફરતું નથી;-અરે મારા ભાઈઓ.

## क्रियापद.

૪૯૬. ક્રિયાપદના પુરુષદર્શક પ્રત્યય મૂળે સર્વનામ છે (૨૨૩). એમના કાલાદિક ભેદ જણાવવા સારૂ આગમ પૂર્વાક્ષર ઈ. પુરાતન આર્ય ભાષાઓમાં કામમાં લાવેલા છે. નિશ્ચયાર્થનો અને સંશયાર્થનો ભેદ પણ પ્રત્યયે કરીને દેખાડેલા છે. કાલાંતરના વિકારમાં ઘણાક પ્રત્યય ઉડી ગયા, અને અર્થમાં પણ ફેર પડ્યો. ગુજરાતીમાં શુદ્ધરૂપના પ્રત્યય થોડાજ રહ્યા છે. જેમ જેમ પ્રત્યયોની સંખ્યા ઘટી, તેમ તેમ કૃદંતની સાથે સહાયકારક ક્રિયાપદ વાપરતાં ભિન્ન ભિન્ન કાલનો અર્થ દેખાડવાનું ચાલ્યું. વળી, જે શુદ્ધરૂપો પેહલાં કેવળ નિશ્ચયાર્થમાં વપરાતાં તેઓને સંશયનો પણ કંઈ અર્થ વળગ્યો. કોઈ કોઈ રૂપ વિશે એવું વર્ત્યું, બીજા વિશે ઓછું થયું.

૪૯૭. **વર્ત્તમાનકાલમાં** પૂર્વનો નિશ્ચયાર્થ શીકો પડ્યો, અને તેને સંશયાર્થ વળગ્યો. માટે નિશ્ચયાર્થને ટેકો આપવા સારૂ શુદ્ધરૂપની સાથે સહાયકારક ક્રિયાપદ વાપરવામાં આવ્યું; કરેછે. પણ ઘણા પ્રસંગમાં, વિશેષે કરીને કવિતામાં, નિશ્ચયાર્થ રહેછે. પણ એટલોજ વિકાર થયો નહિ, આ રૂપને ભવિષ્યાર્થ પણ વળગ્યો; તે કરે=કરશે. પછી બીજો પણ વિકાર થતાં એજ રૂપને ભૂતકાલનો અર્થ લાગ્યો; તે કરે=કરતો હતો. પછી આજ્ઞાર્થ પણ પેઠો; કરે=કરવા દે. એમ સંસ્કૃત કરોતિ ના ગુજરાતી અપભ્રંશ કરે નો અર્થ=કરેછે, કરતો હતો, કરશે, કરે (આજ્ઞાર્થ), જો કરે (સંશયાર્થ).

આ રૂપને આટલા વિવિધ અર્થ લાગેછે માટે કોઈ વૈયાકરણો એને અનિયમિત, કે અનિશ્ચિત, વર્તમાનકાલ કહેછે.

૪૯૮. હો શિવાય બધાં ક્રિયાપદ શુદ્ધ વર્તમાનકાલનાં રૂપમાં સંશયાર્થે વપરાય છે. પણ સંસ્કૃતમાં એકજ અર્થના બે ક્રિયાપદ अस् અને भू છે. अस् નો છ, અને भू નો હો આવ્યા છે (૨૨૨). છે, હોય, આ બેઉ શબ્દ મૂળ ભાષાના નિશ્ચયાર્થે વર્તમાનકાલના અપભ્રંશ છે; પણ ગુજરાતીમાં છેને નિશ્ચયાર્થ, હોયને સંશયાર્થ વળગ્યો; તે છે – તે હોય. આ ભેદ ગુજરાતીમાં બહુ ઉપયોગનો થઈ પડ્યો છે; કેમકે ઈતર ક્રિયાપદના કૃદંતની સાથે સહાયકારક મળીને મિશ્રરૂપ થાય છે (૧૭૯ અ. આ) ત્યારે તેઓમાં નિશ્ચયાર્થનો અને સંશયાર્થનો ભેદ રૂપે કરી સહેજ દર્શાય છે.

૪૯૯. ભવિષ્યત્કાલના રૂપમાં મૂળનો નિશ્ચયાર્થ વિશેષ કરીને રહેછે; સંશયાર્થ દર્શાવવો હોય તો પૂર્વ વાક્યયોગી "તો" લાવવો; હું કરીશ – તો હું કરીશ.

પણ હો ક્રિયાપદનું ભવિષ્ય રૂપ ભાગ્યે નિશ્ચયાર્થે, વિશેષ કરી સંશયાર્થે આવેછે; હોશે કે હશે. નિશ્ચયાર્થે હશે ને સ્થળે થશે વાપરે છે.

૫૦૦. ભૂતકાલમાં નિશ્ચયાર્થે સહાયકારક ક્રિયાપદ વિના કેવળ ભૂતકૃદંત વાપરેછે, પણ સંસ્કૃત શુદ્ધરૂપનો અપભ્રંશ ગુજરાતીમાં કેવળ સંશયાર્થે વાપરેછે, अकरोत् નો કરત (૧૯૫); પણ સંભારવું કે જેમ ભૂતકાલના કાર્ય વિષે સંશય થોડો હોય છે, તેમ આ રૂપમાં સંશયનો અર્થ શીકો થઈ નિશ્ચયતાની પાસે કંઈ આવેછે; જો તમે કાલે આવ્યા હોત તો હું આજે જાત. એને ક્રિયાનિષ્પત્તિભૂત, એટલે ક્રિયા નહિ થઈ છતાં પણ ભૂત, રૂપ કહેછે.

નિશ્ચયાર્થે જે ભૂત કૃદંત વપરાય છે તે મૂળે સહાર્થનો છે, માટે સકર્મક ભૂતકાલનો પ્રયોગ કર્મણિ હોય છે; મેં કર્યું. જે જે રૂપમાં ભૂતકૃદંત આવેછે તેનો ખરો પ્રયોગ કર્મણિ છે. પણ અકર્મક ક્રિયાપદ કર્મણિ પ્રયોગમાં વપરાતાં નથી; કેમકે અકર્મક અર્થનો અને સહાર્થનો કંઈ ખરો સંબંધ નથી, માટે જો પણ ભૂતકાલે કૃદંત આવે તોપણ પ્રયોગ કર્મણિ નથી; હું થયો, હું ચાલ્યો.

જે સકર્મક ક્રિયાપદ ભૂતકાલે કર્તરિ પ્રયોગમાં ચાલેછે (૧૯૮) તેઓ, મૂળ જોતાં અકર્મક હોય (લાવ=લઈ આવ); અથવા સંસ્કૃતમાં ઉભયપદના

હશે, માટે મૂળની અસર ગુજરાતીમાં હજી સુધી દેખાય છે – મૂળનો અર્થ (વર્ણ) ફરતાં પણ મૂળનો પ્રયોગ રહ્યો (ઉપગ્રંથમાં જોવું).

૫૦૧. **આજ્ઞાર્થ** નાં બે રૂપ છે; એકને વર્તમાન આજ્ઞાર્થ, બીજાને ભવિષ્ય આજ્ઞાર્થ કહિયે. વિલંબ વિના, તત્કાલ, કંઈ કરવા ઇચ્છિયે તો 'કર' (વર્તમાન આજ્ઞાર્થ) કહિયે, – વિલંબથી, થોડીવાર પછી કરવાનું ઇચ્છિયે તો 'કરજે' (ભવિષ્ય આજ્ઞાર્થ) કહિયે. માનાર્થે પણ ભવિષ્યાજ્ઞાર્થ વપરાય છે, પણ કોઈ વેળા, આગ્રહ હોય તો, એ અર્થે વર્તમાન આજ્ઞાર્થ પણ ચાલેછે. સાધારણ ભવિષ્યકાલ પણ આજ્ઞાર્થે બહુ ચાલેછે, કરશો = કરો. વર્તમાન કૃદંત (કરતો), અને સામાન્યરૂપ (કરવું) પણ આજ્ઞાર્થે બોલાય છે.

૫૦૨. **મિશ્રરૂપ.** 'હો' સહાયકારક ક્રિયાપદની સાથે કૃદંત આવેછે, ત્યારે કેટલાંએક મિશ્રરૂપ થાય છે (૧૬૦). વર્તમાન કૃદંત ચાલતી ક્રિયા દર્શાવેછે = જે ચાલે તે (૨૪૭). એ અર્થની સાથે સહાયકારકના વિવિધાર્થ ભળેછે (૧૭૬). ગુજરાતી ભાષામાં એક વિશેષ જોવાનુ છે કે નિશ્ચયાર્થે દ્વિત વર્તમાનકાલમાં વર્તમાન કૃદંતને સ્થળે શુદ્ધવર્તમાન રૂપ વાપરેછે, "હું કરૂં છુ કહેછે," હું કરતો છુ નથી કહેતા. પણ નિષેધાર્થમાં કરતો નથી, સંશયાર્થમાં કરતો હોઉં, અને વર્તમાનભૂતમાં કરતો હતો, કરતો હોત કહેછે. હિંદીમા કરતા હૈ, મરાઠીમાં કરત આહે ઇ૦ કહેછે. શુદ્ધરૂપની સાથે સહાયકારક વાપરવાની રીતિ એ બીજી કોઈ ભાષામાં જોઈ નથી.

૫૦૩. ભવિષ્ય, ભૂત, અને વિશેષભૂત કૃદંતની સાથે સહાયકારક ક્રિયાપદ મળવાથી જે મિશ્રરૂપો થાયછે તેઓમાં કૃદંતના કાલના અર્થની સાથે સહાયકારકના વિવિધ અર્થ ભળેછે (૧૬૦ - ૧૭૬).

૫૦૪. **સંબંધક ભૂત.** એક ક્રિયા થયા પછી, તેને આશ્રયે બીજી ક્રિયા તેની સાથે વળગી રહ્યાની પેઠે થાય, તો પૂર્વ ક્રિયાપદને સંબંધક ભૂતનો પ્રત્યય લાગેછે; હું રથમાં બેસીને આવ્યો ;= આવવાની ક્રિયા, (કે આવવાનો વેપાર) રથમાં બેઠાને આશ્રયે, ને તેથી પછી થઈ. એમાં ભૂતાર્થની સાથે સમાનાર્થ વાક્યયોગીનો અર્થ ભળેછે ; બેસીને આવ્યો = બેઠો અને આવ્યો, માટે એને સંબંધક ભૂત કહેછે (૧૬૭, ૧૭૦). આ કૃદંતે કરીને સંયુક્ત ક્રિયાપદ થાયછે, તે અંક ૧૮૧ મા અને ૧૮૨ માં દેખાડેલું છે. વળી, એણે કરીને અનેક વાક્ય

મળી જઈને એક સંયુક્ત વાક્ય થાય છે; "આ માણસે મનમાં દગો રાખી, અમારે અહિં આવી, કેટલાએક દિવસ છાનો રહી, અમારૂં બધું જોઈલઈ, વૈરીને ત્યાં જઈને, ધાડી આણી."

૫૦૫. સામાન્યરૂપ ના ત્રણ અર્થ છે; અ.) કેવળ ક્રિયાવાચક વિશેષ્યનામ; સાચું બોલવું સારૂં છે; દયા કરવી મોટાને શોભે; વિચાર રાખવો ઘાણીને ઘટે.

આ.) નિમિત્તાર્થ; એક ક્રિયાના નિમિત્તમાં બીજી ક્રિયા થાય તો આ કૃદંત વપરાયછે; હું તમને કેહવા આવ્યો = તમને કેહવું આ નિમિત્તથી હું આવ્યો. આ અર્થમાં કૃદંતને ચોથી વિભક્તિનો પ્રત્યય લાગે, 'તમને કેહવાનેઆવ્યોછું;' વળી, ચોથી વિભક્તિના સમાન અર્થના નામયોગી કાજે, વાસ્તે, અર્થે ઇ૦ આવે; હું તમને કહેવા વાસ્તે–કહેવા કાજે આવ્યો, અથવા કહેવાને વાસ્તે–કહેવાને કાજે–કહેવાને અર્થે આવ્યો છુ. આ છેલા પ્રકારના ઉદાહરણમાં કૃદંતને 'ને' પ્રત્યય લાગેછે તે ચતુર્થીનો નહિ, પણ ષષ્ઠી–સપ્તમી છે. અંક ૧૮૫ માં એને કંઈ મળતા અર્થ મળેછે.

ઇ.) અવશ્યાર્થ. ક્રિયા અવશ્ય, અગત્ય, ઘટારૂં, ભાવતી હોય તો આ કૃદંત વપરાયછે, અને એમ એને આવાર્થ વળગેછે; તમારે શીખવું; જેને કાન હોય તેણે સાંભળવું, સાંભળનારાએ સમજવું, અને સમજનારાએ પાળવું; મારે પાણી પીવું છે. આ અર્થમાં આ કૃદંતની સાથે "જોઈયે" ઘણીકવાર વપરાય છે; તમારે શીખવું જોઈયે; – પણ એવું થાયછે ત્યારે કૃદંતને વિશેષ્યાર્થ વળગેછે, અને અગત્યાદિનો અર્થ "જોઈયે" માં આવેછે. (૨૫૧, ૨૫૨).

૫૦૫. વર્ત્તમાન કૃદંતને આ પ્રત્યય વળગે તો સપ્તમીનો અર્થ દર્શાવાય છે; બોલતાં = બોલતી વેળાએ (૧૧૬). સાધારણ સપ્તમીના પ્રત્યય પણ લાગે; "બોલતામાં નાશી જશે." નંદબત્રીસી પૃ૦ ૪; "રોકતામાં થયો સંગ્રામ." ડંકપુરમહાત્મ્ય. પૃ. ૫૨. વાત સાંભળતે તે નાસી ગયો. "મેહેનત કરતે છુટે." જ્ઞાતિનિબંધ.

૫૦૬. ભૂત કૃદંત (૫૦૦) ઘણા ખરા પ્રસંગોમાં સમાન રૂપને સમાર્થે વપરાય છે; "તેના એવું કરયાથી (કરવાથી);" "તુફાન થયાની (થવાની) બીક છે;" તેના તઈ ગયાથી (જવાથી) સમાધાન થયું.

૫૦૭. ક્રિયાપદનું મૂળ ગમાન રૂપને સમાર્થે વપરાય; ન્હાય્મ પીય્મ (ન્હાવાથી પીવાથી) શું થાય; ન્હાય્મ પીય્મ (ન્હાવામાં પીવામાં) શું છે; એવું કરે શું થાય. કોઈના ધારવામાં છે કે આ રૂપ મૂળની સપ્તમી નથી, પણ અશુદ્ધ રીતિએ લખેલું ભૂતકાલનું રૂપ છે; એવું કરે = એવું કર્યે; નાહિ પીય્મ = નાહ્યે, પીયે.

૫૦૮. ક્રિયાવાચક શબ્દે કરીને કોઈ વિષયની સ્થિતિ કે અવસ્થા કહેવાની હોય, તો કૃદંત વપરાયછે; મેં તેને લટકતો દીઠો; મેં તેને પડતો મુક્યો; તે તો દબાતુ રહ્યું; તેને વેચાતુ રાખ્યુછે; તે તો લટક્યું રહ્યું; તે લટકેલું દેખાયછે.

૫૦૯. કૃદંત વિશેષણ છે, માટે વિશેષ્યના અન્વયી થાયછે; પણ મૂળ ક્રિયાપદ છે, માટે ક્રિયાપદ જેવો અધિકાર રાખેછે; સાધારણ વિશેષણને એવો અધિકાર નથી;—હું તેને મારતો આવ્યો; હું તેને બોલતો આવીશ; હું તેને હાંકતો આવ્યુંછું; મારે એ તને કહેવું; તને કહેનાર કોણ છે?.

૬૧૦. ક્રિયાવિશેષણ. કોઈ પેળા ગુણવાચક અને કોઈ પેળા વિશેષ્યનામ આ અર્થે વપરાય (૨૭૦). નિષેધાર્થના એ શબ્દ શુદ્ધ વાક્યમાં, અથવા સંયુક્ત વાક્યમાં, અથવા એકજ ઉપવાક્યમાં આવે, તો નિષેધાર્થ રહેતો નથી; તેઓ નહિ આવ્યા એવું નહિ,= આવ્યા; વિચાર વિના કરશો મા = વિચારથી કરો; તે માણસ નિર્બુદ્ધ નથી = તે બુદ્ધિવાળો છે.

વાક્ય સંયુક્ત હોય, અને તેના જૂદા જૂદા સહગતવાક્યમાં નિષેધાર્થ શબ્દ આવે, તો તે અર્થ રહેછે; "અમે આ દેવને માનવાના નથી, અને તેની મૂર્તિની આગળ નમવાના નથી;" "હું તને ચાહતો નથી, અને તારી સાથે આવવાનો નથી;" "મેં એવું કહ્યુ ન હતુ, કહેતો નથી, અને કદી કહેવાનો નથી." સારાંશ એ છે, એક ક્રિયાપદની સાથે એક નિષેધાર્થ શબ્દ હોય, તો અર્થ રહેછે; બે હોય, તો ઉડી જાયછે.

નહિ, આ શબ્દ પ્રમાણે વાક્યમા ખરા નિષેધાર્થે નથી વપરાતો; શું, એવું નહિ હોય વારુ? = કદાચિત એવું હશે

૬૧૧. વાક્યયોગી બીજા પૃથક્ શબ્દોની વચ્ચે આવે ત્યારે તે શબ્દોની વિભક્તિ એકજ હોયછે;— "રાજા તથા પ્રજા સુખી છે" "લોકોના બધા મોટાને અને નાહનાને;" મારા, ૬ ખી, દલેશી, તથા કમાવને.

૫૧૨. વાક્યયોગીનો મુખ્ય અધિકાર ઉપવાક્યોને સંધાવવાનો છે, એને
ાંધનારા શબ્દના અર્થ ઉપર વાક્યોમાં અર્થનો સંબંધ જણાયછે ( ૩૧૮ ).
ાંધનાર શબ્દ અધ્યાહાર્ય હોયછે;—"પ્રીતિ સઘળાંને ખમેછે, સઘળાંને ખરાં
ાનેછે, સઘળાંની આશા રાખેછે, સઘળાંને ધીરેછે." એવા સમૂહમાં એકેક
ઉપવાક્યની સાથે સંયોજક શબ્દ આવે, તો એકેક ઉપવાક્ય ઉપર વિશેષ વિચાર
જણાવેછે ;—"પણ એક શમરૂની માર્ગે જતાં તેની પાસે આવ્યો, અને
જ્યારે તેણે તેને દીઠો, ત્યારે તેના પર દયા કરીને તેની પાસે ગયો, અને તેના
ઘા પર તેલ તથા દ્રાક્ષારસ રેડીને તેને પાટો બાંધ્યો, અને તેને પોતાનાં જના-
વર પર બેસાડીને ઉતારાની શાળાએ લઈ ગયો."

## विराम चिन्ह.

૫૧૩. **विराम** ( वि, ઉપસર્ગ ; रम, રેહેવું–થંભવું), આચકો ખાવો.
વાક્યમાં આચકો ખાવાનાં બે કારણ છે. એક, સ્વાસને વાસ્તે; વાક્ય લાંબું
થાય તો બોલતાં સ્વાસ પોંહચે નહિ, માટે તેમાં, એક, બે, કે અધિક વાર, થોડું
રેહવું પડેછે. બીજું, અર્થની સ્પષ્ટતાને વાસ્તે ; એ સારૂ કે બોલેલી ભાષાનો
સાંભળનાર, અને લખેલીનો વાંચનાર, ઘુંચવણ વિના અર્થ સમજી શકે.
બોલતાં આપણે પોતાની મેળે સમજી શકિયે છિયે કે વાક્યમાં કહિં કહિં
આચકો ખાવો જોઈયે; પણ લખેલી ભાષામાં, વિરામ કહિં કહિં આવેછે, અને
આચકો વત્તો કે ઓછો ખાવો જોઈયે, એ જણાવવા સારૂ કેટલાએક ચિન્હો
યોજેલાં છે. એમને વિરામ ચિન્હ કહિયે છિયે.

૫૧૪. લખેલી ભાષામાં જે ચિન્હો કરિયે છિયે, તે, વિશેષે કરીને, વાક્યના
અર્થ ઉપર ધોરણ રાખીને કરિયે છિયે; માટે વિરામ ચિન્હ લખતાં મનનો
અભિપ્રાય, કે તર્ક, ઠરાવ્યા વિના ચિન્હ મૂકાય નહિ.

ચાર મુખ્ય વિરામ ચિન્હ છે ; ( , ) લઘુવિરામ, ( ; ) ગુરૂવિરામ, ( : )
વૃદ્ધવિરામ, ( . )—અંત્યવિરામ.

૫૧૫. અલ્પવાક્યનો મૂળ નિયમ એ છે, કે કર્તૃવાચક શબ્દ તથા ક્રિયાપદ
વચ્ચે કોઈ વિરામ ચિન્હ નહિ આવે; રાજા કરેછે ; તેમ્માએ વિચાર કર્યો.

૫૦૭. **ક્રિયાપદનું મૂળ** ગમાન રૂપને સમાર્થે વપરાય; ન્હાય્યે પીય્યે (ન્હાવાથી પીવાથી) શું થાય; ન્હાય્યે પીય્યે (ન્હાવામાં પીવામાં) શું છે; એવું કરે શું થાય. કોઈના ધારવામાં છે કે આ રૂપ મૂળની સાતમી નથી, પણ અશુદ્ધ રીતિએ લખેલું ભૂતકાલનું રૂપ છે; એવું કરે = એવું કરવે; નાહે, પીય્યે = નાહ્યે, પીયે.

૫૦૮. ક્રિયાવાચક શબ્દે કરીને કોઈ વિષયની સ્થિતિ કે અવસ્થા કહેવાની હોય, તો કૃદંત વપરાયછે; મેં તેને લટકતો દીઠો; મેં તેને પડતો મૂક્યો; તે તો દબાતું રહ્યું; તેને વેચાતું રાખ્યુંછુ; તે તો લટકતું રહ્યું; તે લટકેલું દેખાયછે.

૫૦૯. કૃદંત વિશેષણ છે, માટે વિશેષ્યના અન્વયી થાયછે; પણ મૂળ ક્રિયાપદ છે, માટે ક્રિયાપદ જેવો અધિકાર રાખેછે; સાધારણ વિશેષણને એવો અધિકાર નથી;—હું તેને મારતો આવ્યો; હું તેને બોલતો આવીશ; હું તેને હાંકતો આવ્યુંછુ; મારે એ તને કહેવું; તને કહેનાર કોણ છે?.

૬૧૦. **ક્રિયાવિશેષણ.** કોઈ વેળા ગુણવાચક અને કોઈ વેળા વિશેષ્યનામ આ અર્થે વપરાય (૨૭૦). નિષેધાર્થના બે શબ્દ શુદ્ધ વાક્યમાં, અથવા સંયુક્ત વાક્યમાં, અથવા એકજ ઉપવાક્યમા આવે, તો નિષેધાર્થ રેહતો નથી; તેઓ નહિ આવ્યા એવું 'નહિ, = આવ્યા; વિચાર વિના કરશો મા = વિચારથી કરો; તે માણસ નિર્બુદ્ધ નથી = તે બુદ્ધિવાળો છે.

વાક્ય સંયુક્ત હોય, અને તેના જૂદા જૂદા સહગતવાક્યમાં નિષેધાર્થ શબ્દ આવે, તો તે અર્થ રહેછે; "અમે આ દેવને માનવાના નથી, અને તેની મૂર્તિની આગળ નમવાના નથી;" "હું તને મારતો નથી, અને તારી સાથે આવવાનો નથી;" "મેં એવું કહ્યું ન હતુ, કહેતો નથી, અને કદી કહેવાનો નથી." સારાંશ એ છે, એક ક્રિયાપદની સાથે એક નિષેધાર્થ શબ્દ હોય, તો અર્થ રહેછે; બે હોય, તો ઉડી જાયછે.

નહિ, આ શબ્દ પ્રશ્નાર્થે વાક્યમાં ખરા નિષેધાર્થે નથી વપરાતો; શું, એવું નહિ હોય વારુ? = કદાચિત એવું હશે.

૬૧૧. **વાક્યયોગી** બીજા પૃથક શબ્દોની વચ્ચે આવે ત્યારે તે શબ્દોની વિભક્તિ એકજ હોયછે;— "રાજા તથા પ્રજા સુખી છે." "ત્યાંના બધા મોટાને અને નાહનાને;" માંદા, દુઃખી, કલેશી, તથા કંગાલને.

ઉપકારી હતો." "તમે તો ભૂત, ભવિષ્ય, વર્તમાન, જાણોછો." "અને મને શું થયું, શું થાય છે, શું થશે, તે સમજાય છે."

૫૨૧. આવા શબ્દના જથાના છેલા શબ્દની પૂર્વે વિશેષે કરીને વાક્યયોગી આવેછે, તો પણ, વાક્યયોગીની પૂર્વે એક લઘુવિરામ જોઈયે; "તમો તો ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન જાણોછો." "એ શાસ્ત્રી વિદ્વાન, વિવેકી, અને વિખ્યાત થયલો છે. એવું થયું, થાય છે, કે થવાનું છે."

આવા જથાના છેલા શબ્દને છેડે વિરામચિન્હ હોય તો ચાલે જો જથામાં બેજ શબ્દ હોય, અથવા જો જથાને છેડે કેવળ ક્રિયાપદ આવે, તો જથાને છેડે વિરામચિન્હ પડતું મૂકાય;

૫૨૨. વાક્યયોગીએ કરીને સંધાયલા શબ્દો જોડ જોડના થઈને અનેક જોડનો કોઈ ક્રમ કરે, તો જોડ જોડને છેડે એક લઘુવિરામ ચિન્હ જોઈયે; "રાજા અને પ્રજા, નાહના અને મોટા, મૂર્ખ અને જ્ઞાની, ગુરૂ અને ચેલા, બધા એવાજ છે." "એ કામ સારૂં કે ખોટું, ઘટતું કે અઘટતું, ફાવતું કે નડતું હોય." "અમે ગયા હોત કે નહિ ગયા હોત, દીઠું હોત કે નહિ દીઠુ હોત, તોપણ, એ કામ એમું ને એવુંજ બનત." "રાજા તો પણ નમ્ર, અધિકારી તોપણ સજ્જન, બળવાન તો પણ માયાળુ, એવો તે છે."

આ છેલાં ઉદાહરણમાં, "તોપણ"ની પૂર્વે લઘુવિરામ આવે તો સંધાયલા શબ્દની જોડ જોડને છેડે ગુરૂવિરામ જોઈયે; રાજા તોપણ નમ્ર; અધિકારી, તોપણ સજ્જન; બળવાન, તોપણ માયાળુ.

૫૨૩. **સમાનાર્થ શબ્દ** આવે તો તેમની વચે, અને છેલાને છેડે, લઘુવિરામ ચિન્હ જોઈયે; "વડોદરાનો રાજા, ખંડેરાવ ગાયકવાડ, અહિં પધારચા છે." મારો ભાઈ, શિવો, કાલે મારે ઘેર પધારયો હતો.—પણ છેલા ઉદાહરણની પેઠે, કેવળ કોઈનું નામજ સમાનાર્થદર્શક શબ્દ હોય, તો વિરામચિન્હ વિના ચાલે; "મારા ભાઈ શિવાને તેં દીઠા,—માનાર્થે દીઠા!"

૫૨૪. જો **દર્શક સર્વનામ**, અથવા બીજો કોઈ શબ્દ, કોઈ વાક્યમાં પૂર્વે આવેલા શબ્દને સમાન અર્થે વપરાય, તો તેની તથા તે પૂર્વેના શબ્દોની કે વાક્યની વચે લઘુવિરામ જોઈયે; "જૂઠું બોલવું, એ મહા પાપ છે." "ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન, એ બધું જાણવું, એ તો કેવળ પ્રભુનું છે." "સિંહ-

૫૦૭. **ક્રિયાપદનું મૂલ** સમાન રૂપને સમાર્થે વપરાય; ન્હાય્મે પીય્મે (ન્હાવાથી પીવાથી) શું થાય; ન્હાય્મે પીય્મે (ન્હાવામાં પીવામાં) શું છે; મ્મેવું કરે શું થાય. કોઈના ધારવામાં છે કે આ રૂપ મૂળની સપ્તમી નથી, પણ અશુદ્ધ રીતિમ્મે લખેલું ભૂતકાલનું રૂપ છે; મ્મેવું કરે = મ્મેવું કરીયે; નાહે, પીય્મે = નાહીયે, પીયે.

૫૦૮. ક્રિયાવાચક શબ્દે કરીને કોઈ વિષયની સ્થિતિ કે અવસ્થા કહેવાની હોય, તો કૃદંત વપરાયછે; મેં તેને લટકતો દીઠો; મેં તેને પડતો મૂક્યો; તે તો દબતું રહ્યું; તેને વેચાતું રાખ્યુંછું; તે તો લટક્યું રહ્યું; તે લટકેલું દેખાયછે.

૫૦૯. કૃદંત વિશેષણ છે, માટે વિશેષ્યના અન્વયી થાયછે; પણ મૂળ ક્રિયાપદ છે, માટે ક્રિયાપદ જેવો અધિકાર રાખેછે; સાધારણ વિશેષણને મ્મેવો અધિકાર નથી;— હું તેને મારતો આવ્યો; હું તેને બોલતો આવીશ; હું તેને હાંકતો આવુંછું; મારે મ્મે તને કહેવું; તને કહેનાર કોણ છે?

૬૧૦, **ક્રિયાવિશેષણ**. કોઈ વેળા ગુણવાચક અને કોઈ વેળા વિશેષ્યનામ આ અર્થે વપરાય (૨૭૦). નિષેધાર્થના બે શબ્દ શુદ્ધ વાક્યમાં, અથવા સંયુક્ત વાક્યમાં, અથવા મ્મેકજ ઉપવાક્યમાં આવે, તો નિષેધાર્થ રહેતો નથી; તેઓ નહિ આવ્યા મ્મેવું નહિ, = આવ્યા; વિચાર વિના કરશો મા = વિચારથી કરો; તે માણસ નિર્બુદ્ધ નથી = તે બુદ્ધિવાળો છે.

વાક્ય સંયુક્ત હોય, અને તેના જૂદા જૂદા સહગતવાક્યમાં નિષેધાર્થ શબ્દ આવે, તો તે અર્થ રહેછે; "અમે આ દેવને માનવાના નથી, અને તેની મૂર્તિની આગળ નમવાના નથી;" "હું તને ચાહતો નથી, અને તારી સાથે આવવાનો નથી;" "મેં મ્મેવું કહ્યું ન હતું, કહેતો નથી, અને કદી કહેવાનો નથી." સારાંશ મ્મે છે, મ્મેક ક્રિયાપદની સાથે મ્મેક નિષેધાર્થ શબ્દ હોય, તો અર્થ રહેછે; બે હોય, તો ઉડી જાયછે.

નહિ, આ શબ્દ પ્રમાણે વાક્યમાં ખરા નિષેધાર્થે નથી વપરાતો; શું, મ્મેવું નહિ હોય વારુ? = કદાચિત મ્મેવું હશે.

૬૧૧. **સમુચ્ચયોગી** બીજા પૃથક શબ્દોની વચ્ચે આવે ત્યારે તે શબ્દોની વિભક્તિ મ્મેકજ હોયછે;— "રાજા તથા પ્રજા સુખી છે." "ત્યાંના બધા મોટાને અને નાહનાને;" માંદા, દુઃખી, દલેશી, તથા કંગાલને.

૫૧૨. વાક્યયોગીનો મુખ્ય અધિકાર ઉપવાક્યોને સંધાવવાનો છે, એને સાંધનારા શબ્દના અર્થ ઉપર વાક્યોમાં અર્થનો સંબંધ જણાયછે (૩૧૮). સાંધનાર શબ્દ અધ્યાહાર્ય હોયછે;–"પ્રીતિ સઘળાંને ખમેછે, સઘળાંને ખરાં માનેછે, સઘળાંની આશા રાખેછે, સઘળાને ધીરેછે." એવા સમૂહમાં એકેક ઉપવાક્યની સાથે સંયોજક શબ્દ આવે, તો એકેક ઉપવાક્ય ઉપર વિશેષ વિચાર જણાયછે;–"પણ એક સમરૂની માર્ગે જતા તેની પાસે આવ્યો, અને જ્યારે તેણે તેને દીઠો, ત્યારે તેના પર દયા કરીને તેની પાસે ગયો, અને તેના ઘા પર તેલ તથા દ્રાક્ષારસ રેડીને તેને પાટો બાંધ્યો, અને તેને પોતાનાં જનાવર પર બેસાડીને ઉતારાની શાળાએ લઈ ગયો."

## विराम चिन्ह.

૫૧૩. **વિરામ** (वि, ઉપસર્ગ; रम, રહેવું– થમવું), આચકો આવો. વાક્યમા આચકો આવાનાં બે કારણ છે. એક, સ્વાસને વાસ્તે; વાક્ય લાંબુ થાય તો બોલતાં સ્વાસ પોંહચે નહિ, માટે તેમાં, એક, બે, કે અધિક વાર, થોડું રેહવું પડેછે. બીજું, અર્થની સ્પષ્ટતાને વાસ્તે; એ સારૂ કે બોલેલી ભાષાનો સાંભળનાર, અને લખેલીનો વાંચનાર, ઘુચવણ વિના અર્થ સમજી શકે. બોલતાં આપણે પોતાની મેળે સમજી રાકિયે છિયે કે વાક્યમાં ક્હિં ક્હિં આચકો આવો જોઈયે; પણ લખેલી ભાષામા, વિરામ ક્હિં ક્હિં આવેછે, અને આચકો વત્તો કે ઓછો આવો જોઈયે, એ જણાવવા સારૂ કેટલાએક ચિન્હો યોજેલા છે. એમને વિરામ ચિન્હ કહિયે છિયે.

૫૧૪. લખેલી ભાષામાં જે ચિન્હો કરિયે છિયે, તે, વિશેષે કરીને, વાક્યના અર્થ ઉપર ધોરણ રાખીને કરિયે છિયે; માટે વિરામ ચિન્હ લખતાં મનનો અભિપ્રાય, કે તર્ક, ઠરાવ્યા વિના ચિન્હ મુકાય નહિ.

ચાર મુખ્ય વિરામ ચિન્હ છે; (,) લઘુવિરામ, (;) ગુરૂવિરામ, (:) વૃદ્ધવિરામ, (.)–અત્યવિરામ.

૫૧૫. અલ્પવાક્યનો મૂળ નિયમ એ છે, કે કર્તૃવાચક શબ્દ તથા ક્રિયાપદ વચ્ચે કોઈ વિરામ ચિન્હ નહિ આવે; રાજા કરેછે; તેઓએ વિચાર કર્યો.

ઉપકારી હતો." "તમે તો ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન, જાણોછો." "અને મને શું થયું, શું થાય છે, શું થશે, તે સમજાય છે."

૫૨૧. આવા શબ્દના જથાના છેલા શબ્દની પૂર્વે વિશેષ કરીને વાક્યયોગી આવેછે, તો પણ, વાક્યયોગીની પૂર્વે એક લઘુવિરામ જોઈયે; "તમો તો ભૂત, ભવિષ્ય, તથા વર્ત્તમાન જાણોછો." "એ શાસ્ત્રી વિદ્વાન, વિવેકી, અને વિખ્યાત થયલો છે. એવું થયું, થાય છે, કે થવાનું છે."

આવા જથાના છેલા શબ્દને છેડે વિરામચિન્હ હોય તો ચાલે' જો જથામાં બેજ શબ્દ હોય, અથવા જો જથાને છેડે કેવળ ક્રિયાપદ આવે, તો જથાને છેડે વિરામચિન્હ પડતું મૂકાય;

૫૨૨. વાક્યયોગીએ કરીને સંધાયલા શબ્દો જોડ જોડના થઈને અનેક જોડનો કોઈ ક્રમ કરે, તો જોડ જોડને છેડે એક લઘુવિરામ ચિન્હ જોઈયે; "રાજા અને પ્રજા, નાહના અને મોટા, મૂર્ખ અને ગ્નાની, ગુરૂ અને ચેલા, બધા એવાજ છે." "એ કામ સારૂં કે ખોટું, ઘટતું કે અઘટતું, ફાવતું કે નડતું હોય." "અમે ગયા હોત કે નહિ ગયા હોત, દીઠું હોત કે નહિ દીઠું હોત, તોપણ, એ કામ એવું ને એવુંજ બનત." "રાજા તો પણ નમ્ર, અધિકારી તોપણ સજ્જન, બળવાન તો પણ માયાળુ, એવો તે છે."

આ છેલાં ઉદાહરણમાં, "તોપણ"ની પૂર્વે લઘુવિરામ આવે તો સંધાયલા શબ્દની જોડ જોડને છેડે ગુરૂવિરામ જોઈયે; રાજા તોપણ નમ્ર; અધિકારી, તોપણ સજ્જન; બળવાન, તોપણ માયાળુ.

५२३. **સમાનાર્થ શબ્દ** આવે તો તેમની વચ્ચે, અને છેલાને છેડે, લઘુવિરામ ચિન્હ જોઈયે; "વડોદરાનો રાજા, ખંડેરાવ ગાયકવાડ, અહિં પધારયા છે." મારો ભાઈ, શિવો, કાલે મારે ઘેર પધારયો હતો.—પણ છેલા ઉદાહરણની પેઠે કેવળ કોઈનું નામજ સમાનાર્થદર્શક શબ્દ હોય, તો વિરામચિન્હ વિના ચાલે: "મારા ભાઈ શિવાને તેં દીઠા,—માનાર્થે દીઠા?"

६२४. જો દર્શક સર્વનામ, અથવા બીજો કોઈ શબ્દ, કોઈ વાક્યમાં પૂર્વે આવેલા શબ્દને સમાન અર્થે વપરાય, તો તેની તથા તે પૂર્વેના શબ્દોની કે વાક્યની વચ્ચે લઘુવિરામ જોઈયે; "જુઠું બોલવું, એ મહા પાપ છે." "ભૂત, ભવિષ્ય, તથા વર્ત્તમાન, એ બધું જાણવું, એ તો કેવળ પ્રભુનું છે." "સિંહ-

સન, છત્ર, ચમર, મુકુટ, એટલે રાજ્યાધિકારનાં ચિન્હો, તેની પાસે હતાં.”
“ ગામના બ્રાહ્મણ, વાણિયા, બધા એકઠા થયા.”

સૂચના. વાક્ય ટુંકું, અને અર્થ સ્પષ્ટ હોય, તો એવા પ્રસંગમાં વિરામચિન્હ પડતું મુકાય; જેમકે—જુઠું બોલવું એ પાપ છે. અને ઘણા ખરા લખનારા વાક્ય લાંબું હોય તો પણ લઘુ વિરામચિન્હ પડતું મુકે છે.

૫૨૫. इत्यादि, विगेरे, આ શબ્દને પૂર્વે લઘુવિરામ લખાય;—“કામ, ક્રોધ, મોહ, મદ, ઇત્યાદિ દુર્ગુણો.”—“તેઓમાંથી આંખ, કાન, વિગરે પાંચ જ્ઞાનેંદ્રિયો.”

૫૨૬. संबोधन. कोइनुं नाम देइने बोलाविये, તો તે નામ વાક્યને આરંભે હોય તો તેને છેડે લઘુવિરામ જોઈયે; વાક્યની મધ્યે આવે, તો તેને પૂર્વે તથા છેડે વિરામચિન્હ જોઈયે;—

‘ દીકરા, એવું કરીશ ના.”—“એવું તો, દીકરા, તું કરીશ ના.”— આ નામની સાથે વિશેષણ ઇત્યાદિ આવે, તો તેઓ સંબોધનમાં ગણાય છે ;— “મારા પ્યારા દીકરા, એ કરીશ મા.” ગમે તેટલા શબ્દ સંબોધનાર્થે આવે, પણ વિરામનો નિયમ ફરતો નથી ;— “મારા હાથના ઉછેરેલા તમે બધા લોક મારી વાતને કાન લગાડો.”

૫૨૭. आज्ञार्थे, प्रश्नार्थे, उत्तरार्थे ટુંકા શબ્દ આવે, તો તેમને છેડે લઘુવિરામ જોઈયે ;— “ જો, તેં આ શું કર્યું છે ?”—“ આવો, આવો, આવોને, મારા ભાઈ,”—“ શું, તમે એ નોહતા સમજતા ? ના, હું નોહતો સમજતો,”—“ હા, હું સમજતો હતો ખરો.’

૫૨૮. वाक्यना समतोल खंडो. જો વાક્ય એવું વિવર્ધિત હોય, કે તેના પૃથક પૃથક ખંડ થાય, અને એકેક ખંડનો ભાર બીજા ખંડોની સાથે અર્થના તોલમાં સરખા જેવો હોય, તો એકેક ખંડને છેડે લઘુવિરામ જોઈયે ;— “ નીતિ પ્રમાણે રાજ્ય ચલાવવું, અનાથ દુ:ખીઓનો આશ્રો થવો, ચોર કપટી ખુનીઓને શિક્ષા આપવી, પવો વેપાર તથા વિદ્યાભ્યાસની વૃદ્ધિ કરાવવી, લોકમાં સદ્ધર્મ અને સદાચારને વાસ્તે ખુલ્લો માર્ગ દેખાડવો, બીજાં આસપાસનાં રાજ્યોની સાથે સમાધાન રાખીને એ રીતે સુજશ મેળવવો, અને બધા પ્રકારથી પ્રજાનું સુખ વધારવું, એ તો ખરા વિવેકી રાજાનું

પ્રત્યેક ખંડના અર્થનો ભાર સમતોલ જેવો નથી ત્યારે કેવું કરવું, તેનો ખુલાશો નીચે આવશે (૫૩૬–૫૩૯).

૬૨૯. સંયુક્તવાક્યોમાં જે પૃથક પૃથક ખંડ છે, તેઓમાં વિવિધ પ્રકારથી સંબંધ જાણવામાં આવેછે. સાધારણ નિયમ એ છે, કે ખંડ ખંડની વચે કોઈ પણ વિરામ ચિન્હ જોઈયે; પણ જો વાક્યમાં બે ખંડ છતાં પણ તે બહુ ટુંકું હોય, અને તેનો અર્થ સ્પષ્ટ હોય, તો વિરામ ચિન્હ પડતું મુકાય, "હું નહતો જાણતો કે તમે લખતા હતા." એમજ, જો પૂર્વાર્ધનો ક્રિયાવાચક શબ્દ ભૂત સંબધક કૃદંત હોય, અને આખું વાક્ય ટુંકું હોય, તો લઘુવિરામ ચિન્હ પડતું મુકાય; "તમારી કીર્ત્તિ સાંભળીને હું આવ્યો છુ."

પણ જો વાક્ય કંઈ લાંબુ હોય, અને તેમાં વિવિધ વિષયો આવે, તો કૃદંતને છેડે લઘુવિરામ હોય તો સારૂં; "હું મારા દેશમાં હતો ત્યારે તમારા જ્ઞાનની મોટી કીર્ત્તિ સાંભળીને, મારાં મનનો સંદેહ તમને જણાવવા સારૂ આવ્યો છુ."

૫૩૦. જો સંબધક કૃદંત બે કે અધિક વાર પૃથક પૃથક ખંડમાં આવે, તો પ્રત્યેક ખંડને લઘુવિરામ જોઈયે; "મારા દેશમાં તમારી કીર્ત્તિ સાંભળીને, તમે મારાં મનનો સંદેહ ભાંગશો એવું જાણીને, તમારી પાસે આવ્યો છું." "એવું કહીને, પછી થએલું વર્ત્તમાન રાજાને કહેવું એવું નિશ્ચય કરીને, પાંચ રત્ન તે સાહુકારને આપીને, તેની હોડીમાં બેઠો." સિં૦ બ૦ કથા, ૬

૬૩૧. સાન્વયવાક્ય. સહગત વાક્યયોગી શબ્દોએ કરીને સંધાયલાં વાક્યો ટુંકાં હોય તો વિરામ ચિન્હ વિના ચાલે, પણ લાંબાં હોય તો વિરામ ચિન્હ જોઈયે;– ટુંકાં વાક્ય; "હું આજ આવ્યો અને કાલે જઈશ. તે મારો અધિકારી છે તોપણ નમ્રતા દેખાડેછે. તમને મેં દીઠા માટે હું આવ્યો છુ. મને દેખાય છે કે એનો પાક સારો છે. જો તે આવશે તો આપણે જઈશું. લાંબાં; "છેલ્લો પદાર્થ આત્મા; તે કોઈના થકી ઉત્પન્ન થતો નથી, અને તે કોઈને પેદા કરી શકતો નથી." હિં૦ ઈ૦ ૧૬૧. ૨૫. "હવે ગુજરાતી, એ મારી જન્મભાષા નથી. અને આ મારો પેહલો ગુજરાતી ગ્રંથ છે, તેથકી એમાં ભાષાની ઘણી ચૂકો હશે, પરંતુ અર્થની હશે એવું મને લાગતુ નથી." હિ૦ ઈ૦ પ્ર૦.

૫૩૨. સંયુક્તવાક્યના ઉત્તરાર્ધમાં કોઇનુ કર કહેલુ અથવા કરેલાના જેવુ.

૫૧૬. નામની સાથે જો એક વિશેષણ આવે, અથવા ક્રિયાપદની સાથે એક ક્રિયાવિશેષણ આવે, તો એજ નિયમ ચાલેછે ; "વિખ્યાત રાજાઓએ મોટાં કામ વિવેકથી ચલાવ્યાં." વિશેષણની સાથે નિકટ મળી જનારા બીજાં વિશેષણો આવે, તોય આ નિયમ બદલાતો નથી; "આ બહુ વિખ્યાત રાજાઓએ પેહલાં મોટાં કામો કેવા શુદ્ધ વિવેકથી ચલાવ્યાં."

૫૧૭. કેટલાએક વૈયાકરણો એવું ધારેછે, કે જ્યારે વાક્ય એ રીતિએ લાંબુ થાય, ત્યારે કર્તૃવાચક શબ્દને છેડે, અથવા કર્મવાચક શબ્દને છેડે, લઘુ વિરામ ચિન્હ હોય તો સારૂં ; "મનુસ્મૃતિનો પેહલો અધ્યાય, તે સ્મૃતિ કરનારે પોતાનાં ધર્મ સબંધી મતો દેખાડવા માટે લખ્યો છે," હિ૦ ઇ૦ ૧૮૮૦. "પોતાના દેશનુ ભલું ઇચ્છનાર બધા સજ્જનોએ, આ દેશમાં બનનારી બધી વાતોપર ખરો વિચારરાખવો જોઈયે."

૬૧૮. एकज प्रकारना बे पृथक शब्दो,—એટલે, બે વિશેષ્ય, બે વિશેષણ, કે બે ક્રિયાપદ વચ્ચે વાક્યયોગી શબ્દ આવે, તો વિરામ ચિન્હનો ખપ નથી ; જેમકે, "રાજા તથા પ્રજા સુખી છે." "રામભાઈએ અથવા જેસિંઘે એ કામ કરયુ છે" "મારાથી કે તારાથી એ બનવાનું નથી." "એ કામ સારૂં અને ઉપયોગનુ છે." "અહિં તો ઘણા લોક આવેછે અને જાય છે"

૫૧૯. પણ એવા શબ્દને વિશેષણ લાગ્યાથી, અથવા કોઈ બીજા શબ્દ મળ્યાથી, વાક્યની કંઈ વૃદ્ધિ થાય, તો સંયોજક શબ્દની પૂર્વે એક લઘુ વિરામ ચિન્હ જોઈયે ; જેમકે, "તે દેશનો વિખ્યાત રાજા, તથા તેની બધી પ્રજા સુખી છે ;" "તમારા પડોશમા રેહનાર રામભાઈએ, અથવા ખંભાતી દરવાજે પાસે રેહનાર જેસિંઘે એ કામ કરયુ છે" "એ તારૂં કરેલું કામ જોવામાં બહુ સારૂં, અને વિવિધ ઉપયોગનુ છે." "અહિં તો ઘણાં છોકરાં રોજ આવીને બેસેછે, અને આખો દાહાડો રમ્યા કરેછે."

૬૨૦. एकज प्रकारना बे के अधिक पृथक शब्दो (વિશેષ્ય, કે વિશેષણ, કે ક્રિયાપદ,) એક સંબધમાં કે એક અધિકારમાં, વાક્યયોગી વિના વપરાય, તો એકેકની આગળ લઘુવિરામ જોઈયે ; "સિદ્ધરાજ વિખ્યાત, પરાક્રમી, એવો રાજા હતો." "વિક્રમરાજા વિખ્યાત, પરાક્રમી, વિવેકી,

ઉપકારી હતો." "તમે તો ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન, જાણોછો." "અને મને શું થયું, શું થાય છે, શું થશે, તે સમજાય છે."

૫૨૧. આવા શબ્દના જથાના છેલા શબ્દની પૂર્વે વિશેષે કરીને વાક્યયોગી આવેછે, તો પણ, વાક્યયોગીની પૂર્વે એક લઘુવિરામ જોઈયે; "તમો તો ભૂત, ભવિષ્ય, તથા વર્ત્તમાન જાણોછો." "એ શાસ્ત્રી વિદ્વાન, વિવેકી, અને વિખ્યાત થયલો છે. એવું થયું, થાય છે, કે થવાનું છે."

આવા જથાના છેલા શબ્દને છેડે વિરામચિન્હ હોય તો ચાલેઃ જો જથામાં બેજ શબ્દ હોય, અથવા જો જથાને છેડે કેવળ ક્રિયાપદ આવે, તો જથાને છેડે વિરામચિન્હ પડતુ મૂકાય;

૫૨૨. વાક્યયોગીએ કરીને સંધાયલા શબ્દો જોડ જોડના થઈને અનેક જોડનો કોઈ ક્રમ કરે, તો જોડ જોડને છેડે એક લઘુવિરામ ચિન્હ જોઈયે; "રાજા અને પ્રજા, નાહના અને મોટા, મૂર્ખ અને જ્ઞાની, ગુરૂ અને ચેલા, બધા એવાજ છે." "એ કામ સારૂં કે ખોટું, ઘટતું કે અઘટતું, ફાવતું કે નફાવતું હોય." "અમે ગયા હોત કે નહિ ગયા હોત, દીઠું હોત કે નહિ દીઠુ હોત, તોપણ, એ કામ એવું ને એવુંજ બનત." "રાજા તો પણ નમ્ર, અધિકારી તોપણ સજ્જન, બળવાન તો પણ માયાલુ, એવો તે છે."

આ છેલાં ઉદાહરણમાં, "તોપણ"ની પૂર્વે લઘુવિરામ આવે તો સંધાયલા શબ્દની જોડ જોડને છેડે ગુરૂવિરામ જોઈયે; રાજા, તોપણ નમ્ર; અધિકારી, તોપણ સજ્જન; બળવાન, તોપણ માયાલુ.

૫૨૩. **સમાનાર્થ શબ્દ** આવે તો તેમની વચે, અને છેલાને છેડે, લઘુવિરામ ચિન્હ જોઈયે; "વડોદરાનો રાજા, ખંડેરાવ ગાયકવાડ, અહિં પધારયા છે." મારો ભાઈ, શિવો, કાલે મારે ઘેર પધારયો હતો.– પણ છેલા ઉદાહરણની પેઠે, કેવળ કોઈનું નામજ સમાનાર્થદર્શક શબ્દ હોય, તો વિરામચિન્હ વિના ચાલે; "મારા ભાઈ શિવાને તેં દીઠો, – માનાર્થે દીઠા?"

૫૨૪. જો દર્શક સર્વનામ, અથવા બીજો કોઈ શબ્દ, કોઈ વાક્યમાં પૂર્વે આવેલા શબ્દને સમાન અર્થે વપરાય, તો તેની તથા તે પૂર્વના શબ્દોની કે વાક્યની વચે લઘુવિરામ જોઈયે; "જૂઠુ બોલવું, એ મહા પાપ છે." "ભૂત, ભવિષ્ય, ના વર્ત્તમાન, એ બધું જાણવું, એ તો કેવળ પ્રભુનું છે." "સિંહા-

સન, છત્ર, ચમર, મુકુટ, એટલે રાજ્યાધિકારનાં ચિન્હો, તેની પાસે હતાં." "ગામના બ્રાહ્મણ, વાણિયા, બધા એકઠા થયા."

સૂચના. વાક્ય ટુંકું, અને અર્થ સ્પષ્ટ હોય, તો એવા પ્રસંગમાં વિરામચિન્હ પડતું મૂકાય; જેમકે—જૂઠું બોલવું એ પાપ છે. 'અને ઘણા ખરા લખનારા વાક્ય લાંબું હોય તો પણ લઘુ વિરામચિન્હ પડતું મુકેછે.

૬૨૫. ઇત્યાદિ, વિગેરે, આ શબ્દને પૂર્વે લઘુવિરામ લખાય;—"કામ, ક્રોધ, મોહ, મદ, ઈત્યાદિ દુર્ગુણો." —"તેઓમાંથી આંખ, કાન, વિગેરે પાંચ જ્ઞાનેંદ્રિયો."

૬૨૬. संबोधन. कोइनुं नाम देइने बोलाविये, તો તે નામ વાક્યને' આરંભે હોય તો તેને છેડે લઘુવિરામ જોઈયે; વાક્યની મધ્યે આવે, તો તેની પૂર્વે તથા છેડે વિરામચિન્હ જોઈયે;—

'દીકરા, એવું કરીશ ના."—"એવું તો, દીકરા, તું કરીશ ના."—આ નામની સાથે વિશેષણ ઈત્યાદિ આવે, તો તેઓ સંબોધનમાં ગણાય છે;—"મારા પ્યારા દીકરા, એ કરીશ મા." ગમે તેટલા શબ્દ સંબોધનાર્થે આવે, પણ વિરામનો નિયમ ફરતો નથી;— "મારા હાથના ઉછરેલા તમે બધા લોક, મારી વાતને કાન લગાડો."

૬૨૭. आज्ञार्थे, प्रश्नार्थे, उत्तरार्थे ટુંકા શબ્દ આવે, તો તેમને છેડે લઘુવિરામ જોઈયે;— "જો, તેં આ શું કરયું છે?"—"આવો, આવો, આવોને, મારા ભાઈ,"—"શું, તમે એ નોહતા સમજતા? ના, હું નોહતો સમજતો,"—"હા, હું સમજતો હતો ખરો.'

૬૨૮. वाक्यना समतोल खंडो. જો વાક્ય એવું વિવર્ધિત હોય, કે તેના પૃથક પૃથક ખંડ થાય, અને એકેક ખંડનો ભાર બીજા ખંડોની સાથે અર્થના તોલમાં સરખા જેવો હોય, તો એકેક ખંડને છેડે લઘુવિરામ જોઈયે;— "નીતિ પ્રમાણે રાજ્ય ચલાવવું, અનાથ દુખીઓનો આશ્રો થવો, ચોર કપટી ખુનીઓને શિક્ષા આપવી, ખેતી વેપાર તથા વિદ્યાભ્યાસની વૃદ્ધિ કરાવવી, લોકમાં સદ્ધર્મ અને સદાચારને વાસ્તે ખુલ્લો માર્ગ દેખાડવો, બીજાં આસપાસનાં રાજ્યોની સાથે સમાધાન રાખીને એ રીતે સુખરા મેળવવો, અને બધા પ્રકારથી પ્રજાનું સુખ વધારવું, એ તો ખરા વિવેકી રાજાનું કામ છે

પ્રત્યેક ખંડના અર્થનો ભાર સમતોલ જેવો નથી ત્યારે કેહેવું કરવું, તેનો ખુલાશો નીચે આવશે (૫૩૬–૫૩૯).

૫૨૯. સંયુક્તવાક્યોમાં જે પૃથક્ પૃથક્ ખંડ છે, તેઓમાં વિવિધ પ્રકારથી સંબંધ જણાવવામાં આવેછે. સાધારણ નિયમ એ છે, કે ખંડ ખંડની વચે કોઈ પણ વિરામ ચિન્હ જોઈયે; પણ જો વાક્યમાં બે ખંડ છતાં પણ તે બહુ ટુંકું હોય, અને તેનો અર્થ સ્પષ્ટ હોય, તો વિરામ ચિન્હ પડતું મુકાય; "હું નહોતો જાણતો કે તમે લખતા હતા." એમજ, જો પૂર્વાર્ધનો ક્રિયાવાચક શબ્દ ભૂત સંબંધક કૃદંત હોય, અને આખું વાક્ય ટુંકું હોય, તો લઘુવિરામ ચિન્હ પડતું મુકાય; "તમારી કીર્ત્તિ સાંભળીને હું આવ્યો છું."

પણ જો વાક્ય કંઈ લાંબુ હોય, અને તેમાં વિવિધ વિષયો આવે, તો કૃદંતને છેડે લઘુવિરામ હોય તો સારૂં; "હું મારા દેશમાં હતો ત્યારે તમારા જ્ઞાનની મોટી કીર્ત્તિ સાંભળીને, મારાં મનનો સંદેહ તમને જણાવવા સારૂ આવ્યો છું."

૫૩૦. જો સંબંધક કૃદંત બે કે અધિક વાર પૃથક્ પૃથક્ ખંડમાં આવે, તો પ્રત્યેક ખંડને લઘુવિરામ જોઈયે; "મારા દેશમાં તમારી કીર્ત્તિ સાંભળીને, તમે મારાં મનનો સંદેહ ભાંગશો એવું જાણીને, તમારી પાસે આવ્યો છું." "એવું કહીને, પછી થએલું વર્તમાન રાજાને કહેવું એવું નિશ્ચય કરીને, પાંચ રત્ન તે સાહુકારને આપીને, તેની હોડીમાં બેઠા." સિ० બ० કથા, ૬

૫૩૧. સાન્વયવાક્ય. અનુગત વાક્યયોગી શબ્દોએ કરીને સધાયલાં વાક્યો ટુંકાં હોય તો વિરામ ચિન્હ વિના ચાલે, પણ લાંબાં હોય તો વિરામ ચિન્હ જોઈયે; — ટુંકાં વાક્ય; "હું આજ આવ્યો અને કાલે જઈશ. તે મારો અધિકારી છે તોપણ નમ્રતા દેખાડેછે. તમને મેં દીઠા માટે હું આવ્યો છું. મને દેખાય છે કે ઓણ પાક સારો છે. જો તે આવશે તો આપણે જઈશું. લાંબાં; "છેલ્લો પદાર્થ આત્મા; તે કોઈના થકી ઉત્પન્ન થતો નથી, અને તે કોઈને પેદા કરી શકતો નથી." હિ० ઈ० ૧૫૧. ૨૫. "હવે ગુજરાતી, એ મારી જન્મભાષા નથી, અને આ મારો પેહેલો ગુજરાતી ગ્રંથ છે, તેથકી એમાં ભાષાની ઘણી ચૂકો હશે, પરંતુ અર્થની હશે એવું મને લાગતું નથી." હિ० ઈ० ૫૦.

૫૩૨. સંયુક્ત વાક્યના ઉત્તરાર્ધમાં કોઈનું કહેલું અથવા કહેલાના જેવું,

એટલે અવતરણ જેવું, કંઈ આવે, અને તે બે ખંડની વચ્ચે "કે" આવે, તો આ સંયોજક શબ્દની બેઉ બાજૂએ લઘુવિરામ ચિન્હ જોઈયે ;—

"મને જોતાંજ તેણે ખુસી થઈને કહ્યું, કે, શું તું એટલું નહોતો સમજતો!"

"ત્યારે વિક્રમે, તેને ક્રોડ લાખ રૂપિયા અને નવ ગામનું દાન મોકલીને, ચાકરને કહ્યું, કે, વળી કંઈ કવિની ગરજ હોય તો તેને સભામાં લઈ આવજો."

"કે"ને ઠેકાણે બીજો કોઈ શબ્દ હોય તો એજ નિયમ ચાલેછે ;—

"અહંકાર.—એ મહતત્વ થકી ઉત્પન્ન થાય છે, અને, હું છું, એવી જે પોતાની અસ્તિત્વ વિષે બુદ્ધિ ઉપર અસર રાખેછે તે આ થકી થાય છે." હિં૦ ઈ૦ પૃ૦ ૧૬૧, ૩.

૬૩૩. હવે, પછી, બીજું, વળી, એપર, એ કામ બન્યાપર, એવું છતાં પણ, એમ છતે, એવું છતાં, ઈત્યાદિ શબ્દોને છેડે, અને એવા અર્થના ઉપવાક્યોને છેડે, લઘુવિરામ ચિન્હ જોઈયે ; જેમકે —

પછી, કેટલાએક મિત્રોના સમ્મત પ્રમાણે, તેઓ બધા એકઠા થઈને મારી પાસે આવ્યા.—હવે, સાધારણ ચાલ પ્રમાણે, એ કામ એવું હોય તો જુઓ.—બીજું, એ કામમાં તમારે એવું સંભારવું કે મન લગાડો નહિ તો કશું સારૂં બનવાનું નથી.—વળી, હું તમને કહુંછું.—એપર, તે પોતાને ઘેર જવા પાછો વળ્યો.—મેં તેને બહુ સમજાવ્યા છતાં પણ, તેણે મારી વાત માની નહિ.—"વિક્રમ રાજા ધારાનગરમાં રાજ્ય કરતે છતે, તે વખત, અવંતીનગરી પાસે એક બ્રાહ્મણ." "તે વારે, તેની રખેવાળી કરવા સારૂ, ખેતરમાંહે માળો કરીને."

તાત્પર્ય એ છે, કે જ્યારે કાલ, સમય, પ્રસંગ, ક્રમ, કારણ, ઈત્યાદી અર્થના શબ્દ વાક્યના બીજા શબ્દોની સાથે નિકટ સંબંધ વિના આવેછે, ત્યારે તેઓ લઘુવિરામ ચિન્હે કરીને બીજા શબ્દથી પૃથક કરાય છે.

૬૩૪. સાથે, સુદ્ધાં, એવા અર્થના શબ્દોએ કરીને બીજા વાક્યના પેટામાં જે ઉપવાક્ય આવેછે, તે વાક્યના બીજા ભાગથી લઘુવિરામ ચિન્હે કરીને જુદા કરાય છે ;— રામભાઈ, પોતાનાં કુટુંબનાં બધાંની સાથે, નીકળી ગયો છે.

૬૩૫. **ગુરૂવિરામ, વૃદ્ધિવિરામ.** સંયુક્તવાક્યના સઘળા (૩૮૦) ખંડમાં પરસ્પર નિકટ સંબંધ હોય, તો ખંડ ખંડની વચ્ચે લઘુવિરામ આવે ; "તેઓ મારી પાસે આવ્યા હતા, પણ તેથી તેમને કંઈ વળ્યું નહિ;" "જૈનોનાં દેવળો ઘણાં કરીને, મોટાં અને દેખાવડાં હોય છે, તેઓના માથાના ભાગ

સપાટ હોય છે, અને લોકોની ખાનગી હવેલીઓ પ્રમાણે તેઓમાં ચોક અને થાંભલાંની હારો હોય છે." (૫૨૮).

પણ સહગત ખંડોમાં અર્થનો સંબંધ ઓછો હોય, તો તેમની વચ્ચે ગુરુ વિરામ જોઈયે; "જૂઠ તજો; કેમકે જૂઠ સમાન પાપ નથી."

૫૩૬. જ્યારે સાન્વયવાક્યનો એક ખંડ એવું સંયુક્તવાક્ય હોય, કે તેના ભાગ ભાગ વચ્ચે લઘુવિરામ આવે, ત્યારે, – અથવા જ્યારે અર્થમાં નિકટ સંબંધ રાખનારા સાન્વયના સહગત ખંડો એવા હોય, કે તેઓની વચ્ચે લઘુવિરામજ આવે, ત્યારે, – જો તેમની સાથે અર્થમાં ઓછો સંબંધ રાખનાર એક બીજો ખંડ આવે તો એની સાથે ગુરુવિરામ જોઈયે; "તમારા મનનો વિચાર બાપને જણાવવો, એ સપુતનું લક્ષણ છે; નહિ જણાવવો, એ કપુતનું છે." "જૈનોનાં દેવળો ઘણાં કરીને મોટાં અને દેખાવડાં હોય છે, અને તેમનાં માથાંના ભાગ સપાટ હોય છે, અને લોકોની ખાનગી હવેલીઓ પ્રમાણે તેઓમાં ચોક અને થાંભલાંની હારો હોય છે; પરંતુ કયારે કયારે એ દેવળો હિંદુઓનાં મંદિરો સરખાં હોય છે, અને કયારે કયારે વર્તુળાકાર હોઈને તેઓની ચોતરફ તીર્થંકરોનાં પ્રચંડ પુતળાં હોય છે." હિં० ઈ० પૃ० ૧૮૧.

૫૩૭. પણ ઉપરના જેવા વાક્યની સાથે ઓછો સંબંધ રાખનાર એવો એક બીજો ખંડ આવે તો તેને વાસ્તે વૃદ્ધિવિરામ જોઈયે; –

"આકાશથી વાણી કરનાર ન્યાય બોધક, એવો એક અપાર પરાક્રમી અધિકારી છે, તે પાપ પુણ્યનાં યોગ્ય ફળ નિત્ય આપ્યા કરેછે; સત્ય જ્ઞાનનો એક પૂર્ણસૂચક છે, તે પવિત્રોમાં સ્વર્ગની આશા, અને દુષ્ટોમાં નરકનું ભય ઉપજાવે છે: એ જાણીને, સદાચારી હર્ષે છે, અને દુરાચારી ધ્રુજે છે." "આ ગ્રંથના બે ખંડ છે: એક ખંડમાં ધર્મનો વિચાર ચલાવેલો છે; અને બીજા ખંડમાં, રાજ્યનીતિનો વિચાર છે."

૫૩૮. જો કોઈ વાક્ય એવું હોય, કે તેમાં કોઈ વાક્યયોગી શબ્દની સાથે ગુરુવિરામ વાપરવું ઘટે, પણ જો તે વાક્યયોગી શબ્દ પડતો મૂક્યો હોય, તો ગુરુવિરામ ચિન્હને ઠેકાણે વૃદ્ધિવિરામનું વાપરવું જોઈયે; – જૂઠ તજો; કેમકે જૂઠ સમાન પાપ નથી. પણ, "કેમકે" આ શબ્દ પડતો મૂકિયે તો, – જૂઠ તજો: જૂઠ સમાન ઈ०. બીહકણને હજાર મરણ; અને શુરાને એકજ છે. "અને" પડતો મૂકિયે તો, – બીહકણને હજાર મરણ: શુરાને એકજ.

૫૩૯. વાક્યના ખંડ ખંડની આગળ, ઉપરના નિયમ પ્રમાણે લઘુ ગુરુવિરામ ચિન્હ વાપરવામાં આવ્યા પછી, જો તેમાં કંઈ વધારવું હોય, તો વધેલા ખંડની પૂર્વે વૃદ્ધિવિરામ ચિન્હ જોઈયે. એવી વૃદ્ધિની સાથે એ ચિન્હ વપરાય છે, માટે એને વૃદ્ધિવિરામ કહિયે; "છાયા ફરતી નથી દેખાતી, પણ ફરેલી દેખાય છે; અને ઘાસ ઉગતું નથી દેખાતું, પણ ઉગેલું જણાય છે: તેમજ આપણી બુદ્ધિ, થોડે થોડે, વધતાં વધતાં, વધી ગયા પછીજ પ્રગટ થાય છે."

અર્થ સરળ સમજાય છે માટે જ્યારે લઘુવિરામ પડતું મુકાય, ત્યારે, જો તે વાક્યમાં ગુરુવિરામ હોય, તો તેને સ્થળે લઘુવિરામ લખાય; અને જો તેમાં વૃદ્ધિવિરામ હોય, તો, તેને સ્થળે, ગુરુવિરામ આવે; એમ, આ પ્રકરણમાં આપેલા પેહેલા ઉદાહરણમાં નીચે પ્રમાણે ફેર કરાય;–

"જેમ છાયા ફરતી દેખાતી નથી પણ ફરેલી દેખાય છે, અને જેમ ઘાસ ઉગતું નથી જણાતું પણ ઉગેલું જણાય છે; તેમ આપણી બુદ્ધિ ઈ૦.

આન્વયના સહગત ખંડમાં અર્થનો નિકટ સંબંધ નહિ હોય તો તેમની વચ્ચે ગુરુવિરામ આવે; સિદ્ધોનાં શરીરોનાં હાડકાં વિગેરે અશોને તેઓ માનતા નથી; તેઓનાંમાં મઠ નથી; તેઓના ગોરોને જતિ (યતિ) કહેછે; તેઓ બધી જાતિઓમાના હોય છે; તેઓનો પોશાક બ્રાહ્મણોના પોશાકથી જુદી તરેહનો હોય છે, તોપણ, કેટલાએક દરજ્જે તેઓના સરખા હોય છે;" હિ૦ ઈ૦ પૃ૦ ૧૮૦.

ભિન્નતા અધિક હોય, તો વૃદ્ધિવિરામ જોઈયે;– "જાણો, કે પ્રભુના હાથમાં ન્યાય દંડ છે: દીનને દુખાવવું એ પ્રભુને વિરુદ્ધ બલવો કરવા જેવું છે."

## अंत्यविराम.

૫૪૦. વાક્યને અંતે, અંત્યવિરામ આવે;– "હું તને કહુંછું;"–જે અહિં છે તે તહિં છે."–"આ પુસ્તકોમા જે લખેલું છે, તે કુરાનને અનુકૂલ, અથવા પ્રતિકૂલ છે; જો અનુકૂલ તો અનુપયોગી, કેમકે તેનો અર્થ કુરાનમાં છેજ, પણ જો પ્રતિકૂલ તો પાખંડી, કેમકે કુરાનને વિરુદ્ધ છે માટે, ગમે તે રીતિયે જોતાં, એમને બાળીનાખવાં ઘટે."

શબ્દના એક બે અક્ષર લખીને બીજાને લખ્યા વિના રેહેવા દઈયે, તો અંત્યવિરામ ચિન્હ વપરાય છે;– મી.=મીસ્તર. નામ્ય.=નામ્યતરજાતિ. પણ ઘણું કરીને એનું ચિન્હ • એવું છે;– મી•, નામ્ય•

## ગુરુરેખા.

૫૪૧. ઉપરનાં ચાર વિરામ ચિન્હની સાથે એક પાંચમું વપરાય છે; એટલે, (–); એને ગુરૂરેખા કહિયે છિયે: એના વિવિધ ઉપયોગ છે. વિરામ ચિન્હના સાધારણ નિયમ પ્રમાણે જ્યાં આચકો નહિ આવો પડે, ત્યાં જો આચકાનું કંઈ દેખાડવું ઘટે, તો ગુરૂરેખા વપરાયછે; "એટલું તો ખચિત જાણ–કે જ્યાં લગી તમે એવું કરોછો, ત્યાં લગી તમે તેના દીકરામાં નહિ ગણાવાના, અને તમે તેની સાથે વચનના ભાગીદાર નથી." "આ ગ્રંથમાં જે ભાગ કરેલા છે, તેમનો–પેહેલો, તત્વજ્ઞાન વિષે છે, અને–બીજો, પદાર્થજ્ઞાન વિષે છે."

સાધારણ નિયમ પ્રમાણે વાક્યોમાં જે વિરામ જોઈએ, તે કરતાં લગારેક વત્તો આચકો દેખાડવો ચાહિયે, તો વિરામ ચિન્હની સાથે ગુરૂરેખા વાપરિયેછિયે; ,– = લઘુવિરામ અને થોડું વતું, ;–ગુરુવિરામ અને થોડું વતું ઇ૦; "અલ્યા!–એનું તું શું કહેછે?–આ, જો, હું આવ્યો,–અને તારો ઉત્તર માગુંછુ. શું;–કંઈ નથી? તો, જા:–હું ગણકાવવાનો નથી."

વાક્યમાં કોઈ શબ્દ કે કોઈ ઉપવાક્ય પૂર્વે આવે, અને પછી તેજ અર્થનો કોઈ બીજો શબ્દ કે બીજુ ઉપવાક્ય આવે, અને તે વિષે કંઈ વિશેષ વૃદ્ધિ કે ખુલાશો દેખાડે, તો ગુરૂરેખા વપરાયછે; "ગ્રહણ, ધરવું–પકડવું–ઘેરવું તે." "ભાઈ, આ જગતમાં સંપૂર્ણ સુખની આશા તું રાખીશ મા: જુતલે કોઈ પણ સંપૂર્ણ સુખી નથી—અહિ આપણે બધાય દુઃખી છિયે." "મરકીમાં તે ગામના બધા લોક મરીગયા–એક પણ રહ્યું નહિ." "ત્યાં તો હિંદના બધા વર્ણ હતા–બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર; અનેક પ્રાંતના લોક–દેશસ્થ, કોકણસ્થ, ગુજરાતના, કાઠીયાવાડના; અનેક ભાષા બોલનારા–મરાઠી, ગુજરાતી, હિંદી, બંગાલી. એમના બધાનાં મત એકે વિચારમાં મળી આવ્યાં–ભિન્નભાવ દેખાડનાર કોઈ ન હતુ."

કોઈ વાક્ય વિસ્તારેલું જેવું થાય, અને તેમાં દૃષ્ટાંતરૂપી કોઈ ઉપવાક્યો આવે, તો તેમની વચે ગુરૂરેખા આવે;–

"જાગતા રહો." વિશ્વાસીઓને આ આજ્ઞા આપેલી છે. કોઈ મહા બીકની વેળા ગામના ચોકીદારને કહિયે, અથવા લડાઈની વેળા પોહરાવાળાને કહિયે, એવી એ આજ્ઞા છે. કોઈ એકાદ પોહરાવાળાના જાગતા રહેવા ઉપર શું શું નથી હોતું વારૂ–કેટલાં માણસોનો જીવ કે મોત–રાજા પ્રજાનું કેટલું સુખ કે દુઃખ–ધારેલી; નહિ ધારેલી, અને બહુ કાલ પોંહચે, એવી કેટલી અસર–

તેને ભરોસે કેટલા હજારોનું મન શાંતિમાં રહેછે; માટે, જ્યાં લગી પોહોરાવાળો પોતાના પોહોરા ઉપર છે, ત્યાં લગી તેના અધિકારને સમાન બીજા કોઈનો છે એવું નહિ કહેવાય, — તે છે, માટે રાજા પોતાના રાજ્યકારભારની ચિંતા થોડીવાર મુકીને વિશ્રામ કરેછે, — તે છે, માટે વેપારી પોતાની વખારમાં ભરેલા માલ વિષે શાંત મન રાખેછે, — તે છે, માટે માયાળુ મા પોતાના નહાના બાળકને ખોળામાં લઈને આનંદથી ઉંઘેછે; માટે ચોકીદાર, જાગવાનું મુકીને, થોડીવાર પણ ઉંઘે, એ કંઈ નહાનો અપરાધ નથી, — કોઈ દેશના કાયદા પ્રમાણે ઉંઘનાર ચોકીદારને મરણ શિક્ષા થાયછે, એ કંઈ અઘટતું નહિ કહેવાય; — તે માનવ જાત છે, રાતની વેળા ઉંઘ આવેજ, માટે એણે સ્વભાવિક નબળાપણાની જાવ આપી એવું કહીને એને મુકવો નહિ ઘટે; કેમકે એના જાગતા રહેવાના ભરોસા ઉપર બધા લોક રહ્યા હતા: જ્યારે તે ઉંઘી ગયો ત્યારે તે ખરો વિશ્વાસઘાતી ઠર્યો."

૫૪૨. કોઈ પદાર્થ વિષે કંઈ વિગતવાર લખ્યું હોય, પણ તેમના વિષે કંઈ પૂર્ણ લખવું ઘટે, તો એ પૂર્ણ વાક્યને છેડે, ગુરુવિરામ ચિન્હ અને ગુરુરેખા આવે.

"આજ જે વેચવામાં આવે તે એ છે: — દશ ઘોડા, પદર ગાડી," ઇ૦. એવા પ્રસગમાં ગુરુવિરામ ચિન્હ કરીને આવે.

કોઈ વાક્ય અધુરું રહી જાય, તો તેને છેડે ગુરુરેખા આવે; "અસ્સા! સાંભળ, નહિ તો જો, હું —

૫૪૩. લઘુ રેખા. છાપવામાં એક બીજી રેખા, ઉપરની કરતાં કંઈ ટુંકી, વપરાયછે, તેને લઘુરેખા કહીએ; તે સાધણનું ચિન્હ છે. સામાસિક શબ્દો સાથે કરીને નહિ, પણ પૃથક જેવા છપાય, તો તેમની વચ્ચે લઘુ રેખા આવે; જેમકે, "પષ્ઠી-પચમી;" "ઇંગ્રેજી-ગુજરાતી." અથવા જો અનેક શબ્દ એક જેવા કરી વપરાય તો; જેમકે, કહી-નહિ-ભૂલી-જવાય-એવી વાત બની."

છાપતાં લખતાં લીટીનો છેલો શબ્દ અધુરો રહે, — તેનું પૂર્વાર્ધ ઉપરની લીટીમાં અને ઉત્તરાર્ધ નીચેની લીટીમાં આવે — તો, પૂર્વાર્ધને છેડે લઘુરેખા કરાયછે.

## प्रश्न, उद्गार, कौंस, लोप, अवतरण, लघुस्वर, धडक के ताळ, समान, प्रकरण, टीका, सूचना, इत्यादिना चिन्हो.

૫૪૪. પ્રશ્નવાચક શબ્દ વાક્યને છેડે, પ્રશ્નચિન્હ (?), એવું કરીને વપરાયછે; "શું?" "દેશના બધા લોક ત્યાં આવ્યા હશે?"

અનેક પ્રશ્નો જોયો એવો હોય, કે તેઓમાં અર્થનો કે વિષયનો કોઈ સંબંધ હોય, તો એકેકને છેડે નહિ પણ છેલાને અંતે પ્રશ્નચિન્હ આવે, અને, એકેક પ્રશ્નને છેડે, તેના આગળના પ્રશ્નની સાથે તેના સંબંધ પ્રમાણે, ગુરુવિરામ અથવા ન્યૂનવિરામ ચિન્હ જોઈયે : સંબંધ ઓછો તો ગુરુવિરામ, અધિક તો ન્યૂનવિરામ ; "આ મહાપાતક કર્યા પછી તમો શું કરશો : અહિં રહેશો ; કે ઘેર જશો ; કે પરદેશી અજાણ્યા લોકોમાં સંતાઈ રહેશો : મોહોડું શી રીતે દેખાડશો : — શું, મારા ભાઈ, શું કરી શકશો — એનો શો ઉપાય"?

૫૯૫. उद्गारचिन्ह. — ઉદ્‌ગારને છેડે (!) એવું ચિન્હ વપરાયછે ; અરે ! અરરર ! હાય હાય ! વાહ ! છી ! ઉદ્‌ગારના અર્થના વાક્યને છેડે પણ ; "ભણ્યા વિદ્વાન થઈને આવ્યા !" મનનો અતિશય વિકાર જણાવવો હોય, તો અનેક ઉદ્‌ગાર ચિન્હ સાથે કરીને વપરાયછે ;— "ધિક ધિક મારો અવતાર!!"

ઉપર કહેલું છે કે સંબોધનની સાથે લઘુવિરામ આવે ; પણ કોઈ વેળા એવું સંભવે, કે સંબોધનની પાસે બીજા શબ્દોનો એવો જથ્થો આવે, કે તેમના એકેકને છેડે લઘુવિરામ જોઈએ, ત્યારે, સંબોધનને છેડે, લઘુવિરામને સ્થલે ઉદ્‌ગાર ચિન્હ વપરાયછે. "અરે રાજા ! ગુરુ, વૈદ, અને પ્રધાન, એઓએ છેક મરજી પ્રમાણે બોલવું નહિ" એવા પ્રસંગમાં સંબોધનની સાથે ઉદ્‌ગાર ચિન્હ નહિ હોય, તો કોઈ વેળા અર્થનો ગોટાળો થાય ; જેમકે — ગોપાળ, જેસંગ, છગન, અને પ્રેમચંદ આવ્યા છે." અહિં ચાર જણ આવ્યા છે એવું ભાસે — પણ, "ગોપાળ ! જેસંગ, છગન, અને પ્રેમચંદ આવ્યા છે." એવા ચિન્હનો ભેદ કરિયે, તો પેહેલાને બોલાવિને કહિયેછિયે કે બીજા ત્રણ આવ્યા છે. એવે પ્રસંગે ઉદ્‌ગાર ચિન્હને છેડે ગુરુરેખા પણ વપરાયછે.

૫૯૬. कौंसचिन्ह બે પ્રકારના છે એક ચંદ્રાકાર, ( ), — બીજું કોણાકાર, [ ]. જો કોઈ વાક્ય, કે કોઈ ઉપવાક્યની વચ્ચે એક કે અનેક શબ્દ એવા વપરાય, કે, જેનો સંબંધ વાક્યના બીજા શબ્દની સાથે નહિ છતાં પણ, અર્થના કોઈ ખુલાસાને અર્થે જોઈયે, ત્યારે તેને ચંદ્રાકાર કૌંસની માંહે લખાય ; "આ લોક (તેમનો સ્વભાવજ એવો) કંઈ વિચાર કરતા નથી." "નેપાલના અધિરાજા (મહારાજા) ના દર્બારમાં."

ટીકા. કૌંસમાં જે શબ્દ આવે તેનો અન્વયાધિકાર ઇત્યાદિનો સંબંધ કૌંસની બાહારના શબ્દની સાથે નથી હોતો, માટે, તે શબ્દને કાહાડી નાખિયે, તો વાક્યનો અર્થ ઘટવણ વિના ચાલે.

" कोणाकार कौंस " ની માહે જે લખાય તે સંપૂર્ણ વાક્ય હોયછે. કોણાકાર કૌંસની માહે કરેલા વાક્યમાં ચંદ્રાકાર કૌંસમાં લાવવા ધટે એવા કોઈ શબ્દ હોય, તો તેમને ચંદ્રાકાર કૌંસની માહે કરી લાવવા જોઈયે. પૃથક શબ્દ, અંકસૂચક શબ્દ, ઈત્યાદિ બેહુ પ્રકારના કૌંસમાં લવાય.

ચંદ્રાકાર કૌંસને સ્થળે કોઈ વેળા બે ગુરુરેખા, અને કોઈ વેળા લઘુવિરામ ચિન્હ, વપરાયછે; " એ જાણ (એટલું જાણવું તો ઘણું છે) કે પ્રભુ પ્રત્યેક માણસને પોતાની ક્રિયા પ્રમાણે ફલ ભરી આપશે."— અથવા, "એ જાણ—એટલું જાણવું તો ઘણું છે—કે પ્રભુ" ઈ૦— અથવા, "એ જાણ, એટલું જાણવું ઘણું છે, કે પ્રભુ." ઈ૦.

૫૪૭. लोपचिन्ह :—છંદાદિના કારણથી શબ્દમાં કોઈ અક્ષર લખ્યા વિના વૃત્ત રચિયે, તો તેને સ્થળે લોપચિન્હ આવે; "નાહતો," એની ચાર માત્રા થાય, પણ વૃત્તમાં ત્રણજ જોઈતી હોય, તો "ના'તો" કોઈ કરેછે.

૫૪૮. अवतरण चिन्ह. કોઈનું કહેલું કે લખેલું ઉતારી લઈને તેના શબ્દ વાપરિયે, અથવા આપણું પૂર્વે કહેલું ફરી કહિયે, તો ઉતારી લીધેલાને આરંભે (") એવું, અને અંતે (") એવું કરિયે; દલપત એવું કહેછે;—

" સહસા ન સુધરે કોઈ કામ ; ધીરજે સાધિયે શત્રુ ધામ ;
ધીરજે સમજિયે શ્રેષ્ઠ ગ્રંથ ; ધીરજે કાપિયે પોઢ પંથ."

ઉતારી લીધેલામાં ત્રીજા કોઈનું કહેલું આવે, તો તેને પણ અવતરણ ચિન્હ જોઈયે; પણ તેઓ બેવડાં, નહિ, પણ એકેક છે, ('—') એવું; "તે ગ્રંથકર્તા પોતાનું વખાણ કરેછે, એ સારૂં નથી ; કેમકે કવિનું એવું કહેલું છે, 'આપ વડાઈ આપ મુખ ગંડક હોય તે ગાય.'"

૬૨૯. लघुस्वरनां चिन्ह [ ᵕ, અને ।, ] એવાં, અને — दिर्घस्वरना ( —, અને ઽ ) એવાં કરેછે. જ્યાં લઘુસ્વર દેખાડવો ત્યાંજ ᵕ, કે, ।, વાપરવું; અને જ્યાં ગુરુસ્વર ત્યાંજ —, કે ઽ.

૬૬૦ धडक, के ताळचिन्ह. જે અક્ષર ઉપર ઉચ્ચારનો થડક, કે કવિતામાં તાળ બેસેછે, તેને ચિન્હે કરીને દેખાડવાનું કરિયે, તો માથે (') એવું કરિયે છિયે;· મું'દર; ક'રે; પો'તાનું. એને ઉદાત્ત ચિન્હ પણ કહેછે.

૬૬૧. समानचिन्ह (=) એવું કરાય છે. એક શબ્દ કે એક વાક્યનો અર્થ બીજાના જેવોજ છે એવું જણાવવાનું હોય, તો એ ચિન્હ વપરાય છે ; જેમકે, ગાયન કરવું = ગાવું.

. ૬૬૨. प्रकरण, अथवा खंडकचिन्ह. §, એવે ચિન્હે પ્રકરણ, કે ખંડક, સમજવું ; "તે ગ્રંથનું દસવું §" = દસમું પ્રકરણ. એને સ્થળે ¶, પદચિન્હ કોઈ વેળા વપરાય છે.

૬૬૩. भूलचिन्ह. લખતાં કોઈ અક્ષર ભૂલી જવાય તો લીટીની નીચે ^ એવું, અથવા ⁒ એવું, ચિન્હ કરીને ઉપરની બાજૂએ કે કોરે પડી ગએલો શબ્દ કે અક્ષર લખેછે.

૬૬૪. टीकाचिन्ह અનેક છે. * ફુલ, † કટારી, ‡ દ્વિકટારી, ‖ ઉભી દ્વિરેખા, § મર્યંગાંઠ (પ્રકરણ ચિન્હ જેવું), અને ¶ પદચિન્હ. જ્યારે મૂળ ગ્રંથના કોઈ શબ્દપર ટીકા કરી હોય, તો એ ચિન્હો કામમાં આવેછે. કોઈ વેળા એમને સ્થળે આંકડા વપરાય છે. ઉપરનાં ચિન્હોનો અનુક્રમ આંકડા પ્રમાણે એવો છે ;– * = ૧, † = ૨, ‡ = ૩, § = ૪, ‖ = ૫, ¶ = ૬; ટીકાની સંખ્યા વધી જાય તો, ** = ૭, †† = ૮, ‡‡ = ૯ ; અને એમજ, ચિન્હના જોડ જોડ ખુટે, તો ત્રણ ત્રણ કરેછે ;– ***, †††.

અમુક શબ્દ ઉપર નહિ પણ સાધારણ ટીકારૂપ કોઈ પ્રકરણ આવે તો તેના આગળ ⁂ એવાં મુકેલાં ત્રણ ફુલ કરેછે.

૬૬૫. सूचकचिन्ह ☞ ; કંઈ વિશે વિશેષ સૂચના આપિયે, ત્યારે હાથનો એવો આકાર કે જેની એક આંગળી કંઈ દેખાડતી હોય એવી લાંબી કરેલી મુદ્રિયે છિપે.

## पद्यबंध, अथवा छंदविन्यास.

૫૫૬. કોઈ કોઈ વૈયાકરણો છંદવિન્યાસને વ્યાકરણમાં ગણતા નથી; તોપણ એને વ્યાકરણને અને મેળવવો ઘટેછે.

૫૫૭. ઘોષ, અઘોષ, સાનુનાસિક, અલ્પપ્રાણી, મહાપ્રાણી, ઈત્યાદિ વ્યજનનાં લક્ષણ કહેવાય છે. હ્રસ્વ, દીર્ઘ, અને પ્લુત સ્વરનાં લક્ષણ છે. સ્વરનું એક બીજું લક્ષણ પ્રયત્ન છે. પ્રયત્ન ત્રણ પ્રકારનાં છે, ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત. ઉદાત્ત ઉંચો, અનુદાત્ત નીચો, અને સ્વરિત

મિશ્ર પ્રયત્ન છે.* એ ભેદ ભણવામાં એ વિષે વિચાર બહુ થાય છે ; કેમકે મૂળ-ભાષામાં અર્થનો ફેર અને વ્યાકરણના ભેદ એના ઉપર ઠરેછે: ગ્રીકાદિ ભાષામાં પણ એવુંજ છે. ગુજરાતીમાં વ્યાકરણ વિષે ભેદ પ્રયત્ન ઉપર ઠરતો નથી, ઉચ્ચારમાંજ છે.

૫૫૮. પ્રત્યેક અનેકાક્ષરિ શબ્દમાં, કોઈ અક્ષર ઉપર અધિક, અને બીજા ઉપર ઓછું પ્રયત્ન આવેછે. મૂળનો જે પ્રથમ અક્ષર છે, તેના ઉપર અધિક પ્રયત્ન આવેછે; એ પ્રયત્નને ઉદાત્ત કહિયે. એનું ચિન્હ (।) એવું કે (´) એવું કરિયે;—જાતિ, કૂપર, પાલો, પોતાનો, કોણ, કરાય, કરેલું, વર્તમાન, મહિમા. ઉદાત્તની પછીના અક્ષરનું પ્રયત્ન અનુદાત્ત કહેવાય છે; તેનું ચિન્હ અક્ષરની નીચે (–) એવું, અથવા અક્ષરની ઉપર (`) એવું છે. સ્વરિતનું ચિન્હ (⊥) એવું કરેછે, અથવા અક્ષરની ઉપર (^ કે ~).

મૂળના પ્રથમ અક્ષર ઉપર ઉદાત્ત પ્રયત્ન આવે, એની પછી અક્ષર ઉપર અનુદાત્ત; પણ જો પ્રત્યય ભારે, કે ઘણા અક્ષરનો થાય, તો તે મૂળના ઉદાત્તને ખેંચી શકે, પણ એવી પૂરી રીતિયે નહિ, કે ઉદાત્ત થાય, માટે સ્વરિત થાયછે. અમિશ્ર પ્રત્યય ગમેતેવો ભારે હોય, જેમકે, એલું તે મૂળના પ્રયત્નને લઈ શકતો નથી; કરેલું બોલેલું; પણ બે રૂપ સાથે આવી મિશ્ર પ્રત્યય થાય, ત્યારે ખેંચેછે;—કરાવાયલું.

૫૫૯. સામાસિક શબ્દ વિષે નિયમ એવો દેખાયછે કે દ્વંદ્વ સમાસના શબ્દોમાં પ્રયત્ન પ્રત્યેક નામના ઉપર રહેછે; "જંગલપર્વતવાઘુમાં," પણ પ્રથમ નામ ઉપર કંઈક વિશેષ, બીજા ઉપર કંઈક ઓછું દેખાય છે.

જો સમાસનું પૂર્વપદ વિશેષણ કે વિભક્તિ હોય, તો તેના ઉપર ઉદાત્ત આવે; રાજકુલ, મહામન, દુષ્કર્મ. એક કે અનેક ઉપસર્ગ હોય, તો એજ નિયમ;—આકાર, પ્રતિકાર, અવતાર, વ્યાકરણ, વ્યુત્પાદક.

---

* વાક્યના જુદા જુદા શબ્દ ઉપર ભાર દેવાથી અર્થનો જે ફેર થાયછે તેને પ્રયત્ન નથી કેહતા, પણ ભારધારણ કહેછે; તમે આજ ઘેર જશો,—તમે આજ ઘેર જશો,—તમે આજ ઘેર જશો,—તમે આજ ઘેર જશો? એ વાક્યમાં પેહલા શબ્દથી તે છેલા સુધી એકેક ઉપર વારાફરતી ભાર, કે ભારધારણ, આવે; ઉપરના ઉદાહરણમાં તેના ઉપર ભારધારણ છે તે ગુજરાતી અક્ષરમાં આપેલો છે; તે પ્રમાણે અનુક્રમે વાંચવા થકી જાણવામાં આવશે કે વાક્યના જુદા જુદા શબ્દ ઉપર ભારધારણ આવવાથી અર્થનો કેવો ફેર થાય છે.

૫૬૦. ઉદાત્ત અક્ષર હ્રસ્વ, અને આગળનો દીર્ઘ હોય, કે મહાપ્રાણી હોય, તો ઉદાત્ત પ્રયત્ન ઉચ્ચારમાં થોડું લેવાય, પણ નષ્ટ થતું નથી — કેવળ ફીકું થાયછે; ક઼પાલ, ક઼ઠોર. પણ, સામું, જો જોડાક્ષર આગળ આવે, તો ઉદાત્તને પુષ્ટી મળેછે, [ આ પુષ્ટી ( ˝ ) એવું કરી દેખાડિયે; ] — પુ˝ત્ર પુ˝ષ્પ. એવા પ્રસંગમાં હ્રસ્વ સ્વર દીર્ઘ ગણાયછે; પણ એટલુંજ નહિ, જો જોડાક્ષરના પૂર્વાક્ષર પર ઉદાત્ત નહિ હોય તો પણ સ્વર દીર્ઘ ગણાયછે;—કનિ˝ષ્ઠ.

૫૬૧. કવિતામાં જે તાળ કહેવાયછે, તે ઉદાત્ત પ્રયત્ન જેવા દેખાય, તો પણ ભિન્ન છે; કેમકે કોઈ વેળા શબ્દના ઉદાત્ત પ્રયત્નના અક્ષર ઉપર તાળ બેસેછે, અને કોઈ વેળા બેસતો નથી. નીચેના પેહલા ઉદાહરણમાં ઉદાત્ત પ્રયત્ન અને તાળ તેનેતેજ અક્ષર ઉપર આવેછે, અને બીજામાં નથી આવતાં. ઉદાત્ત પ્રયત્ન દેખાડવા ( ´ ) એવું કરિયે, અને તાળ બાળબોધ અક્ષરથી દેખાડિયે.

દોહા. शो´धक बो´धक सर्वमां ए´वी चा´ली वा´त. પણ, —

સવૈયા. शो´ध करे लो´को मनमां तो* नित जूए ते´मां अ´विचार.

બધા ઉદાત્ત અક્ષર ઉપર છંદનો તાળ લાવે તો કવિતા ગદ્ય જેવી વંચાય; કોઈ પણ ઉદાત્ત સ્વર ઉપર તાળ નહિ આવે તો છંદ દીપે નહિ.

૫૬૨. छंद. तुक. અમુક સંખ્યાની માત્રા, કે અમુક સંખ્યાના અક્ષર, નિયમ પ્રમાણે ગોઠવવામાં આવ્યા, તો તેઓએ કરી જે સંપૂર્ણ વાક્ય રચાયછે તે એક છંદ કહેવાયછે. છંદને વૃત્ત અને શ્લોક પણ કહેછે. એક શ્લોકના વિશેષે કરીને બે, અને ઘણીખરીવાર ચાર, અને કોઈ વેળા છ, ભાગ હોયછે. એઓ છંદનો કે શ્લોકનો પેહલો, બીજો, ત્રીજો, ઈ૦ તુક કહેવાયછે. જ્યારે બેજ તુક હોયછે ત્યારે પેહલો તુક શ્લોકનો પૂર્વાર્ધ અને બીજો ઉત્તરાર્ધ કહેવાય છે. તુક કોઈ વેળા પાદ કહેવાય છે, માટે, ચોપાઈ = ૪ પાદ; છપ્પો = ૬ પાદ.

૬૬૩. पाद. यति—जाति. તુકના અનેક વિભાગ હોય છે, એમને પાદ કહેછે. પાદની માંહે પણ ભાગ આવેછે, તેને યતિ કહેછે. પાદને અંતે શબ્દ સંપૂર્ણ થવો જોઈયે; પણ યતિને અંતે શબ્દ પૂરો હોય કે ન હોય, વિદ્યાર્થીએ સમજવું કે કોઈ વેળા તુકને પાદ કહેછે. જ્યારે પાદમાં વિભાગ નથી ત્યારે તેને કોઈ યતિ કહે. છંદ બોલતાં યતિની આગળ થોડો આચકો,

---

* टुका शब्द प्रथक शब्द होय तो तेनु प्रयत्न उदात्त गणाय, पण जो अनुग होय तो अनुदात्त; जेम, लाणों ने एवु नथी; वळी, एवु वेग जाणवु.

આવે.* નીચેના ઉદાહરણમાં યતિની જગ્યા (ʻ) એવું કરીને, અને પાદની જગ્યા (ʺ) એવું કરીને દેખાડિયે છિયે.

દોહા. આ અવસર આʻ દેશમાંʺ, સંપ ન દીશેʻ લેશ,
ઘરમાં કુલમાંʻ નાતમાંʺ કરે કુસંપ કʻલેશ;
સહુજન મન ધનʻને ચહેʺ ન ચહે સંપ જʻરૂર,
ન ડરે લેશ કુʻસંપથીʺ એ અજ્ઞાનજʻ ઊર.

ચોપાઈ. પેલે માગ્યાʻ સાતજ માલ; ઓને ચોદ થʻયા તત્કાલ.

૫૬૪. પ્રાસાનુપ્રાસ. ગુજરાતી કવિતામાં છંદના પૂર્વાર્ધને છેડે જે અક્ષર આવે તેજ અક્ષર ઉત્તરાર્ધને છેડે ફરી આવે; જેમકે, ઉપરના ઉદાહરણમાં "જરૂર – ઊર; લેશ – કલેશ." પૂર્વાર્ધનો છેલો અક્ષર પ્રાસ, ઉત્તરાર્ધનો અનુપ્રાસ કહેવાય છે.

૫૬૫. પ્રાસાનુપ્રાસનો વિશેષ નિયમ એ છે, કે પૂર્વ અને ઉત્તરપાદના છેક છેલા અક્ષર બેઉ તેનેતેજ હોય; તેની પૂર્વના સ્વર પણ તેનેતેજ; પણ, આની પૂર્વે જે અક્ષર, તે પ્રાસમાં એક અને અનુપ્રાસમાં બીજો; જેમકે, "નાશ – કાશ;" "દાન – માન." જો પ્રાસના ત્રણે ભાગ (છેલો અક્ષર, તેની પૂર્વેનો સ્વર, અને એની પૂર્વેનો વ્યંજન,) સરખા હોય, તો પ્રાસાનુપ્રાસ અશુદ્ધ કહેવાય છે; જેમકે, "લેશ – કલેશ." "શૂર – અશૂર."

૫૬૬. પ્રાસને છેડે ગમે તેવા અક્ષર આવે, તેઓ પ્રાસના નહિ પણ પ્રાસની સાથે વળગેલા કહેવાય છે; જેમકે, –

"મારા સર્વ દેશિયો, તેજ થયા છે દ્વેશિયો."

એમાં "દેશ – દ્વેશ," પ્રાસાનુપ્રાસ છે, "ઇયો" સાથે આવેલા અક્ષર છે.

પ્રાસાનુપ્રાસમાં એ અવશ્ય છે, કે તેમના પેહલા અક્ષર ઉપર છંદનો તાળ આવે: તાળવિના પ્રાસ કદી દીપે નહિ.

**टीका.** संस्कृतमां कवितानो विशेष भाग निष्प्रास छे. एमज, ग्रीक अने लाटीन भाषानी पुरातन कवितामां प्रास नथी; इंग्रेजीमां केटलाएक उत्कृष्ट कविताना ग्रंथ प्रास विना रचेला छे; तामल अने तेलिंग भाषामां प्रासानुप्रास करी कविता रचता नथी.

कोइ एवु धारेछे के प्रासानुप्रासना बंधन निरुपयोगी छे; अने एटलुज नहि, पण प्रास करीने उत्कृष्ट कविता रचाय नहि. तेमना धारवामां एवु छे, के छोकरानी रमत जेवो प्रासनो वेपार छे; पण एवु होय के न होय, एथी रस उत्पन्न थायछे, अने घणाने भावेछे, निष्प्रास कविता लखिये तो विषय, विवेक, विचार, वधारे उत्कृष्ट जोइये.

* यति = विश्राम, माटे पाद पछी महायति, अने तुकमें अने पूर्णयति आवे.

૫૬૭. मित्राक्षर જ્યારે પ્રાસાનુપ્રાસની પેઠે અક્ષર ઉચ્ચારમાં મળે છે, ત્યારે તેઓ મિત્રાક્ષર કહેવાયછે. પ્રાસાનુપ્રાસમાં જે મિત્રાક્ષર આવેછે, એટલે તુક તુકના છેલા અક્ષર, તે વિના બીજી જાતના મિત્રાક્ષરો છે. એને પાદપ્રાસ, અથવા યતિપ્રાસ, કહિયે; એટલે, જ્યારે તુકમાં અનેક પાદ હોય, અને પાદ પાદના છેલા અક્ષર મિત્રાક્ષર હોય તો; જેમકે :—

મરેહઠા છંદ. "સહુ સંશય કાઢી, હઠને પાડી, આપો આ વિશ્વાસ ;
ભય દૂર કરાવો, ગર્વ તજાવો, કાઢો સર્વ નિરાશ."

એમાં તુક તુકના પ્રાસાનુપ્રાસના મિત્રાક્ષરો "વિશ્વાસ–નિરાશ"માં આવ્યા; પછી પૂર્વતુકમાં "કાઢી – પાડી," અને ઉત્તરતુકમાં "કરાવો – તજાવો," આ શબ્દમાં પાદપ્રાસ, કે યતિપ્રાસ, આવ્યા.

झड. ત્રીજી જાતના મિત્રાક્ષરને ઝડ કહેછે; એટલે જ્યારે મળતા ઉચ્ચારના કેટલાએક અક્ષરો (કોઈ કહેછે, કે સ્વરો) એકજ તુકમાં આવે ; જેમકે—

"પરમ ધર્મ કે કર્મકો મર્મ લહત વિન ભરમ,
તકત પતિ સુત વકતકો રખત સદા દ્રુગ શરમ." દલપત.

यमक. પણ બે કે ત્રણ કે અધિક વાર તેજ શબ્દ એક છંદમાં આવે તો તેને યમક, કે જમક, કહેછે ;—

"જાણીતો ન હતો પંથ ; જોઇને જાણીતો થયો ;
જાણીતો થઇને કીધા જાણીતા તમામને." દલપત.

૬૬૮. चोक. કોઈ છંદ એવા છે કે જો તેના અકેક તુકને બે પાદ હોય, અને એમ આખા છંદના ચાર પાદ થાય, તો પેહેલા તથા ત્રીજા પાદના અંત્યાક્ષર, અને બીજા તથા ચોથાના અંત્યાક્ષર મિત્રાક્ષર હોય: એને ચોક કહેછે; જેમકે :—

ગરબી છંદ. થોડો જોઈ અપરાધ, મદિરિયાને મારે ;
બલવંતાનો બાધ કરી શકે નહિ ક્યારે ;
વરતાવે નહિ ધર્મ રઈયત જનનો રીતે ;
પોતે પણ સત કર્મ કરી કરે નહિ પ્રીતે. કાવ્ય દો૦ પૃ૦ ૧૧૦

સોરઠા છંદમાં પ્રાસાનુપ્રાસ પેહેલા અને ત્રીજા પાદને અંતે દેખાય, પણ બીજા અને ચોથામાં આવે કે નહિ આવે ;—

"જે જન ઇચ્છે જ્ઞાન, પ્રભુ પાસે તે શોધવું
ભક્તિ વિના જે જ્ઞાન, અંતે દુઃખમાં નાંખશે."

અથવા. "પરમ ધરમ પ્રતિપાળ સુજન સુકર્મ સદા કરે ;
બારમ તજી સંભાળ ધર્મતણી મનમાં ધરે."

૫૬૯. લાટાનુપ્રાસ, શબ્દની આદિએ જે મિત્રાક્ષર આવેછે તે;—
"ધરૂં તેનું ધ્યાન"—"કથા સુણો સહુ કાન"—"બાળી સુંદર બામ" "રાંપની વાણી સાંભળી";—એના પણ મિત્રાક્ષર પર છંદનો તાળ જોઈએ.—

"છળ મિસ છાની રીતે, છોને લાક છેતરીને ;
છોડે બાંધ્યું છે તે પાપ છોડ્યું કેમ છૂટશે." દલપત.

ટીક. તાણી તોડીને મિત્રાક્ષર લાવિયે તો છંદ દીપે નહિ. જેમકે—

"ખાસ વાસની છાગ લઈ, નાસ આમને બાઈ."

પણ તાણી તોડીને મેળવ્યા વિના જેમ વધારે તેમ સારૂં ; જે૰—

"આસપાસ આકાશમાં વિશ્વપતિનો વાસ."

## ગણ ઉપગણ.*

૫૭૦. કવિતા રચવા વિષે લખતાં, લઘુ અક્ષર જણાવવો હોય, તો લ, અને ગુરૂ જણાવવો હોય, તો ગ કરેછે. બબે અક્ષરના ચાર ઉપગણ થાયછે ; લલ= ⏑⏑ ; લગ= ⏑— ; ગલ= —⏑ ; અને ગગ= ——.

ત્રણ ત્રણ અક્ષરના આઠ ગણ થાયછે, એમના એકેકને વાસ્તે નામરૂપ અક્ષર ઠરાવ્યા છે ;—ન, ભ, જ, સ, ય, ર, ત, મ ;—નગણ ⏑⏑⏑ ; ભગણ —⏑⏑ ; જગણ ⏑—⏑ ; સગણ ⏑⏑— ; યગણ ⏑—— ; રગણ —⏑— ; તગણ ——⏑ ; મગણ ———. ચાર અક્ષરનો એક ઉપગણ છે, ⏑⏑⏑⏑. એમ ગણ ઉપગણ મળીને ૧૩ ગણ થાયછે.†

| | અક્ષર | રૂપ | નામ | માત્રા | ઉદાહરણ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ⏑⏑ | લલ | ૨ | યતિ |
| ૨ | ૨ | ⏑— | લગ | ૩ | કલા |

* गण उपगणनो भेद साधारण पिंगळमां नथी; वेदना पिंगळ सूत्रमां छे.

† गणनी सख्याए करी काव्य रचवानी रीति आर्य भाषा बोलनारा घणा लोकोमां चाली. भाषा भाषानी भिन्नता प्रमाणे काव्यना भिन्न धोरण हशे, तो पण घणामां कंइ पण एवुं मळतुं छे, के जेना उपर अनुमान थाय छे के काव्य रचवानो विवेक आर्यकुलना मूळ स्थानमां प्रगट थया पछी तेमना गोत्रो एक बीजाथी जूदां थयां. जूना संस्कृत अने जूना ग्रीक काव्यमां छंदनो फेर घणो छे खरो—एकने एक छंद, बीजाने बीजो भाव्यो ; पण काव्यना घणा नियम बेहुने एवा सामान्य छे, के मूळनो संबंध देखाय छे.

| અક્ષર | | રૂપ | નામ | માત્રા | ઉદાહરણ. |
|---|---|---|---|---|---|
| ૩ | ૨ | –⏑ | ગલ | ,, | માન |
| ૪ | ૩ | ⏑⏑⏑ | નગણ | ,, | નગર |
| ૫ | ૨ | –– | ગગ | ૪ | માતા |
| ૬ | ૨ | –⏑⏑ | ભગણ | ,, | ભોજન |
| ૭ | ૩ | ⏑–⏑ | જગણ | ,, | જણાવ |
| ૮ | ૩ | ⏑⏑– | સગણ | ,, | શશલા |
| ૯ | ૪ | ⏑⏑⏑⏑ | હયગણ | ,, | હલધર |
| ૧૦ | ૩ | ⏑–– | યગણ | ૫ | યથાર્થી |
| ૧૧ | ૩ | –⏑– | રગણ | ,, | રોહિણી |
| ૧૨ | ૩ | ––⏑ | તગણ | ,, | તૈલંગ |
| ૧૩ | ૩ | ––– | મગણ | ૬ | માંનેલા |

૫૭૧. વેદના સૂક્તોની રચના જોઈને તેના ઉપર સૂત્રગ્રંથ લખનારા થયા. પિંગળ નામે મુનીએ એ વિષે પેહેલાં વિસ્તારથી લખ્યુ. જ્યારે સંસ્કૃત શબ્દોમાં વિકાર થઈ પ્રાકૃત થવા લાગ્યા, ત્યારે વિકૃત ભાષાના ભેદને અનુસરતું કાવ્ય ચાલ્યું; એને અનુસરતા પછી બીજા નિયમો ઠર્યા. એ વિષે લખેલા ગ્રંથો પિંગળ મુનીના નામ ઉપરથી પિંગળ કહેવાયછે.

સંસ્કૃત અને પુરાતન પ્રાકૃતમાં લખેલાં પિંગળો ઉપરથી અર્વાચીન ભાષામાં કેટલાએક ઉતારા થયા. એમનો અભ્યાસ કરીને ગુજરાતના ભાટ ચારણાદિ કવિઓ છંદ રચતા આવ્યા છે. ગુજરાતીમાં થોડાજ વર્ષથી પિંગળનો ઉતારો થયો છે. નર્મદાશંકરે, કવીશ્વર દલપતરામે, અને કવિ હિરાચંદ કાનજીએ પિંગળ લખી પ્રગટ કર્યાં છે.

૫૭૨. બે વર્ગના છંદ છે; એક – માત્રાને ધોરણે રચેલા, માત્રા છંદ; અને બીજો – અક્ષરને ધોરણે, અક્ષર છંદ. એ વર્ગોને અનુસરતા નીચેના કોષ્ટકમાં બે ભાગ કરયા છે.

આ કોષ્ટકમા, માત્રા છંદના ભાગનું ધોરણ એ છે:– પેહેલી ઓળમાં ક્રમના આંકડા; બીજીમાં છંદનાં નામ; ત્રીજીમાં, એકેક તુકની માહે માત્રા કેટલી તેના આંકડા; ચોથીમાં, તુકમાં કેટલા તાળ તેના આંકડા; પછી, જે બે માત્રાની વચે મહાજતિ આવે તેની જગ્યા કહેલી છે. પછી એક ખેવડી લીટી આવેછે; એની જમણી બાજુએ, એકેક પાદમાં કેવા કેવા ગણ આવેછે,

તે દેખાડેલા છે. પેહલાં તાળને પૂર્વે જે અક્ષર કે માત્રા આવે તે પેહલું દેખાડેલું છે, પછી કિયા કિયા અંતરે, એટલે કેટલી કેટલી માત્રા પછી, તાળ બેસેછે તે દેખાડેલું છે. જ્યાં લઘુ અક્ષરનો નિયમ છે ત્યાં ν, અથવા એકડો (૧); જ્યાં ગુરૂ અક્ષરનો નિયમ ત્યાં – ; જ્યાં ગુરૂ લઘુના નિયમ વિના બે માત્રા (એટલે એક ગુરૂ અથવા બે લઘુ અક્ષર) આવે, ત્યાં બગડો (૨); જ્યાં ત્રણ માત્રા [ννν, કે –ν, કે ν–], ત્યાં તગડો (૩); જ્યાં ચાર માત્રાનો નિયમ [– –, –νν, νν–, ν–ν, νννν,] ત્યાં ચોગડો (૪) છે. મહાજતિની જગાએ (ʺ) એવું, અને અલ્પયતિની જગાએ (ʹ) એવું કરયુ છે.

કોષ્ઠકમાં આંકનું ધોરણ આ નીચેના ઉદાહરણ ઉપરથી જણાશે. "દોહા, ૪ ૪ʹ ૨ ૧ ૨ʺ ૪ ૪ʹ ૨ ૧." એટલે ચચાર માત્રાના બે ગણ, અહિં અલ્પયતિ ; પછી ૨ ૧ અને ૨ માત્રાના અક્ષર, અહિં પૂર્વપાદ (= ૧૩ માત્રા) પૂર્ણ થયો માટે ʺ ; પછી ફરી ચચારના બે ગણ ; અહિં અલ્પયતિ ; પછી ૨ ને ૧ માત્રા આવે તો ઉત્તરપાદ (= ૧૧ માત્રા) થયો. એ બે પાદ મળીને છંદનો પૂર્વતુક, કે પૂર્વાર્ધ થયો, = ૨૪ માત્રા.

| ૪ | ૪ʹ | ૨,૧,૨ = ૧૩ʺ | ૪ | ૪ʹ | ૨,૧ = ૧૧ = ૨૪ |
|---|---|---|---|---|---|
| સહુ જન | મન ધન | ને ચહે | ન ચહે | સંપ જ | દૂર. |

દોહામાં એ રીતિ દીપેછે. પણ કોઈ વેળા, ચચારના ગણથી જે આઠ માત્રાની યતિ થાય છે, તેમાં ૩ ૩ ૨, કે ૨ ૩ ૩, માત્રાનો અનુક્રમ એવો આવે ;—

"કામ કાજમાંʹ લિપ્ત છે ;" કે, "તે રામ નામʹ નિત જપે". પણ એવું બહુ લખવું નહિ, કેમકે તેથી તાળ ભંગ થઈ છંદનો ઢાળ બગડે છે.

ચચાર માત્રાના ગણમાં જગણ (ν–ν) ભાગ્યે દીપેછે. જોડ જગણ (ν–ν ν–ν) આવેજ નહિ.

અનેકાક્ષરી શબ્દનો છેલો અક્ષર લઘુ હોય, ને તેને ગણનો પેહલો કરિયે, કે તેના ઉપર છંદનો તાળ લાવિયે તો દીપતુ નથી.

* * કોષ્ઠકની સાથે ઉદાહરણો લખી દેખાડવા હું ઇચ્છતો હતો. ઘણા ખરાનાં ઉદાહરણો મેં એકઠાં કર્યાં છે, પણ બધાનાં મને મળ્યાં નથી. ગોઠવીને કરાય ખરાં, પણ એમાં વધારે વિચાર જોઇયે.

| | નામ. | માત્રા. | તાળ. | યતિ. | | ૧લો | ૨જો તાળ | ૩જો તાળ. | ૪થો તાળ | ૫મો | ૬ઠો તાળ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગમક | ૫ | ૧ | … | ૨ | ૩ | | | | | | |
| ૨ | વામ | ૬ | ૨ | … | … | ૩ | ૩ | | | | | |
| ૩ | કાંતા | ૭ | ૨ | … | .. | ૪ | – ᴗ | | | | | |
| ૪ | મધુભાર | ૮ | ૨ | … | ૨ | ૩ | – ᴗ | | | | | |
| ૫ | દીપક | ૧૦ | ૨ | … | ૨ | ૨ ૧૨ | – ᴗ | | | | | |
| ૬ | આભીર | ૧૧ | ૩ | … | … | ૮ | ૪ | – ᴗ | | | | |
| ૭ | તુરગ | ૧૨ | ૩ | … | … | ૪ | ૪ | – – | | | | |
| ૮ | વરવીર | ૧૨ | ૩ | ૫,૭ | ᴗᴗ | ૩′ | ૪ | – ᴗ | | | | |
| ૯ | જળતરણ | ૧૩ | ૩ | … | … | ૫ | ૫ | – ᴗ | | | | |
| ૧૦ | હાકળી | ૧૪ | ૪ | ૮,૬ | … | ૪ | ૪′ | ૪ | – | | | |
| ૧૧ | ગઝલ | ૧૪ | ૪ | ૭,૭ | … | ૩ | ૪ ᴗ′ | ૪ | – ᴗ | | | |
| ૧૨ | ઉધાર | ૧૪ | ૬ | … | … | ૨ | ૨ | ૩ | ૨ | ૨ | – ᴗ | |
| ૧૩ | જેકરી | ૧૫ | ૪ | ૭,૮ | … | ૪ | ૪ | ૪ | ᴗ – | | | |
| ૧૪ | ચોપાઈ | ૧૫ | ૪ | ૮,૭ | … | ૪ | ૪′ | ૪ | – ᴗ | | | |
| ૧૫ | ચરણાકુલ | ૧૬ | ૪ | ૮,૮ | … | ૪ | ૪′ | ૪ | – – | | | = અડિલ. |
| ૧૬ | અલક | ૧૬ | ૪ | ૮,૮ | … | ૪ | ૪′ | ૪ | – ᴗ ᴗ | | | |
| ૧૭ | પધરી | ૧૬ | ૪ | ૧૦,૬ | ૨ | ૩ | ૫′ | ૨ ᴗ | – ᴗ | | | |
| ૧૮ | વરવેદ | ૧૯ | ૫ | ૧૨,૭ | … | ૪ | ૪ | ૪° | ૪ | – ᴗ | | |
| ૧૯ | નિદેશ | ૨૦ | ૫ | … | … | ૪ | ૪ | ૪ | ૪ | – ᴗ | | |
| ૨૦ | પવંગમ | ૨૧ | ૫ | ૧૧,૧૦ | … | – ૨ | ૪ | ૩″૧ | ૪ | ૨ ᴗ – | | |
| ૨૧ | સુબોધ | ૨૧ | ૬ | ૧૧,૧૧ | … | ૪ | ૪ | ૩° | ૪ | ૪ | ૩ | |
| ૨૨ | મહીદીપ | ૨૨ | ૪ | ૧૨,૧૦ | … | ૩ ૩ | ૩ ૩′ | ૩ ૩ | – – | | | |

| | નામ. | માત્રા | તાળ | યતિ | | ૧લો | ૨જો | ૩જો | ૪થો | ૫મો | ૬ઠો | ૭મો તાળ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૩ | મદર ... | ૨૨ | ૫ | ૧૨,૧૦ | .. | ૪ | ૪ | ——° | ᴗ ૪ | —ᴗ— | | | |
| ૨૪ | હીર ... | ૨૩ | ૮ | ૧૨,૧૧ | ... | —૧ | ૩′ | —૧° | ૩° | —૧ | ૩° | —૧— | પાદે પાદે પ્રાસ. |
| ૨૫ | ગરબા ... | ૨૩ | ૬ | ૧૧,૧૨ | . | ૪ | ૪ | ૩° | ૪ | ૪ | ૨— | | |
| ૨૬ | દ્વિપદી ... | ૨૩ | ૫ | ૧૩,૧૦ | .. | ૪ | ૪ | ૨ ૧૨° | ૪ | —ᴗ | | | = નીસાની. |
| ૨૭ | વિક્રાંત ... | ૨૪ | ૬ | ...... | .. | ૪ | ૪ | ૪ | ૪ | —ᴗᴗ | —— | | |
| ૨૮ | કાવ્ય ... | ૨૪ | ૬ | ૧૧,૧૩ | .. | ૪ | ૪ | ૩° | ૫ ૪ | —— | | | |
| ૨૯ | દોહરા ... | ૨૪ | ૬ | ૧૩,૧૧ | .. | ૪ | ૪′ | ૨ ૧૨° | ૪ | ૪′ | —ᴗ | | |
| ૩૦ | સોરઠા ... | ૨૪ | ૬ | ૧૧,૧૩ | ... | ૪ | ૪′ | —ᴗ | ૪ | ૪ | ૨ ૧૨ | | |
| ૩૧ | રમાવળી ... | ૨૪ | ૬ | ૧૧,૧૩ | ... | ૮ | ૪ | —ᴗ° | ૫ | ૪ | —ᴗᴗ અથવા ᴗᴗ— | | |
| ૩૨ | ઉગ્માહ ... | ૨૬ | ૭ | ૧૫,૧૧ | ᴗᴗ | —ᴗᴗ | — | ૪ | ૩° | ૪ | ૪ | —ᴗ | |
| ૩૩ | શંકર ... | ૨૬ | ૭ | ૧૬,૧૦ | ૨ | ૩ | ૪ | ૩ | ૪° | ૩ | ૪ | —ᴗ | |
| ૩૪ | સારસુગત ... | ૨૭ | ૭ | ૧૬,૧૧ | .. | ૪ | ૪ | ૪° | ૪ | ૪ | ૪ | —ᴗ | |
| ૩૫ | ચોપાઈ ... | ૨૮ | ૭ | ૧૬,૧૨ | ... | ૪ | ૪ | ૪ | ૪° | ૪ | ૪ | —— | |
| ૩૬ | પીડી. પેડુ ... | ૨૮ | ૭ | ૧૩,૧૫ | ... | ૪ | ૪ | ૨ ૧૨° | ૨ | ૪ | ૪ | —ᴗ— | |
| ૩૭ | ગીતા ... | ૨૮ | ૭ | ૧૬,૧૨ | ૨ | ૩ | ૪ | ૩ | ૪° | ૩ | ૪ | —ᴗ— | |
| ૩૮ | મરહઠ્ઠા ... | ૨૯ | ૭ | ૧૦,૮,૧૧ | ૨ | ૪ | ૪° | ૪ | ૪° | ૪ | ૪ | —ᴗ | |
| ૩૯ | ચોબોલા ... | ૩૦ | ૭ | ૧૬,૧૪ | ... | ૪ | ૪ | ૪ | ૪°૨ | ૮ | ૪′ | ૨— | ૮મો તાળ |
| ૪૦ | રુચિરા ... | ૩૦ | ૮ | ૧૬,૧૪ | ... | ૪ | ૪′ | ૪ | ૪° | ૪ | ૪ | ૪ | — = સવૈયા ત્રીસી. |
| ૪૧ | ગીતા ૩૧મી ... | ૩૧ | ૮ | ૧૬,૧૫ | ... | ૪ | ૪′ | ૪ | ૪° | ૪ | ૪′ | ૪ | —ᴗ |
| ૪૨ | પદ્માવતી ... | ૩૨ | ૮ | ૧૬,૧૬ | . | ૪ | ૪′ | ૪ | ૪° | ૪ | ૪′ | ૪ | —— = સવૈયા બત્રીસી. |
| ૪૩ | લીલાવતી ... | ૩૨ | ૮ | ૧૮,૧૪ | ૨ | ૪ | ૪′ | ૪ | ૪° | ૪ | ૪ | ૨— | — [પ્રાસાનુપ્રાસ. |
| ૪૪ | ત્રીભંગી ... | ૩૨ | ૮ | ૧૦,૮,૮,૬ | ૨ | ૪ | ૪° | ૪ | ૪° | ૪ | ૪° | ૪ | —. ૧લે, ૨જે, ૩જે પાદે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૫ | પદમાવતી | ... | ૩૨ | ૮ | ૧૦,૮,૧૪ | ૨ ૪ ૪ ૪ ૪ ૪ ૪ ૪ —. ૧લ, ૨જે પાદે પ્રાસાનુપ્રાસ. |
| ૪૬ | દુમિલા | ... | ૩૨ | ૮ | ૧૬,૧૬ | ૨ ૬ ૪ ૪ ૨૨ ૪ ૪ ૪ — |
| ૪૭ | દુમિલિયા | ... | ૩૨ | ૮ | ૧૦,૮,૧૪ | ૨ ૪ ૪ ૪ ૪ ૪ ૪ ૪ — |
| ૪૮ | દંડક | ... | ૩૨ | ૭ | ૧૦,૮,૧૪ | ૨ ૬ ૪ ૪ ૪ ૪ ૬ ૪ ૪ |
| ૪૯ | ઝૂલણા | ... | ૩૭ | ૮ | ૧૦,૧૦,૧૦,૭ | ...૨૧૨ ૨ ૧૨ ૨ ૨૧૨૧૨ ૨૧૨ ૨૧૨ ૨૧ —— ૯મો તાળ |
| ૫૦ | મદનહરા | ... | ૪૦ | ૧૦ | ૧૦,૮,૧૪,૮ | ૨ ૬ ૪ ૪ ૪ ૪ ૪ ૩ ૫ ૨ ૨ ૪ — |
| ૫૧ | ચુલિકા | ... | ૨૯ | ૭ | ૧૩,૧૧,૫ | ... ૬ ૪ ૨ ૨૧૨ ૪ ૬ ૨૧ ૫ —— દોહા પછી ૫ માત્રા. ચોક પ્રાસ. |
| ૫૨ | ગાથા, આર્યા | | ૩૦ | ૮ | ૧૨,૧૮ | .. ૪ ૪ ૪ ૪ ૪ ૪ ૪ — પેહેલો અર્ધ. |
| | | | ૨૭ | ૮ | ૧૨,૧૫ | ... ૪ ૪ ૪ ૪ ૪ ૧ ૪ — પાછલો અર્ધ. |

૫૩ ગીતી ... ગાથાનો પેહેલો અર્ધ બેવડાવ્યે એ થાય છે.

૫૪ ઉપગીતી ... ગાથાનો પાછલો ભાગ બેવડાવ્યે એ થાય છે.

૫૫ ઉદ્દગીતી ... ગાથાનો પેહેલો તે પછી, અને પાછલો તે પેહેલો કરવે એ થાય છે.

૫૬ કુંડળિયા ... આ છંદના છ ચરણ, =તુક, છે. પેહેલું ને બીજું દોહા, બીજાં કાવ્ય. દોહાનો છેલો પાદ કાવ્યના પેહેલા પાદમાં આવવો જોઈયે. અને છંદને આરંભે જે શબ્દ તે તેને અંતે પણ જોઈયે.

૫૭ છપ્પો ... આ છંદના છ ચરણ, = તુક, છે. પેહેલાં ચાર કાવ્યનાં તુકો, પછી દોહાના પેહેલા પાદ (તેર માત્રાનો જે છે તે)ના જોડ જોડના બે તુક કરી, તેમને આરંભે બે માત્રા વધારે મુકવી. એ તુકની પૂરી કરેલી માત્રાપર તાળ નથી, પણ દોહાના ઉત્તરપાદ જેવો જે ભાગ રચેલો છે, તેના પર દોહાની રીતિ પ્રમાણે તાળ આવે.

૫૮ ચંદ્રાવળા ...

"ચરણાકુળનું ચરણ રચીને, દુહા ઉત્તર પદ દેખ ;
બે ચરણો તો એમ બતાવી, પછિ કુંડળિ પણ પેખ ;
પછિ કુંડળિ પણ પેખિ વિચારો, ચાર ચરણાકુળ ધારો ;
મન રચ ચંદ્રાવળા મચીને, ચરણાકુળનું ચરણ રચીને." દલપત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ શ્રી | ... | ૧ | ૨ | – | |
| ૨ કામા | ... | ૨ | ૪ | – – | |
| ૩ મંદર | ... | ૩ | ૪ | – ⏑ ⏑ | |
| ૪ નારી | ... | ૩ | ૬ | – – – | |
| ૫ મધુ | ... | ૪ | ૫ | ⏑ ⏑ ⏑ – | |
| ૬ વાર | ... | ,, | ૬ | – ⏑ – ⏑ | |
| ૭ સમુહી | ... | ,, | ૬ | – ⏑ ⏑ – | |
| ૮ પ્રિયા | ... | ૫ | ૭ | ⏑ ⏑ – ⏑ – | |
| ૯ હંસા | ... | ,, | ૮ | – ⏑ ⏑ – – | |
| ૧૦ વિલાસ | ... | ,, | ૮ | ⏑ – ⏑' – – | |
| ૧૧ હારિયખંધી | ... | ,, | ૯ | – – ⏑' – – | |
| ૧૨ સમોહા | ... | ,, | ૯ | – ⏑ –' – – | કોઈ બધાય દીર્ઘ કરેછે |
| ૧૩ ચતુરસા | ... | ૬ | ૮ | ⏑ ⏑ ⏑' – – | |
| ૧૪ શશીમુખી | ... | ,, | ૮ | ⏑ – ⏑' – ⏑ | = માલતિ. બે જગન. |
| ૧૫ તિલકા | ... | ,, | ૮ | ⏑ ⏑ – × ૨ | બે સગન. |
| ૧૬ કામલતા | ... | ,, | ૯ | – ⏑ ⏑ ⏑' – – | |
| ૧૭ મંથાન | ... | ,, | ૯ | – – ⏑' – ⏑ | |
| ૧૮ વિમોહ | ... | ,, | ૧૦ | – ⏑ – × ૨ | બે રગણ. |
| ૧૯ શખ્યધારી | ... | ,, | ૧૦ | ⏑ – – × ૨ | બે યગણ. =સોમરાજી. |
| ૨૦ ઐપા | ... | ,, | ૧૨ | – – – – – – | |
| ૨૧ કરહ | ... | ૭ | ૯ | ⏑ ⏑ ⏑ ⏑ ⏑ – – | |
| ૨૨ કલિતા | ... | ,, | ૧૦ | – ⏑ ⏑' – ⏑ ⏑' – | બે ભગણ એક ગુ૦ |
| ૨૩ કુમાર લલિતા | ... | ,, | ૧૦ | ⏑ – ⏑' ⏑ ⏑ –' – | જ. ભ. ગ. |
| ૨૪ સમાનિકા | ... | ,, | ૧૧ | –' ⏑ × ૩ + – | ર. જ. ગ. |
| ૨૫ મદલેખા | ... | ,, | ૧૨ | – – –' ⏑ ⏑ –' – | |
| ૨૬ શીર્ષા | ... | ,, | ૧૪ | – – – – – – – | |
| ૨૭ તુંગા | ... | ૮ | ૧૦ | ⏑ ⏑' ⏑ ⏑ ⏑ ⏑' – – | |
| ૨૮ કમળ | ... | ,, | ૧૦ | ⏑ ⏑ ⏑ ⏑ ⏑' – ⏑ – | |
| ૨૯ માલની | ... | ,, | ૧૧ | ⏑ ⏑ ⏑' – ⏑ –' – ⏑ | |
| ૩૦ ચિત્રપદા | ... | ,, | ૧૨ | – ⏑ ⏑' – ⏑ ⏑' – – | |
| ૩૧ માલિકા | ... | ,, | ૧૨ | – ⏑ × ૪ | ચાર ગલ. |
| ૩૨ માણવકક્રીડિત | ... | ,, | ૧૨ | – ⏑ ⏑ – – ⏑ ⏑ – | |
| ૩૩ પ્રમાણિકા | ... | ,, | ૧૨ | ⏑ – × ૪ | ચાર લગ. |
| ૩૪ કામતા | ... | ,, | ૧૪ | – – ⏑' – – ⏑' – – | બે તગણ ગગ |
| ૩૫ પંજા | ... | ,, | ૧૪ | – – –' – ⏑ ⏑' – – | |
| ૩૬ હેતુમાળ | ... | ,, | ૧૪ | – – ⏑' – – ⏑' – – | |
| ૩૭ વિદ્યુન્માળા | ... | ,, | ૧૬ | – – – – – – – – | |
| ૩૮ તોમર | ... | ૯ | ૧૨ | ⏑ ⏑' – ⏑' – ⏑ ⏑' – ⏑ | |
| ૩૯ સારંગ | ... | ,, | ૧૨ | ⏑ ⏑ ⏑ ⏑ – – ⏑ ⏑ – | |
| ૪૦ બિબ | ... | ,, | ૧૨ | ⏑ ⏑ ⏑ ⏑ ⏑ – ⏑ – – | |
| ૪૧ રત્નરૂપ | ... | ,, | ૧૪ | – – – ⏑ ⏑' – ⏑ ⏑ – | |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૨ | મણિબંધ ... | ૯ | ૧૪ | —∪∪'———'∪∪— |
| ૪૩ | પવીના ... | ,, | ૧૪ | ———'—∪∪'∪∪— |
| ૪૪ | મહાલક્ષ્મિ ... | ,, | ૧૫ | —∪—×૩ ત્રણ રગણ. |
| ૪૫ | રૂપમાળા ... | ,, | ૧૮ | ———×૩ ત્રણ મગણ |
| ૪૬ | સંગતિકા ... | ૧૦ | ૧૪ | ∪∪—∪'—∪∪—∪— |
| ૪૭ | પાવક ... | ,, | ૧૬ | —∪∪————∪∪— |
| ૪૮ | ચંપકમાળા ... | ,, | ૧૬ | —∪∪———∪∪—— |
| ૪૯ | બિંદુ ... | ,, | ૧૬ | —∪∪—∪∪———— |
| ૫૦ | સુષમા ... | ૧૧ | ૧૪ | ∪∪∪∪—∪∪—∪∪— |
| ૫૧ | દોધક ... | ,, | ૧૬ | —∪∪×૩+—— |
| ૫૨ | ચપળા ... | ,, | ૧૬ | ——∪'—∪∪∪—∪∪— |
| ૫૩ | અનુકૂલા ... | ,, | ૧૬ | —∪∪'——∪∪∪∪—— |
| ૫૪ | સ્વાગતા ... | ,, | ૧૬ | —∪—∪∪∪'—∪∪'—— |
| ૫૫ | રથોદ્ધતા ... | ,, | ૧૬ | —∪—∪∪∪'—∪—∪— |
| ૫૬ | લલિત ... | ,, | ૧૬ | ∪∪∪'—∪—'—∪—∪— |
| ૫૭ | મેનિકા ... | ,, | ૧૭ | —∪—∪—∪—∪—∪— |
| ૫૮ | ઉપેંદ્રવજ્રા ... | ,, | ૧૭ | ∪—∪——∪∪—∪—— |
| ૫૯ | ઇંદ્રવજ્રા ... | ,, | ૧૮ | ——∪'——∪∪—∪'—— |
| ૬૦ | ઉપજાતિ ... | ... | ... | પૂર્વ અર્ધમાં ઇંદ્રવજ્રા, ઉત્તરમાં ઉપેંદ્રવજ્રા. |
| ૬૧ | શાલની ... | ,, | ૨ | ———'——∪'——∪'—— |
| ૬૨ | તરલનયન ... | ૧૨ | ૧૨ | બધા લઘુ. |
| ૬૩ | માલતિ ... | ,, | ૧૫ | ∪∪∪∪—∪∪—∪∪∪— |
| ૬૪ | તામર ... | ,, | ૧૬ | ∪∪∪∪—∪∪—∪∪—— |
| ૬૫ | કુસુમવિચિત્ર ... | ,, | ૧૬ | ∪∪∪∪——∪∪∪∪—— |
| ૬૬ | પ્રિયવદા ... | ,, | ૧૬ | ∪∪∪—∪∪∪—∪—∪— |
| ૬૭ | દ્રુતવિલંબિત ... | ,, | ૧૬ | ∪∪∪—∪∪—∪∪—∪— |
| ૬૮ | પ્રમિતાક્ષરા ... | ,, | ૧૬ | ∪∪—∪—∪∪∪—∪∪— |
| ૬૯ | તોટક ... | ,, | ૧૬ | ∪∪—×૪ |
| ૭૦ | મોદક ... | ,, | ૧૬ | —∪∪×૪ |
| ૭૧ | મોતિદામ ... | ,, | ૧૬ | ∪—∪×૪ |
| ૭૨ | દલ ... | ,, | ૧૭ | —∪∪∪—∪∪∪—∪—— |
| ૭૩ | સૈલ ... | ,, | ૧૯ | ∪——∪———∪———∪—∪ |
| ૭૪ | વંશસ્થ ... | ,, | ૧૮ | ∪—∪——∪∪—∪—∪— |
| ૭૫ | ઇંદ્રવંશા ... | ,, | ૧૯ | ——∪——∪∪—∪—∪— |
| ૭૬ | ભુજંગી ... | ,, | ૨૦ | ∪——×૪ |
| ૭૭ | મેનાવલી ... | ,, | ૨૦ | ——∪×૪ |
| ૭૮ | સ્રગ્વીણી ... | ,, | ૨૦ | —∪—×૪ |
| ૭૯ | વૈશ્વદેવી ... | ,, | ૨૨ | ——————'—∪———∪—— |
| ૮૦ | તારક ... | ૧૩ | ૧૮ | ∪∪—×૪+— |
| ૮૧ | કલહંસ ... | ,, | ૧૮ | ∪∪—∪—∪∪∪—∪∪—— |
| ૮૨ | પ્રભાવતી ... | ,, | ૧૯ | ——∪—∪∪∪∪—∪—∪— |

| | | | | |
|---|---|---|---|---|
| ૯૩ કંકુ | ... | ૧૩ | ૨૧ | ᴗ——×૪×ᴗ |
| ૯૪ મત્તમયૂર | ... | ,, | ૨૨ | ————ᴗᴗ——ᴗᴗ—— |
| ૯૫ પંચચામર | ... | ૧૪ | ૧૫ | ᴗᴗᴗ—'ᴗᴗᴗ—'ᴗᴗᴗ—'—— |
| ૯૬ વસંતતિલકા | ... | ,, | ૨૧ | ——ᴗ—ᴗᴗᴗ—ᴗᴗ—ᴗ—— |
| ૯૭ લીલા | ... | ,, | ૨૧ | ——ᴗ—ᴗᴗᴗ——ᴗ—ᴗ—ᴗ |
| ૯૮ દાલરી | ... | ,, | ૨૪ | ——ᴗ——ᴗ——ᴗ——ᴗ—— |
| ૯૯ માળા | ... | ૧૫ | ૧૬ | બધા લઘુ, છેલ્લો ગુરુ. |
| ૯૦ ભ્રમરાવળી | ... | ,, | ૨૦ | ᴗᴗ—× ૫ |
| ૯૧ નિશિપાળ | ... | ,, | ૨૧ | —ᴗᴗᴗ—ᴗᴗ——ᴗᴗᴗ—ᴗ— |
| ૯૨ હંસ | ... | ,, | ૨૧ | ᴗᴗ—ᴗ—×૩ |
| ૯૩ માલિની | ... | ,, | ૨૨ | ᴗᴗᴗᴗᴗᴗ——'—ᴗ——ᴗ—— |
| ૯૪ નિશ્ચલ | ... | ,, | ૨૩ | —ᴗᴗ——ᴗᴗᴗᴗ—————ᴗ |
| ૯૫ ચામર | ... | ,, | ૨૩ | —ᴗ×૭+— |
| ૯૬ સારંગી | ... | ,, | ૩૦ | બધા ગુરુ. |
| ૯૭ પ્રદીપ | ... | ૧૬ | ૨૨ | —ᴗᴗ×૫+— |
| ૯૮ ચંચળા | ... | ,, | ૨૪ | —ᴗ×૮ |
| ૯૯ નારાચ | ... | ,, | ૨૪ | ᴗ—×૮ |
| ૧૦૦ રૂપમાળી | ... | ૧૭ | ૨૪ | —ᴗ—ᴗᴗ—ᴗ—ᴗᴗ—ᴗ—ᴗᴗ—ᴗ |
| ૧૦૧ પૃથ્વી | ... | ,, | ૨૪ | ᴗ—ᴗᴗᴗ—ᴗ—ᴗᴗᴗ—ᴗ——ᴗ— |
| ૧૦૨ શિખરિણી | ... | ,, | ૨૫ | ᴗ—————ᴗᴗᴗᴗᴗ——ᴗᴗᴗ— |
| ૧૦૩ હરિણી | ... | ,, | ૨૪ | ᴗᴗᴗᴗᴗ————ᴗ—ᴗ—ᴗᴗ—ᴗ— |
| ૧૦૪ મંદાક્રાંતા | ... | ,, | ૨૭ | ————ᴗᴗᴗᴗᴗ——ᴗ——ᴗ—— |
| ૧૦૫ ચર્ચરી | ... | ૧૮ | ૨૬ | —ᴗ—ᴗᴗ×૩+—ᴗ— |
| ૧૦૬ મારસ્વતી | ... | ,, | ૨૬ | ——ᴗ—ᴗᴗ—ᴗ—ᴗᴗ—ᴗ—ᴗᴗ—ᴗ |
| ૧૦૭ ચંદ્રક્રીડા | ... | ,, | ૩૦ | ᴗ——×૬ |
| ૧૦૮ મુની | ... | ૧૯ | ૨૪ | ᴗᴗᴗ———ᴗᴗᴗᴗᴗ—ᴗᴗᴗᴗᴗ—ᴗ |
| ૧૦૯ ઝૂલણા | ... | ,, | ૨૬ | ᴗᴗ—ᴗ—×૩+ᴗᴗ—ᴗ દસમી જાતિ. |
| ૧૧૦ શાર્દૂલવિક્રીડિત | ... | ,, | ૩૦ | ———ᴗᴗ—ᴗ—ᴗᴗᴗ—'——ᴗ——ᴗ— |
| ૧૧૧ શંભુ | ... | ,, | ૩૨ | ᴗᴗ———ᴗᴗ———'ᴗᴗ——————— |
| ૧૧૨ મુનિશેખર | ... | ૨૦ | ૨૮ | ᴗᴗ—ᴗ—×૪ બારમી જાતિ. |
| ૧૧૩ સ્રગ્ધરા | ... | ૨૧ | ૨૩ | ————ᴗ——ᴗᴗᴗᴗᴗᴗ—'ᴗ——ᴗ—— |
| ૧૧૪ મદિરા | ... | ૨૨ | ૩૦ | —ᴗᴗ×૭+— બારમી જાતિ. |
| ૧૧૫ હંસી | ... | ,, | ૩૨ | ————————ᴗᴗᴗᴗᴗᴗᴗᴗᴗᴗᴗᴗᴗ—— |
| ૧૧૬ મલ્લિકા | ... | ૨૩ | ૩૧ | ᴗ—ᴗ×૭+ᴗ— અગ્યારમી જાતિ. |
| ૧૧૭ ઈંદ્રવિજય | ... | ,, | ૩૨ | —ᴗᴗ×૭+—— બારમી જાતિ. |
| ૧૧૮ કાલિકા | ... | ,, | ૩૨ | —ᴗ—ᴗᴗᴗ—ᴗ—ᴗᴗ—"—ᴗ—ᴗᴗᴗ—ᴗ—ᴗ— |
| ૧૧૯ કેકનિમારદા | ... | ,, | ૩૮ | —ᴗ—×૭+—ᴗ બારમી જાતિ. |
| ૧૨૦ અનંગશેખરી | ... | ,, | ૩૯ | ——ᴗ×૭+—— અગ્યારમી જાતિ. |
| ૧૨૧ વર્ણવામેશ્વરી | ... | ,, | ૩૯ | ᴗ——×૭+—— બારમી જાતિ. |
| ૧૨૨ કિરીટ | ... | ૨૪ | ૩૨ | —ᴗᴗ×૮+ બારમી જાતિ. |
| ૧૨૩ દુર્મિલા | ... | ,, | ૩૨ | ᴗᴗ—×૮ ચૌદમી જાતિ. |

૧૨૪ સુખદા ... ૨૪ ૩૩ ⏑–⏑+૭+⏑––
૧૨૫ દેવ (ઝુલણા) ... ,, ૪૦ ⏑––×૮ બારમે યતિ.
૧૨૬ વૈકુંઠધામા ... ,, ૪૦ ⏑–⏑–+૮ બારમે જતિ.
૧૨૭ અરવિંદમુખી ... ૨૫ ૩૩ ⏑⏑+૮ ⏑
૧૨૮ કળાકરાળ ... ,, ૩૩ ⏑–⏑+૮+૭ તેરમે યતિ.
૧૨૯ કિશોર ... ૨૬ ૩૪ ⏑⏑–+૮+⏑⏑ તેરમે જતિ.

૧૩૦ વૈતાળીય { ... ૧૦ ૧૪ ⏑⏑–⏑⏑–⏑–⏑–
... ૧૧ ૧૬ ⏑⏑––⏑⏑–⏑–⏑–

૧૩૧ પુષ્પિતાગ્ર { ... ૧૨ ૧૬ ⏑⏑⏑⏑⏑⏑–⏑––
... ૧૩ ૧૮ ⏑⏑⏑⏑–⏑⏑–⏑––

૧૩૨ માદરી { ... ૧૭ ૨૧ –⏑–⏑–⏑–
... ૧૫ ૨૩ –⏑–⏑–⏑–⏑–⏑–⏑–⏑–

૧૩૩ અનુષ્ટુપ ... ૧૬ ... ००००⏑––⏑″००००⏑–⏑० અનેક બીજા રૂપ છે
૧૩૪ રગી ... ૨૮ ... ००००००००–⏑′००००–⏑′०००००–⏑′०००⏑⏑
૧૩૫ જનહર ... ૩૧ ... નવ લઘુ, સાત લઘુ, પછી પંદર, છેલો ગુરૂ.
૧૩૬ મનહર ... ૩૧ ... ૩૦ મા લઘુ ગુરૂનો નેમ નથી, પણ છેલા ગરૂ.
૧૩૭ રંગીકા ... ૩૨ ... ૧૦, ૮, ૮, ૬ ના ત્રુક. [સોળમે યતિ.
૧૩૮ સાટકા ... ૩૮ ... ૧૨, ૭, ૧૨, ૭ ના ત્રુક.
૧૩૯ કવિત ... ૩૧ ... ૮-૮-૮-૭.

બીજા ઘણા અક્ષરછંદ છે. એમનું વર્ણન વિસ્તારેલા પીંગળમાં જોઈ લેવું જોઈયે. કવિ૰ નર્મદાશંકરે બે પીંગળનાં પુસ્તકો લખ્યાં છે; કવિરાય દલપતરામ ડાહ્યાભાઈએ સારાં સારાં ઉદાહરણની સાથે એક પીંગળ લખ્યુ છે, એમાં માત્રા છંદના ૪૦, અને અક્ષર છંદના ૧૨૪નું વર્ણન કરેલું છે. વળી કવિ હીરાચંદ કાનજીએ પિંગળાદર્શ નામે એક મોટો ગ્રંથ રચ્યો છે; એમાં તેણે છંદ ૪૦૦ નાં લક્ષણ લખીને, અને ગણના નામ અને લઘુ ગુરૂના ચિન્હોએ કરીને પિંગળનું દર્શન સુલભ કરેલું છે.

ઉપરના કોઈ પણ છંદમાં, અને એમના નિયમને અનુસરતા બીજા કોઈમાં, ગુજરાતી કવિતા લખાય. સમાનિકા, ભૂજંગી, ઈંદ્રવિજય, આમરાદિક ગુજરાતીમાં સારા દીપેછે.

બીજી બે જાતની કવિતા છે; એકને-રાગ, અને બીજીને – રાગણી કહેછે. એઓમાં તાળની સંખ્યા છે ખરી, પણ એનો નિયમ ગાનારનું સાંભળીને શીખી લેવું જોઈએ.

# ઉપગ્રંથ.

---

પ્રભુએ માણસને ઉત્પન્ન કરીને તેને બુદ્ધિદાન આપ્યું. આ બુદ્ધિ વડે માણસ બોલેછે ખરૂં, પણ પોતાની બુદ્ધિથી માણસે ભાષા શોધી કાહાડી હોય, એનાં કાંઈ પ્રમાણ ઠરતાં નથી : પણ જેમ બુદ્ધિ, તેમ ભાષા પણ, દેવદત્ત છે એવું માનવું યોગ્ય દેખાયછે. સૃષ્ટિસમયે માણસની ભાષા એકજ હતી. જાં લગ પ્રજા બહુ વધેલી ન હતી, અને સહુ લોક પાસે પાસે વસેલા હશે, તાં લગ તેમની ભાષા એકજ રહી, એ માનવાને કોઈ પણ અટકાવ નથી. અતિ પ્રાચીન ઇતિહાસના લેખ ઉપરથી જાણવામાં આવેછે, કે મહાપ્રલયની પૂર્વે અનેક વિદ્યાકળાના શોધક અને શિક્ષક પ્રગટ થયા હતા : કૃષિવિદ્યા, પશુપાળનો ધંધો, તંબુઓ કરવાની કળા, લોહડું ત્રાંબું ઘડવાની કારીગીરી, ગાયનમાં વગાડવાના વાજીંત્ર કરવાની યુક્તિ, નગરો બાંધવાની રીતિ, ઇ૦, શોધી કાહાડેલી હતી. પણ અક્ષરજ્ઞાન ( લખવા વાંચવાની કળા ) તેઓમાં તે કાળે પ્રગટ્યું હતું કે નહિ એ કહેલું નથી. મહાપ્રલય* થયા પછી, કેટલાંએક વર્ષ સુધી માનવજાતના બધા લોક પાસે પાસે વસ્યા હતા. તેઓમાં પ્રલય પૂર્વેની વિદ્યાકળાનું વત્તું ઓછું કંઈ જ્ઞાન રહ્યું હોય ; પણ એ જ્ઞાન કેટલું અને કેવું હતું એ કહેલું નથી, અને એનો શોધ અજી લાગ્યો નહિ. પણ એટલું તો દેખાય છે, કે શિલ્પવિદ્યા, ધનુર્વિદ્યા, કૃષિવિદ્યા, અને કદાચ ધાતુ ઘડવાનું જ્ઞાન હતું.

એવું જણાયછે કે તે કાળે માનવનું સ્વસ્થાન ઇરાન દેશમાં કાસ્પિયન સમુદ્રની પાસે હશે, અને તાંથી ફ્રાત નદીના કાંઠા સુધી કોઈ પ્રાંતોમાં હતું. તહિં ભાષા બદલાઈ, અને પછી લોક વેરાયા. વેરાવાનું વર્ષ, અશરના

---

*કાળગણન કરનારા બે વિદ્વાનોનાં નામ તરતાં છે, એક અશર, અને બીજો હેલ્સ. એઓ ભિન્ન ભિન્ન ધોરણથી ગણેછે. એનું વર્ણન હું અહિં કરતો નથી, પણ પરિણામ એ છે કે, અશરના ગણવા પ્રમાણે, જળપ્રલય ખ્રી૦ પૂર્વે ૨૩૪૮ મે વર્ષે, અને હેલ્સના ગણવા પ્રમાણે, ૩૧૫૫ મે વર્ષે થયો.

ગણના પ્રમાણે, ખ્રીસ્તાવતારની પૂર્વે આશરે ૨૨૩૩ મે વર્ષે, અને, હેલ્સના ગણના પ્રમાણે, આશરે ૨૫૫૪ મે વર્ષે હોય એવું દેખાય છે. ત્યારે લોકની કેટલીએક પૃથક પૃથક ટોળી મૂળ સ્વસ્થાન મૂકીને દૂર દૂર દેશમાં પોત પોતાને વાસ્તે નવાં નવાં વતન શોધવા નીકળી.

માનવોમાં જે પેહેલું રાજ્ય બંધાયું તે ખાલ્દીનું કે અસ્સુરીનું કહેવાય છે. તેનો આરંભ, હેલ્સના ગણના પ્રમાણે, ખ્રી૦ પૂ૦ ૨૫૫૪ મે વર્ષે, અથવા તેની પાસે કોઈ સમયે હતો. તેથી થોડાંજ વર્ષ પછી આફ્રિકાખંડના મિસર દેશમાં, મિસ્રી (ઈજીપ્ત)ના વિખ્યાત રાજ્યનો આરંભ થયો.

આ બે રાજ્યોની ભાષાઓમાં કંઈ ફેર હતો ખરો, તોપણ ઘણીક વાતોમાં મળતી હતી. ખાલ્દી કે અસ્સુરીની ભાષા શેમીય કહેવાય છે, એટલે શેમ-વંશીઓની ભાષા; પણ હામવંશીના ઘણા ખરા એજ વર્ગની કોઈ ભાષા બોલતા. આ વર્ગમાં ખાલ્દી, સુરીઆની, હેબ્રી, ફેનીશી, ઈથિઓપી, અરબી, ઈ૦ આશિઆની અને ઉત્તર આફ્રિકાની ભાષા છે. મહા પુરાતન કાલે આ લોકોમાં, મોટાં વિસ્તારેલાં રાજ્ય ચલાવવાની બુદ્ધિ, અક્ષરજ્ઞાન, કવિતા, ઉત્તમ ઈતિહાસ, ન્યાય, ઈત્યાદિના ગ્રંથો લખવાનો અભ્યાસ હતો; વળી શિલ્પવિદ્યા, ધનુર્વિદ્યા, નાવિકવિદ્યા, ઈત્યાદિ હતી; તેમના વેપારીઓ કોઈ સ્થળમાર્ગે, અને કોઈ (વિશેષે કરીને ફેનીકિઓ) જળમાર્ગે થઈને, દૂર દૂર દેશોમાં સ્વદેશી ઉપજ લેઈ જતા, અને, પાછા વળતાં, પરદેશી દ્રવ્ય પોતાને ઘેર લાવતા. એવા બધા વિષયો વિષે, કેટલાએક સેકા સુધી, શેમીય ભાષા બોલનારી પ્રજાએ બીજી બધી પ્રજા કરતાં ઉત્તમ બુદ્ધિ અને અધિક પરાક્રમ દેખાડયા. પછીથી આવનાર આર્યોના આગેવાન અને શીખવનાર હતા એવું દેખાય છે.

એમની એવી ચડતી કળાના દિવસમાં આર્ય ભાષા બોલનારી પ્રજાની અવસ્થા બહુજ ભિન્ન હતી. આર્ય કહેવાયલી ભાષાઓમાં, મુખ્યત્વે કરીને સંસ્કૃત, જંદ, ગ્રીક, લાટીન, ગોથીક, ઈત્યાદિ ભરતખંડની અને યુરોપની ભાષાઓ છે. યુરોપના લોક યાફેતવંશી છે. ઈરાનમાં જંદ ભાષા બોલનારામાં માદી કે માદાઈ લોક પણ યાફેતવંશી હતા. વળી અટકળથી ધારિયે છિયે, કે ભરતખંડના આર્યો પણ એજ વંશના હશે; માટે એમની ભાષાઓના વર્ગને યાફેતી કહીને કહેવાને કોઈ ઈચ્છે છે

આર્યપ્રજા મૂળ સ્થાનથી બહુ છેટે અને બહુ ગેરાતા દેશોમાં જઈ વસી.

જાણે કે આ લોકે આખી પૃથ્વીને વસાવવાનું કામ પોતાને માથે રાખ્યાની પેઠે કરયું; વળી, આખી પૃથ્વીમાં સારા સારા દેશો એમના ભાગમાં આવ્યા. જન્મસ્થળ મુક્યાપછી એક હજાર વર્ષની માહે તેમના પગ યુરોપમા હારે ટાર, અને આશીયામાં ફ્રાત તીગ્રીસના દુઆબથી, તે સિંધુ નદમાં મળનાર પંચનદના કાંઠા સુધી ( કદાચ યમુના ગંગાતટ સુધી પણ ) સ્થિર જેવા થએલા દેખાય છે. પણ આવા વિસ્તારેલા વતનમાં જઈ વસવાનુ વસમું કામ પાર પાડતાં, તેમને, પેહલાં, મોટાં ભયંકર વનોમાં પેસવું પડયું. વનપશુને મારી અને વનસ્પતિને કાહાડી, પોતાને કાજે વસ્તીનુ સ્થળ, અને ખેતરની ભૂમિ સિદ્ધ કરવાનું કામ પાર પાડતાં તેઓએ એવી આગ્રહતા દેખાડી, કે જાણે આ લોક આગળ જતાં સાક્ષાત વિવિધ જરા મેળવનારા થશે એવા દેખાયા પણ, તેમનુ કામ હજી અરણ્યમાં હતુ તેટલામાં તેઓ રણવાસી થઈ વિદ્યાકળાદિક કેળવણી વિષે, પુરાતન લોકનુ શું કહિયે, પણ પોતાના શેમવંશી અને હામવંશી બાંધવો કરતાં હીણા થયા.

ઈરાનદેશસ્થ આર્યો* માનવના મૂળસ્થાનની પાસે વસેલા હતા, માટે બાબ્‌લનની કે અસ્સુરીઆની પ્રજાની સાથે, પેહલાથી પૂર્વ સભ્યપણાના ભાગીયા, અને પછી તેના વારસા અને ધણી થયા. આશરે ખ્રી० પુ० ૫૫૯ મે વર્ષે તેમનું રાજ્ય પ્રબળ થવા માંડયુ તેઓમાં વિદ્યાકળાનો અભ્યાસ અને અક્ષરજ્ઞાન હતુ એ તો હેબ્રી અને ગ્રીકોના ગ્રંથો ઉપરથી જાણિયે છિયે. પણ તેમની આર્યભાષામાં લખેલા ઈતિહાસના, કે કાવ્યના, કે વિદ્યા બોધના કોઈ ગ્રંથ, આજ સુધી એવા નહિ રહ્યા કે જેના ઉપર આપણે સાક્ષાત દેખાડી શકિયે કે તેમના મનોબળનો પરાક્રમ કે વિવેકદીપક કેવો હતો ઝંદ ભાષામાં જે લખેલું હતુ તેમાંથી બહુજ થોડું હાથ આવ્યું છે, અને એના પણ અર્થનો બંધ બેસાડવો કંઈ સુલભ કામ નથી.

પોતાના સ્વસ્થાને જઈ પોહચતી વેળા, યુરોપના આર્યોમાં અક્ષરજ્ઞાન ન

*ઈરાનની દક્ષિણ-પશ્ચિમ બાજુએ પેહલાં ઈલામી રેહતા. તેઓ શેમવંશીમાં ગણાય છે, પણ તેઓ માદી કે મેદી લોકોની સાથે સગાઈનો નિકટ સબંધ રાખતા, માટે કાળાંતરે તેઓ એક જેવા થયા. ઈલામીમા રાજબળ બહુ વેહલું પ્રગટયુ; સહુથી જુના ઈતિહાસમાં, આશરે ખ્રી० પુ० ૨૦૦૦ વર્ષને સમયે, તેમનું નામ મળેછે. પણ પછી તેઓ ખાલ્દી-અસ્સુરીના હસ્તગત થયા હતા.

હતું, પણ આ જ્ઞાન તેમને ફીનીશ ભાષા બોલનારાની પાસેથી પ્રાપ્ત થયું. ફેનીકી જાતિનો કાદમસ નામે એક ધર્મસંબંધી પુરુષ, ગ્રીસમાં આવી રહેલો પ્રવાસી, અથવા ફેનીકીઓની ગમથી ઠરાવેલો અધિકારી, એણે ગ્રીક આર્યોને (ખ્રી૦ પૂ૦ ૧૪૯૩-૧૫૦૦) અક્ષરદાન આપ્યું એવું લખેલું છે. ગ્રીક અને લાટીન ભાષાના ઉચ્ચારના અગત્ય પ્રમાણે આ અક્ષરોમાં કંઈ વધ ઘટ થઈ. યુરોપમાં આજ સુધી ચાલનારા બધા અક્ષર તેજ મૂળથી આવ્યા છે. ગ્રીકોમાં પેહલાં કેવા ગ્રંથ રચાયા, એ આપણે કહી શકતા નથી, પણ લખવા વાંચવાનો અભ્યાસ ચાલ્યો એનો કંઈ સંશય નથી. ખ્રી૦ પૂ૦ ૮૫૦ થી તે ૯૦૦ સુધી (કોઈ કહેછે કે તેથી પેહલાં) હોમર નામે કરી મહા વિખ્યાત કવિએ, અત્યુત્કૃષ્ટ કાવ્યના એવા ગ્રંથ રચ્યા, કે આજ સુધી તે કવિઓના પ્રથમ વર્ગમાં ગણાયછે. ગ્રીકોમાં કવિતાનો અભ્યાસ પૂર્વે નહિ હોત તો તેનાથી એવું થાત નહિ.

ત્યાર પછી, ગ્રીક લોકમાં ઘણા ગ્રંથકર્તા થયા. કાવ્યનો ખરો અભ્યાસ થયો, તેમજ ગદ્યમાં સારા સારા અને મહા ઉપયોગના ગ્રંથો રસિક રીતિએ લખવાનો મનોયત્ન બહુ થયો. તત્વજ્ઞાન, તર્કવિદ્યા, વાગ્મિત્વ (મનોરંજક ભાષણ), ખરો ઇતિહાસ, ભૂગોળ ખગોળનો શોધ, અને ગણિત, એ બધા વિષે તેઓએ પોતાના મનોયત્નમાં એવા પરાક્રમ અને વિવેકની કૌશલ્યતા દેખાડ્યાં, કે તેમના રચેલા ગ્રંથો, પેહલાં રોમીઓને, અને પછી યુરોપની બધી પ્રજાને, જોઈ શીખવા સારૂ દૃષ્ટાંતરૂપ થયા. આજ સુધી તેમનાં પુસ્તકો વિદ્વાનોના હાથોમાં બહુ ફેરવેલાં છે. એટલુંજ નહિ, પણ આખા અમેરીકામાં, અને આ કાળમાં જ્યાં જ્યાં યુરોપના લોકની કળા, વિદ્યાશોધ, અને જ્ઞાન, ચાલેછે, ત્યા ત્યાં, અતિ પુરાતન હેબ્રુ ભાષાના ગ્રંથોનો બોધ, અને પછી થએલા ગ્રીક અને લાટીનમાં લખનારાનો નમુનો બળ કરેછે. આ લેખોનાં ભાષાંતરો યુરોપની બધી ભાષાઓમાં થયાં છે; અને તેથી, પ્રભુના આશીર્વાદની સાથે, લોકના વિવેકની શુદ્ધતા, અને જ્ઞાનની ઉત્કૃષ્ટતા, ચાલુ રહીને ચડતી આવેછે.

ગ્રીકોમાં સભ્યપણાનો સૂર્યોદય થયો, આશરે તેજ વેળાએ, ભરતખંડમાં, વિશેષે કરીને સરસ્વતી નદીને કાંઠે, આવી વસેલા આર્ય લોક રાજ્ય બંધનના સુધારામાં આવવા લાગ્યા. ખ્રી૦ પૂ૦ ૧૪૦૦થી ૭૦૦ વર્ષ સુધી ઋગ્વેદનાં સૂક્તો રચનારા ઋષિઓ પોતાનો વિવેક દેખાડવા લાગ્યા. તે વેળા ભરતખંડી કવિઓમાં અક્ષરજ્ઞાન ન હતું એવું ધારવામાં આવેછે. સૂક્તો રચવાની બુદ્ધિની

સાથે સ્મરણબળ તેઓમાં બહુ પ્રગટ્યું. તેઓ વેદ મોહોડે કેહેતા, અને તેમના શિષ્યો પાઠ કરતા; માટે વેદ શ્રુતિ કેહેવાએછે. આ પુરાતન અભ્યાસની અસર હજી બ્રાહ્મણોમાં દેખાયછે; પાઠ કરવાની શક્તિ બીજા કોઈ લોકમાં તેમના જેવી નથી. વેદોમાં અક્ષરનું, લખાણનુ, કે લખવા વાંચવાની કોઈ સામગ્રીનું નામ મળતુ નથી; એ ઉપરથી નિશ્ચય થાયછે, કે તેમના રચનારામાં અક્ષરજ્ઞાન નહતુ. પણ એ જ્ઞાન કહિંથી થયું? પુરાતન અક્ષરોના આકાર ઉપર વિચાર કરીને જોતાં, નિશ્ચય જેવું થાયછે, કે આશીયાની પશ્ચિમ બાજુએ શેમીય બાષા બોલનારા લોકમાં જે અક્ષર ચાલતા, અથવા યાવની કે ગ્રીક લોકોમાં જે લખાતા, તે ઉપરથી પુરાતન હિંદુને અક્ષરજ્ઞાન પ્રાપ્ત થયું જો તેણી ગમથી અક્ષરજ્ઞાન આવ્યું, તો તેની સાથે બીજી કોઈ કળા, કદાચ જ્યોતિષાદિકનું જ્ઞાન, તેજ દિશાથી હિંદુસ્થાનમાં આવ્યું હોય. પણ પુરાતન હિંદુઓએ ઇતિહાસ લખવા ઉપર મન ગાળ્યુ નહિ. એટલું તો ખરૂં, કે કોઈ પુરાતન ઇતિહાસનો ગ્રંથ હજી કોઈને હાથ આવ્યો નહિ. પણ જો અહિંના આર્યોએ ઐતિહાસિકજ્ઞાન ઉપર પોતાનો ભાવ દેખાડ્યો નહિ, તો પણ, અક્ષરજ્ઞાન તેમને પ્રાપ્ત થયા પછી, લખવાનો અભ્યાસ કરવામાં તેઓએ પોતાની રૂચિ બહુજ દેખાડી. મહાભારત, રામાયણઆદિક મહા મોટા મોટા ગ્રંથો, સ્મૃતિઆદિક નીતિનો સંગ્રહ, પુરાણોની અલત કથા, એવાં એવાં ઘણા અમની સાથે સાથેલાં પુસ્તકો તેઓમાં બહુજ પ્રગટ થયાં. શિલ્પ, ધનુર, જ્યોતિષ, વૈદ્ય, સંગીત, ઇત્યાદિ શાસ્ત્ર તેઓમાં ઘણાં રચાયાં. એવી બધી વાતોમાં ભરતખંડી આર્યોની બુદ્ધિ ગમે તેવી મોટી હતી તે માનિયે, તો પણ પશ્ચિમ આશિયાના અને યુરોપના વિદ્વાનોની સાથે તેમને સરખાવાય નહિ. પણ પોતાનું આર્યપણું તેઓએ એક બીજી વાતમાં ઉત્કૃષ્ટ રીતિએ દેખાડ્યુ, એટલે બાષા વિજ્ઞેના શોધમાં, અને વિવેકયુક્ત વ્યાકરણ રચવામાં.

એનું કારણ શોધતાં એવું લાગેછે, કે વૈદિક, એટલે સરસ્વતી તટના ઋષિઓની, બાષા બહુ વેહેલી વિકાર પામવા લાગી. એ વિકારને કંઈ અટકાવવાને અર્થે, વળી વેદનો ખરો અર્થ જણાવવાને અર્થે, વિવેકી પુરૂષો બાષા વિષે કોઈ ટીકા, કે વાર્તિક, લખવા લાગ્યા. એમ બાષા વિષે વિચાર કરવાનો અભ્યાસ, અને એ વિચાર સ્પષ્ટ કરી લખવાની કળા, હિંદુઓમાં પ્રફુલ્લિત થયા પછી, વ્યાકરણ રચનારામાં પાણિનિ નામે વીર થયો. તેણે અષ્ટાધ્યાયી કરીને એક મહા ઉત્કૃષ્ટ ગ્રંથ પ્રગટ કર્યો. તેના ઉપર પછી કેટલાએક

ટીકા લખનારા થયા. આશરે ૭૫૦ વર્ષ ઉપર ધંધુકાનો ગુજરાતી વાણિયો હેમચંદ્ર થયો ; તેણે હૈમવ્યાકરણ કરયું.

વેદ ભાષાનો વિકાર કેવો વેહેલો અને કેટલો ઘણો થવા લાગ્યો, તે તો એ ઉપરથી દેખાય છે, કે જ્યારે શાક્ય મુનિ – બૌધ ધર્મનો બોધક – પ્રગટ થયો (ક્રી૦ પૂ૦ ૫૪૩ કે ૪૭૭.), ત્યારે લોકોના ઉપદેશને વાસ્તે માગધીઆદિક પ્રાકૃત ભાષાંઓમાં લોકોને ધર્મબોધ કરવો પડ્યો. વળી, સાંપ્રત કાળે, બંગાળાથી તે સિંધ સુધી, અને દક્ષિણથી તે કાશ્મીર સુધી, કેવી ભિન્ન ભિન્ન રૂપની ખરી, તો પણ એક મૂળ સ્પષ્ટ રીતિયે દેખાડનારી ભાષાઓ ચાલેછે, તે ઉપરથી અનુમાન કરી શકિયે છિયે.

પણ અહિં તો પુછવું ઘટે, કે શું, આવા વેહલા અને વિભિન્ન વિકારનાં કોઈ કારણ દેખાયછે ? એ પ્રશ્નને બે પ્રકારના ઉત્તર સુજેછે.

એક તો એવું, કે જ્યારે આર્યો આ દેશમાં આવ્યા ત્યારે તેઓ પોતાની સાથે મૂળ દેશની વિદ્યાનું થોડુંજ જ્ઞાન લાવ્યા. આ દેશ મોટો અને વિશાળ જોઈને તેઓ એક બીજાથી વેરાયા. વિજોગના કારણથી તેમના બધાની ભાષા, વેદ રચાયા તેથી પેહલાં પણ, કંઈ ફરવા લાગી હશે. જેઓ સરસ્વતીને કાંઠે પેહલા વસ્યા, તેઓ પોતાના બીજા ભાઈઓ કરતાં વેહલા સુધરેલા અને કંઈ વિશેષ વિવેકી હશે. તેઓએ પોતાની ચાલતી ભાષામાં વેદ રચ્યો. હવે, બધી ભાષાનો સાધારણ નિયમ એ છે, કે કાળાંતરે ફરે; વિજોગ થએલા ભાઈઓમાં, કોઈ વેળા થોડાજ કાળમાં, અને કોઈ વેળા અધિક કાળમાં, ભાષા વિષે એવો ફેર પડે, કે જાણે સમૂળ ભિન્ન ભાષા બોલનારા લોક જેવા તેઓ દેખાય. એકજ જાતના લોક, કોઈ ગ્રામવાસી, કોઈ વનવાસી, કોઈ ખેડુત, કોઈ વેપારી, કોઈ પાહાડી, કોઈ સમુદ્રકાંઠે રેહનારા, કોઈ જુની રીતિ રાખનારા, કોઈ નવી ચાલનું ગ્રહણ કરનારા, એવા થાય ; તેઓની અસમાન અવસ્થા ઉપરથી, તેમના વિવિધ ઉદ્યોગ ઉપરથી, તેમના ભિન્ન ભિન્ન સ્વભાવ ઉપરથી, ઘણા આશ્ચર્યકારક ફેરફાર કાળાંતરે પડેછે. હવે, જો આ દેશમાં પેઠેલા આર્ય લોક, બધાય એક સમયે અને એકજ ટોળીના જેવા થઈને આવ્યા હોય, તો ઉપરના સાધારણ કારણથી, તેઓ હિંદુસ્થાન જેવા વિસ્તારેલા અને પ્રાંત પ્રાંતમાં વિભિન્ન પ્રકૃતિ દેખાડનાર દેશમા, થોડીજ વાર પછી એક બીજાથી પૃથક પૃથક જેવા સેહેજે થઈ જાય. આ એક ઉત્તર.

પણ એની સાથે એક બીજો ઉત્તર કોઈ મળવેછે, એટલે, કે આ દેશમાં

પેસતા પેહલાં, ભાષા વિષે કોઈ વિકાર હિંદુઓના પૂર્વજોમાં હશે. તેઓ બધા એકજ સમયે અને એક ટોળીના જેવા થઈને દેશમાં પેઠા નહિ હોય, પણ દેશની બાહાર હતા એટલામાંજ તેઓ એક બીજાથી પૃથક પડીને, નાના માર્ગે થઈ, અને અનેક સમયોમાં, અહિ આવી પોંહચ્યા હશે. હવે, આપણે ઈતિહાસ રહિત છિયે, માટે કહી નથી શકતા કે એવુંજ બન્યું, પણ જે ભિન્નતા ચાલતી પ્રાકૃતોમાં દેખાય છે તે ઉપર વિચાર કરતાં, આ અનુમાન ખરૂં હોય એવું દેખાય છે. તો પણ અહિ સંભારવું પડેછે, કે આ દેશમાં પેસતા પેહલાના વેરાણમાં જે વિકાર થઈ શક્યો, તે પેઠા પછીના વેરાણમાં પણ થઈ શકે. ફરી સંભારવું, કે વૈદિક ગ્રંથ રચનારાએ જે રચ્યુ તેજ આપણી પાસે છે; તે કાળની સાધારણ ભાષાના કોઈશબ્દ કે કોઈ રૂપ વેદમાં લીધા વિના રહ્યાં હોય તો તેઓ પ્રાકૃતમાં ચાલે ખરા, પણ તેમનું મૂળ પુરાતન ગ્રંથમાં મળે નહિ.

વૈદિક ગ્રંથના અર્થના ખુલાસાને અર્થે, અને ભાષાની રક્ષા કરવાને અર્થે, સંસ્કૃત ભાષાનાં વ્યાકરણો લખાયાં એટલુંજ નહિ, પણ, બોધ ધર્મનો ફેલાવ થવા લાગ્યો, ત્યાર પછી, પ્રાકૃત ભાષાનાં પણ વ્યાકરણ થયાં. એમાંનાં કેટલાંએકના લખાને આશરે બે હજાર વર્ષ થયાં હશે, એવું અનુમાન છે. ગુજરાતી ભાષાના ઈતિહાસ લખનારાને તેમનો અભ્યાસ અગત્યનો છે; કેમકે તેમના ઘણા ખરા નિયમ ગુજરાતીમાં ચાલેછે. પેહલાથી તેમના નિયમ ગુજરાતીને નહિ મળતા જેવા દેખાય, એટલે જો માગધીઆદિક પ્રાકૃતો ઉપરથી જોવા લાગિયે તો, કેમકે માગધીના વિકારથી ગુજરાતી થઈ નથી; પણ ઉંડું ખોળતાં મળશે. હિમચંદ્ર ગુજરાતનો વાણિયો હતો; તેણે પોતાના વ્યાકરણના આઠમા ભાગમાં અપભ્રંશ કરીને જે ભાષાનું વર્ણન કરયુ છે તેમાં ગુજરાતીના મૂળને ઘણા મળતા વિષયો જાણ્યામાં આવેછે. આ અપભ્રંશ કહેલી ભાષામાં કેટલાએક લખેલા ગ્રંથો જૈન સાધુના હાથમા છે. જુના પુસ્તક ભંડારોમાં સંતાડી રાખેલા ગ્રંથો પ્રગટ થાય તો આશા છે કે ગુજરાતી ભાષાના ઈતિહાસનુ કંઈ જાણવામા આવશે.

મને ભાસેછે કે પંજાબની બણીથી અને સરસ્વતિના કાંઠા આગળથી સંસ્કૃત ભાષા ભિન્ન ભિન્ન દિશાએ ફેલતી ગઈ. આર્યોની એક ટોળી સિંધુનદીને કાંઠે કાંઠે થઈ સિંધ સુધી આવી, અને ત્યાં ઈરાનની ગમથી બીજા આર્યોની સાથે કંઈ મળી ગઈ હશે;— એક બીજી ટોળી ગંગાતટે જઈ બંગાળા

સુધી, અને ત્યાંથી ઉડચા સુધી, ગઈ દેખાય છે ;— એક ત્રીજી ટોળી વિંધ્યાચળ પર્વતની પાર જઈને મરાઠાની પૂર્વજ થઈ ;— એક ચોથી ટોળી અરવલી પાહાડોની કોરે કોરે થઈને મારવાડ, ગુજરાત, કછ, અને કાઠિયાવાડમાં આવી વસી. એ પ્રાંતોની ભાષા એક બીજાની સાથે મળતી જેવી છે, અને ગુજરાતીનું શુદ્ધ ગ્નાન પામવા ઈચ્છનારાને આ ત્રણ, એટલે ગુજરાતી, કછી, અને મારવાડી વિષે કંઈ ગ્નાન જોઈયે. એમને હિમચદ્રની અપભ્રંશ કહેવાયલી ભાષાની સાથે મેળવી જોયાથી, ગુજરાતી ભાષાના ઈતિહાસનો ખરો ખુલાશો જડે એવું દેખાય છે. વળી, બ્રજ કે હિંદી ભાષાની અસર ગુજરાતીને લાગી.

કોઈ દેશી વિદ્વાનો એ શોધમાં ખરે ભાવે વળગે તો સારૂ. વ્રજલાલ શાસ્ત્રીએ એવા કામમાં પોતાનો હેતુ કુશળ રીતિએ ચલાવ્યો છે. મારી આશા છે કે હજી તેમનાથી ભાષાના સુધારાને અર્થે ઘણા ગ્રંથ થશે; તેમનો રચેલો નિબંધરૂપી ગુજરાતી ભાષાનો ઈતિહાસ આ શોધનો આરંભ જેવો થયોછે.

સંસ્કૃતની સહુ દીકરીઓ, કુળવંતી કન્યાની પેઠે, એકેક પોતાના ઘરની રીતિ પાળતાં પોતાની માતાનું સ્મરણ કરતી રહિયો; તેમના બધાના ઘરમાં સંસ્કૃતના અભ્યાસ કરનારને માન મળતુ આવ્યું. વળી, સંસ્કૃત, ધનવતી અને માયાળુ માતાની પેઠે, દીકરીઓમાં જે કંઈ ન્યૂનતા હોય તે પૂરી કરતી આવી છે. માટે એવું બન્યું છે, કે વિકાર પામેલા અપભ્રંશ શબ્દની સાથે, મૂળ ભાષાના ઘણા શબ્દ વિકાર વિના પેહલાંથીજ ચાલતા આવ્યા છે;* એટલુંજ નહિ, પણ સંસ્કૃતના અખૂટ ભંડારમાંથી ખપ પ્રમાણે બીજા ઘણા શબ્દો લેવામાં આવેછે.

ગુજરાતીમાં પરભાષાનો ભેળ છે. બધી ભાષામાં કંઈ કંઈ તો ભેળ હોય છે, એટલે, એવા શબ્દો અને રૂઢિઓ, કે જે પરભાષાથી આવેલાં છે. ભેળના કારણ અનેક છે,— ભિન્ન ભિન્ન ભાષાના લોકોનો સહવાસ, તેમની વચ્ચે વ્યાપાર, એકના ઉપર બીજાનો રાજ્યાધિકાર, એક બીજાની પાસેથી વિદ્યા કળા અને ધર્મનો બોધ, એવાં અનેક કારણથી બધી ભાષામાં કંઈ કંઈનો વિકાર થાય છે. એવો ભેળ કોઈ વેળા ગુણ, કોઈ વેળા અવગુણ કરેછે. સ્વભાષાના અને પરભાષાના શબ્દોમાં એટલો ફેર હોય છે, કે જે સ્વભાષાના છે તેઓ જથાવાળાના હોય છે; તેમના અર્થનો વિવિધ વિસ્તાર, અને તેમનુ ખરૂં ધારણ, વહેલું અને શેહલું જાણવામાં આવેછે. પણ

* कछी भाषामां सिंधनी साथेनो कोइ तरेह देखाय छे.

પરભાષાના શબ્દો, દેશમાં સત્તા વિનાના પરદેશી જેવા, જ્યાં લગિન રહેછે તેઓ એકલા રહી પોતાનો અધિકાર ચલાવેછે, અને, ઘણું કરીને, કોઈ કાળ પછી પડી જાય છે. સ્વભાષાના શબ્દો વધારે વાર ટકેછે.

૧) ધારવામાં આવેછે કે આર્ય પ્રજા ભારતખંડમાં આવી તેથી પેહલાં કોઈ અનાર્ય લોક આવ્યા હતા. દ્રાવિડમાં અનાર્ય ભાષા—કાનડી, તેલિંગી, તામલ, મલિઆલં, તુલુ, અને સિલોનમાં સિંગલી ચાલેછે. એ વર્ગની ભાષા મૂળ દેશી કહેવાય છે. એની કોઈ ભેળ ઉત્તર હિંદુસ્થાનના પ્રાકૃતોમાં હોય એટલુંજ નહિ, સંસ્કૃતમાં પણ હોય, એવું કોઈ લોક ધારેછે; પણ એનો પુરો શોધ હજી થયો નથી. ઈતિહાસ રહિત, જુના કોઈ પણ લેખરહિત, કેવળ અટકળ ઉપરજ વાત રહેછે. મને તો દ્રાવિડીનો કંઈ ભેળ ગુજરાતીમાં નિશ્ચય જણાતો નથી. ને દ્રાવિડી નહિ એવી કોઈ અનાર્ય ભાષા પુરાતનકાળે ભારતખંડમાં ચાલતી કે નહિ, એ વિષે મત કાચા અટકળ ઉપરજ હજી છે.

૨.) આશરે બે હજાર વર્ષ થયાં, શાક કે શાકી લોક આ દેશમાં આવ્યા હતા, અને તેઓએ કોઈ સત્તા ચલાવી હતી એવું દેખાયછે. તેમને મારી કાહાડયાથી વિક્રમ રાજાની કીર્તિ ખડી થઈ, અને તેમના મારવાના વર્ષથી શાક ચાલેછે. હવે, આ લોક ઘણા કે થોડા, તેમના આ દેશમાં રહ્યાનો કાળ લાંબો કે ટુંકો, એ નિશ્ચય જણાતું નથી. તેમને મારવાથી દેશમાં શાક ચાલ્યો, એ ઉપર અટકળ બાંધીયે, તો દેખાય કે તેમનું બળ કંઈ થોડું નહિ હશે. તેમની ભાષા આર્ય કે અનાર્ય હતી એ પણ કેહેવાતું નથી. તેમની ભાષાની અસર પ્રાકૃત ભાષામાં કંઈ રહી હોય, પણ નિશ્ચયથી કહેવાતું નથી.

૩.) આલેકસાંદર, માસિદનના રાજાએ આ દેશમાં ચડાઈ કીધી (ખ્રી૰ પૂ૰ ૩૨૭), તે વર્ષથી કેટલાએક સૈકા સુધી ગ્રીક લોકોની આવજા હતી, અને કદાચ, કોઈ વેળા સત્તા પણ ચાલી હશે. પણ ગ્રીક ભાષા અનાર્ય નથી, અને આ લોકોના કોઈ જથાએ આ દેશમાં રહિને, અને હિંદુમાં ભળી જઈને, પોતાની ભાષાની કંઈ અસર થાય એવું કર્યું, એ નથી જણાતું. જ્યોતિશ્શાસ્ત્રમાં કોઈ ગ્રીક શબ્દ છે ખરા પણ તેઓ સાધારણે ચાલ્યા નહિ.

૪.) મુસલમાન આ દેશમાં આવ્યા અને પોતાની સત્તા ચલાવી તેથી પ્રાકૃત ભાષા ઉપર જે પરિણામ લાગ્યો, તે બધાને પ્રત્યક્ષ છે.

ગુજરાતીમાં "ફારસી" અરબીની અસર અનેક દ્વારે થઈ. મુસલમાનના

રાજ્યથી, અને અધિકારીઓની સાથે દીલ્લીની ગમથી આવેલા મુસલમાન સીપાઈઓથી, પછી દેશમાં જે મુસલમાન થયા તેથી, વળી વોરાઆદિક વેપારી તથા રયતથી, એવાં એવાં દ્વારોથી ફારશી અને અરબી શબ્દો ગુજરાતીમાં ઘણા આવ્યા. એમની સાથે પારસી લોક ગણાય; કેમકે, જો તેઓ ધર્મ વિષે મુસલમાનોના વિરોધી છે, તો પણ તેમની મૂળભાષા ફારસી હતી, માટે તેઓમાં જે ભાષા ચાલી તેની વળગણ મુસલમાનોની ભાષાની સાથે રહી. આ મિળથી ભાષામાં કોઈ શબ્દ વધ્યા ખરા, પણ મનના ઊંડા વિચારોની, અને વિવેકના વિવિધ વિસ્તાર કહી જણાવવાની નવી સામગ્રી આવી નહિ. એનું કારણ એ છે, કે આ દેશમાં આવેલા મુસલમાન હિંદુ કર્તાં વિદ્વાન ન હતા, અને ઉંડા વિચાર ચલાવાના અભ્યાસમાં હિંદુ કર્તાં કંઈ પોહચેલા ન હતા. ભિન્ન શબ્દોની સાથે, વિવેકના અને વિદ્યાના ભિન્ન વિચાર તેઓએ ચલાવ્યા હોત, તો ભાષામાં ગુણ કર્યો હોત.

૫.) યુરોપના લોક આફ્રિકાને દક્ષિણ છેડે થઈને હિંદુસ્થાનમાં આવવા લાગ્યા, તે દિવસથી બધી દેશી ભાષાઓમાં તેમની કંઈ કંઈ અસર લાગી. ગુજરાતીમાં પોર્તુગીજના કેટલાએક શબ્દ ચાલેછે; જેમકે – પાદરી, ગારદી, મેજ, તબેલા, ચાવી, પગાર, પોમ=રોટલી.

વિવિધ પ્રકારના ઈંગ્રેજી શબ્દ વપરાય છે; – રાજકારભારના – ગવર્નર, કલેક્ટર, જજ, પોલીસ, સુપ્રિંટેંડેંટ, ઈત્યાદિ; વિદ્યાખાતાના – બુક, સ્કુલ, માસ્તર, મોનિટર, ફી, બેંચ, ક્લાસ, ઈત્યાદિ; રેલવે ખાતાના–એંજીન, રેલ, કારજ, ટીકેટ, પાસેંજર, સ્લીપર (સલીપાટ), ઈત્યાદિ; પછી, વેપારના પદાર્થના ઘણા શબ્દ. પરદેશમાંથી આવેલા પદાર્થનું, તે દેશમાં તેનું જે નામ હોય, તેજ ઘણું કરીને બીજા દેશમાં ચાલેછે.

ગુજરાતી પુરી કે અધુરી, એ વિષે વિવાદ કોઈ વેળા સાંભળવામાં આવેછે. કેહવત છે કે, यथा राजा तथा प्रजा ; यथा गुरुस्तथा शिष्यः . . એમજ કેહવાય કે, यथा भाषकस्तथा भाषा ; જેવો બોલનાર તેવી બોલી. સામળભટાદિક કવિઓ, પોતાના મનના વિવિધ વિચાર બોલતાં, ગુજરાતી અધુરી છે એવું જાણીને અટક્યા એવું જણાતું નથી; પણ નવા જુના શબ્દની ગોઠવણીમાં પોતાનો વિવેક એવો પ્રગટાવ્યો કે તેમનું કહેલું ભાષામાં ચાલ્યું.

એક વિષયમાં તો બધી ભાષા અધુરીઓ છે, માણસની ટુંકી સમજણમાં નહિ આવે એવી વાતો, — એટલે ઈશ્વર વિષે કે અપારતા વિષે વાત કરિયે, તો બધી ભાષા અધુરીઓ છે. માણસની બુદ્ધિને આશ્રયે ભાષા ચાલેછે, માટે જ્યારે બુદ્ધિ ટુંકી પડેછે, ત્યારે ભાષા અધુરી હોયછે. ભાષાનો સાધારણ નિયમ એ છે, કે લોકોના મનમાં જેવા વિચાર ભરેલા છે, તેવાજ તેમની ભાષામાં બોલાયછે. જો લોક વિવેકી તો તેમની વાચા વિવેકે ભરેલી; જો લોક મૂઢ, તો વાચા તેમના જેવીજ. ઈંગ્રેજીમાં કેહવત છે કે, મૂઢ સુથાર વાંસલા વિંધણાનો વાંક કાહાડે; ભાષાનો દોશ ઠરાવનાર કોઈ વેળા એવા હોયછે. જે વિદ્યાર્થીઓના હાથમાં ઈંગ્રેજી ભાષાનુ અને તેની સાથે ઈંગ્રેજી વિદ્યાનું કંઈ આવ્યું છે, તેમને ગુજરાતી ભાષા અધુરી જેવી લાગતી હોય; કેમકે ઈંગ્રેજી-માથી ભાષાંતર કરવું કઠણ છે. એમાં વાંક ભાષાનો નહિ, પણ લોકોનો છે. નવો શબ્દ, નવો વિષય, ભાષાનુ કંઈ નવું વળણ, વાપરિયેં, તો વિવેકથી સમજી લેવાનો અભ્યાસ લોકોમાં નથી, માટે બોલનાર અટકે છે; કેમકે બેહેરાની આગળ ગાતાં છાતી કેમ ચાલે વારૂ? અને જ્યાં લગી લોક સારૂં નરશું, નવું જુનું પરખી મુલ્ય ઠરાવી નથી શકતા, ત્યાં લગી લખનારનો વિવેક કેમ પ્રફુલ્લિત થાય?

ઇંગ્રેજીમાંથી ભાષાંતર કરનારમાંના કોઈ એવું ધારતા દેખાય છે, કે અમે તો માના દૂધની સાથે ગુજરાતી ભાષાનું જ્ઞાન ધાવ્યા, અને ઇંગ્રેજી શીખ્યા છિયે, માટે સાક્ષાત દ્વિભાષી બની ગયા, ગુજરાતીનો અભ્યાસ શા વાસ્તે કરવો. પણ પરભાષાના સંપાદનના શ્રમ કરતાં, સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો આયાસ અધિક છે. સામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુઓ, તુકે તુકે આયાસના પ્રમાણ દેખાય છે. મનોયત્ન કર્યાં પૂર્વે, ગુજરાતી કાચી દેખાય, પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરા તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ, તો ગુજરાતી પણ સંપૂર્ણ, હા, સંણગારેલી પણ દેખાય. ગુજરાતી, — આર્યકુલની, — સંસ્કૃતની પુત્રી, — ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની બેંગી! તેને કોણ કદી અધમ કહે?.

પ્રભુ એને આશીર્વાદ દેજો જુગના અંત લગી એની વાણીમાં સતવિદ્યા, સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો. અને પ્રભુ — કર્તા, ત્રાતા, શોધક, એનું વખાણ સદા સુણાવજો.

ાવાચક શબ્દ, સંસ્કૃત અને ગુજરાતી.

| નર નાર નાન્ય૦ | | નર નાર નાન્ય૦ | |
|---|---|---|---|
| एकः एका एकं (एक) | એક | प्रथमः - मा - मं | પેહેલો - લી - લું |
| द्वौ द्वे द्वे (द्व,द्वि) | બે | द्वितीय - या - यं | બીજો - જી - જું |
| त्रयः तिस्रः त्रीणि (त्रि) | ત્રણ | तृतीय - या - यं | ત્રીજો - જી - જું |
| चत्वारः चतस्रः चत्वारि (चतुर्) | ચાર | चतुर्थः - र्थी - र्थ | ચોથો - થી - થું |
| पञ्च (पञ्चन्) | પાંચ | पंचमः - मी - मं | પાંચમો - મી - મું |
| षट् (षष्) | છ | षष्ठः - ष्ठी - ष्ठ | છઠ્ઠો - ઠ્ઠી - ઠ્ઠું |
| सप्त (सप्तन्) | સાત | सप्तमः - मी - म | સાતમો - મી - મું |
| अष्टौ (अष्टन्) | આઠ | अष्टमः - मी - मं | આઠમો - મી - મું |
| नव (नवन्) | નવ | नवमः - मी - म | નવમો - મી - મું |
| दश (दशन्) | દશ | दशमः - मी - म | દશમો - મી - મું |
| एकादश | અગ્યાર | एकादशमः - मी - म | અગ્યારમો - મી - મું |
| द्वादश | બાર | બીજા બધા ઉપરના નિયમ પ્રમાણે – | |
| त्रयोदश | તેર | | |
| चतुर्दश | ચૌદ | | |
| पञ्चदश | પંદર | | |
| षोडश | સોળ | | |
| सप्तदश | સત્તર | | |
| अष्टादश | અઢાર – અરાડ | | |
| ऊनविंशतिः | ઓગણીસ | ऊनविंशतिमः | |
| विंशतिः | વીસ | विंशतिमः | વીસમો - મી - મું |
| एकविंशति | એકવીસ | | |
| द्वाविंशति. | બાવીસ | | |
| त्रयोविंशतिः | ત્રેવીસ | | |
| चतुर्विंशतिः | ચોવીસ | | |
| पञ्चविंशतिः | પચીસ | | |
| षड्विंशति: | છવીસ | | |
| सप्तविंशतिः | સત્તાવીસ | | |
| अष्टाविंशति | અઠ્ઠાવીસ | | |
| ऊनत्रिंशत् | ઓગણત્રીસ | | |
| त्रिंशत् | ત્રીસ | त्रिंशत्तमः - मी - म | ત્રીસમો - મી - મું |
| चत्वारिंशत् | ચાળીસ | चत्वारिंशत्तम. - मी - मं | ચાળીસમો. |
| एकचत्वारिंशत् | એકતાળીસ | | |
| द्वाचत्वारिंशत् | બેંતાળીસ | | |
| त्रिचत्वारिंशत् | ત્રેંતાળીસ | | |
| चतुश्चत्वारिंशत् | ચુંમાળીસ | | |
| पञ्चचत्वारिंशत् | પિસ્તાળીસ | | |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૬ | षट्चत्वारिंशत् | છેતાળીસ | | |
| ૪૭ | सप्तचत्वारिंशत् | સડતાળીસ | | |
| ૪૮ | अष्टचत्वारिंशत् | અડતાળીસ | | |
| ૪૯ | ऊनपञ्चाशत् | ઓગણપચાસ | | |
| ૫૦ | पञ्चाशत् | પચાસ | पञ्चाशत्तम -मी-म. | પચાસમો. |
| ૬૦ | षष्टिः | સાઠ | षष्टितम ० | સાઠમો. |
| ૭૦ | सप्तति | સિત્તેર | सप्ततितम.० | શીત્તેરમો. |
| ૮૦ | अशीति | એંશી | अशीतितम ० | એંશીમો. |
| ૯૦ | नवति | નેવું | नवतितम ० | નેવુંમો. |
| ૧૦૦ | शतम् | શો | शततम ० | શોમો. |
| ૧૦૧ | एकाधिकशत-एकशत | એકશો એક | एकशततम ० | એકશો ને એ |
| ૧૦૨ | द्व्यधिकशत-द्विशत | એકશો બે | | |
| ૨૦૦ | द्वे शते | બશેં | | |
| ૩૦૦ | त्रीणिशतानि | ત્રણશેં | | |
| ૪૦૦ | चत्वारिशतानि | ચારશેં | | |
| ૫૦૦ | पञ्चशतानि | પાંચશેં | | |
| ૬૦૦ | षट्शतानि | છશેં | | |
| ૭૦૦ | सप्तशतानि | સાતશેં | | |
| ૮૦૦ | अष्टशतानि | આઠશેં | | |
| ૯૦૦ | नवशतानि | નવશેં | | |
| ૧૦૦૦ | दशशतानि-सहस्र | હજાર | सहस्रतम ० | હજારમો. |
| ૧૦૦૦૦ | अयुतं | અયુત | | |
| ૧૦૦૦૦૦ | लक्ष-नियुत | લાખ | | |
| ૧૦૦૦૦૦૦ | प्रयुत | દશલાખ | | |
| ૧૦૦૦૦૦૦૦ | कोटि = | દશપ્રયુત-ક્રોડ | | |
| ૧૦૦૦૦૦૦૦૦ | अर्बुद = | દશક્રોડ | | |
| ૧૦૦૦૦૦૦૦૦૦ | महार्बुद -पद्म= | દશઅર્બુદ | | |
| ૧૦૦૦૦૦૦૦૦૦૦ | खर्व = | દશપદ્મ | | |
| ૧૦૦૦૦૦૦૦૦૦૦૦ | निखर्व= | દશ ખર્વ. | | |
| | महापद्म= | દશ નિખર્વ. | | |
| | शङ्कु = | દશ મહાપદ્મ. | | |
| | शङ्ख – समुद्र = | દશ શંકુ. | | |
| | महाशङ्ख–अन्त्य = | દશ સમુદ્ર. | | |
| | हाहा–मध्य = | દશ અન્ત્ય | | |
| | महाहाहा – परार्द्ध = | દશ મધ્ય. | | |
| | धुन = | દશ પરાર્ધ. | | |
| | महाधुन = | દશ ધુન. | | |
| | अक्षोहिणी = | દશ મહાધુન. | | |
| | महाक्षोहिणी = | દશ અક્ષોહિણી | | |

અંક ૧૯૮માં કેટલાએક સકર્મક ક્રિયાપદ આવેછે કે જેનો પ્રયોગ ભૂત કૃદંતે કરી થનારા રૂપમાં કર્ત્તરિ છે. એમનાં કોઈ તો મૂળે અકર્મક હોય; જેમકે, લાવ =લેઈ આવ હશે; પણ બીજાં વિષે એવો કોઈ ખુલાશો જડતો નથી. મને ભાસેછે કે જેમ સંસ્કૃતમાં કોઈ આત્મને (મૂળે અકર્મક), કોઈ પરસ્મૈ (મૂળે સકર્મક) છતાં પણ કોઈ ઉભયપદ — બેહુપદં — ના હોયછે, અને પરસ્મૈને અર્થે કોઈ આત્મને રૂપનાં, અને આત્મનેના અર્થમાં કોઈ પરસ્મૈ રૂપનાં વપરાય છેં, તેમ ગુજરાતીમાં પણ કોઈ ક્રિયાપદ વર્ણે સકર્મક છતાં પણ અકર્મક ક્રિયાપદના સાધારણ પ્રયોગમાં (કર્ત્તરિ પ્રયોગમાં) ચાલેછે.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮ | ૧૫ | સ્વરોના | સ્વરોનાં |
| ૨૩ | ૨ | મ્હૌષ | મ્હૌષધ. |
| ૩૯ | ૧૪ | જાુમાં. | જુમાં |
| ૪૩ | ૨૦ | इ | ई |
| ૪૫ | ૧૧ | દ્વિતય | દ્વિતીય કે દ્વિમય |
| ૭૩ | ૧૪ | હૃદદ | હૃદય |
| ૭૫ | ૭ | तस्या. | तस्यां |
| ૯૯ | ૨૪-૨૫ | निश्चयार्थ<br>संशयार्थ | निश्चयार्थ<br>संशयार्थ |
| ૧૦૦ | ૯ | વર્તમાનકૃત | વર્તમાનભૂત |
| " | ૧૧ | पुज | पुज् |
| ૧૦૪ | ૧૧ | स | स |
| ૧૧૩ | ૯ | ૧૧૫ | ૧૧૬ |
| ૧૩૨ | ૧૧ | શાહ – શૂહા | શાહ – શાહા |
| ૧૩૪ | ૧૨ | કરનાર | કરનાર" પણ પ્રેરકનો અર્થ પ્રત્યયને વળગ્યો નહિ. |
| " | ૧૩ | (કુશલકરનાર) | કુશલકાર ( કુશલ કરનાર, કરાવનાર). |
| ૧૫૨ | ૨૪ | સપ્તઋષિ | સપ્તર્ષિ |
| ૧૫૪ | ૬ | કમલનેત્રો | કમલનેત્રા |
| ૧૫૬ | ૭ | દ્વિપ | દ્વીપ |
| " | ૧૦ | મિશ્ર | સંયુક્ત કે મિશ્ર |
| " | ૨૧ | "છુ વાનથી ચાસ" – | આ અક્ષર કાહાડી નાંખવા. |
| ૨૦૮ | ૧૭ | પૌઢ | પ્રૌઢ |
| ૨૧૧ | ઉપાંત્ય શબ્દ | પેણ | પેણ |